# : અનુક્રમણિકા :

# અસ્મદીયમ્

પરમકૃપાળુ પરમાત્માની કેવળ કૃપાથી જ આ ઉપનિષત્ જનતાની સેવામાં રજૂ થઈ શકે છે. આજથી વર્ષો પહેલાં તમામ શિષ્ટમાન્ય ઉપનિષદો ઉપર ભાષ્યાદિ લખીને તૈયાર રાખ્યાં હતાં તે પૈકી ઈશકેન ઉપનિષત્ સાધન ભાષ્યો. ઈશાદિ ઉપનિષત્ પંચક સાધન ભાષ્યો, માંડૂક્યાદિ ઉપનિષત્ ચતુષ્ટય સાધન ભાષ્યો વગેરે અવારનવાર જનતા સમક્ષ મૂકાયાં હતાં. છેવટે એકાદ વર્ષ પહેલાં ભાઈશ્રી રમણિકલાલ પુ. શાહ તથા સૌ. ઈન્દુમતી રમણિકલાલ શાહ (વ્યવસ્થાપક ગીતાબન્ધુ) ના ભારે પુરુષાર્થે ઈશાદિ–નવોપનિષત્ સાધન ભાષ્યો જનતા સમક્ષ મૂકી શકાયાં. બાકી હતાં છાન્દોગ્ય અને બૃહદારણ્યક. તે પૈકી છાન્દોગ્ય ઉપનિષત્ સાધન ભાષ્ય પ્રકટ કરવાનું સૌભાગ્ય સાંપડે છે એ પ્રભુની કૃપા જ છે. વર્ષો સુધી ભારે જહેમતે સાચવી રાખેલાં આ ઉચ્ચતમ સાહિત્યનાં અનર્ઘ્ય રત્નો આજે દિવસનો પ્રકાશ જોવા પામ્યાં છે એ લેખકને માટે તો હર્ષનો વિષય હોય જ, પણ જનતા માટે પણ એ હોવો ઘટે. કેમકે ઓછામાં ઓછું ગુજરાતને લાગેવળગે છે ત્યાં સુધી આ આર્ષ સાહિત્યનાં ગુરુગમ્ય રહસ્યોને પ્રકટ કરનાર ભાષ્યો વિરલ હોય છે. ગુરુકૃપા, ઈશ્વરની દયા અને સતત દીર્ઘ ઉદ્યોગને પરિણામે જેવાં છે તેવાં આ સાધન ભાષ્ય સહિતનાં શિષ્ટમાન્ય ઉપનિષદો આજે રજૂ થઈ શક્યાં છે.

ઉપનિષત્ સાહિત્ય વિશ્વસાહિત્યમાં અજોડ સ્થાન ધરાવે છે. વિશ્વના પડદા પાછળ વર્તતાં, બૃહજ્જીવનના સુખરાશિરૂપ, એક અતિ રહસ્યમય તત્ત્વને જેટલું ઉપનિષદો ઉકેલે છે તેટલું કોઈ સાહિત્ય કરી શક્યું નથી. કદાચ ઉકેલી શકશે પણ નહીં. તત્ત્વજ્ઞાનના પ્રાસાદનાં એ ઝગઝગતાં ઉચ્ચતમ શિખરો છે! અનન્તને સાન્તની મર્યાદામાં રમતાં કરનારાં એ, જાદૂગર છે. ભાગ્યે જ પકડાતાં તત્ત્વને એમણે હમેશની પકડમાં આણ્યાં છે. દુર્લભતમને એમણે સુલભ કર્યું છે! પરમાત્મા નામના તે ગૂઢતમ–રહસ્યતમ તત્ત્વને સ્પષ્ટ કરવા મથતા ઋષિહૃદયનાં એ દિવ્યતમ અનુભવોની મંગલમય ગાથાઓ છે. ભારતવર્ષમાં જન્મી જેમણે ઉપનિષત્ના ઋષિઓનો સાક્ષાત્ સંપર્ક ન સાધ્યો તે શું ગુમાવે છે તેની તેને, કલ્પના નથી. ભારતમાં જન્મ આપવા પાછળ જગદીશનો કંઈક ગૂઢ આશય લાગે છે. અહીં જન્મવું એ એક દુર્લભ તક છે. કારણ કે, અહીં જન્મતા જીવને શિવ થવું એ સરળ છે. અહીં શિવ થવાનાં સાધન છે. સાધના છે. પંથ છે. ભોમીઆ છે. વાતાવરણ છે. સંસ્કાર છે. જીવને શિવ થવાની તક આપવા માટે જ કદાચ ભારતમાં પ્રભુ જન્મ દે છે. આ કલ્પના પાછળ કોઈ અયુક્ત દેશાભિમાન કે

સંસ્કૃતિના અભિમાનની ઊર્મિનાશુ ન વાંચે. સાચે જ ભારતભૂમિમાં જન્મેવું તો મોક્ષ માટે જ. ચરમપુરુષાર્થની સાધના અને સિદ્ધિ માટે જ. અહીં જન્મીને પણ જો ત્રિવર્ગની જ સાધના કરવાની હશે તો તે દેશની પ્રતિભાનો સરિયામ દ્રોહ જ હશે! દર્શનની વંચના જ હશે. ઋષિમુનિઓનાં તપની વિડંબના જ હશે. ભાભોમ પ્રત્યે કૃતઘ્નતા જ હશે. ઇશ્વરે મૂકેલા વિશ્વાસનો એ ભંગ જ હશે. બૃહદાનન્દનો એ નિર્લજ્જ ઇન્કાર જ હશે. દુઃખને કાયમી રાખવાનો એ બેજવાબદાર પ્રમાદ જ હશે. ભારતમાં તો આત્માર્થી જ જન્મે—મુમુક્ષુ જ જન્મે—પરમાત્મદર્શી જ જન્મે—એવો એની દીર્ઘ સાધનામાં—એના વાતાવરણમાં—એના સંસ્કારમાં એના જીવન વલણમાં નિરક્ષર ભાષામાં લખેલો બોલ વંચાય છે! तमेव विदित्वा अति मृत्युमेति—ની ઘોષણા કરનાર દેશમાં બીજું શું વાંચવું? इह चेदवेदीत् अथ सत्यमस्ति—न चेत् इह अवेदित् महती विनष्टिः નો રણકાર કરનાર દેશના મૂળ જીવનાશયમાં બીજું શું જોઈ શકાય? यदा चर्मवदाकाशं वेष्टयिष्यन्ति मानवाः । तदा देवं अविज्ञाय दुःखस्यान्तं गमिष्यतिनी દૈવી નિશ્ચલતા વ્યક્ત કરતા દેશમાં બીજું શું સમજવું? "જીવ થકી શિવ થવું" એ જ આ દેશના તો મૂળમાં અરમાન છે!

વિચાર અને વર્તન વચ્ચે પ્રેરક—પ્રેર્ય સંબંધ છે. વિચાર પ્રેરક છે, વર્તન પ્રેર્ય છે. અને છેવટે જીવન વર્તનપળોની જ સંહિતા છે. આથી વિચાર જ જીવનનું મૂળ બીજ છે! વિચારનું જ જીવન એ ફળ છે. અને આ જો સાચું છે તો ઊંચામાં ઊંચા વિચારો જ ઊંચામાં ઊંચા આચારોની ભાભોમ છે. અને એ આચારો જ જીવનની રંગભૂમિ છે! ઊંચામાં ઊંચો વિચાર ઉપનિષદના ઋષિએ ટૂંકામાં ટૂંકી રીતે "तत्त्वमसि," "अहं ब्रह्मास्मि," "अयमात्मा ब्रह्म," "प्रज्ञानं ब्रह्म." વગેરે સત્રાત્મક વાક્યમાં દર્શાવ્યો છે. ટેટામાં ફમીરવડની માફક આ નાનાં સત્રોમાં બૃહજ્જીવનનો અતિ મહાન અને ઘટાદાર વડ છૂપાયો છે. એ સૂત્રોનાં મિતાક્ષરોમાં અમિતાર્થ છૂપાયા છે. ભારતવર્ષની હજારો વર્ષની સતત અને અભંગ—ગુરુકુલ પરંપરાએ સમૃદ્ધિ સાધનાનો જો કોઈ એકમાત્ર મહાનમાં મહાન વારસો હોય તો તે આ સૂત્રોનો છે! જેને तत्त्वमसि વગેરે અનુભવની ભૂમિકાએ સમજાયું છે તે પૂર્ણ જ્ઞાની છે. પૂર્ણ યોગી છે. પૂર્ણ ભક્ત છે. પૂર્ણ માનવ છે. તેવાને ભવાટવીમાં ભટકવાનું કારણ રહેતું નથી. સંસારના ચંક્રમણમાં તેને પરિવ્રાજક થવાનું કોઈ નિમિત્ત રહેતું નથી. તેનાં કર્મનાં અટલ લેણદેણ પૂરાં થઈ જાય છે. કોઈ જીવનો તે, કે કોઈ જીવ તેનો ઋણી રહેતો નથી. બ્રહ્માથી લઇને તે ઘાસનાં તણખલાં સુધીના ઉચ્ચાવચ પ્રપંચમાં તેની અવરજવર અટકી જાય છે. કોઇ જનેતાનાં જોબન હરવાનો દ્રોહ હવે તેને કરવો પડતો નથી. न तद्

भासयते सूर्यो न शशांको न पावकः । यद्गत्वा न निवर्तन्ते तद्धाम परमं मम– નો તે નિત્યનિવાસી થાય છે. તેવાને આબ્રહ્મસ્તમ્બાન્ત બધા જ અંજલિ આપે છે. અને આ આયસીઃ પુરઃ ને ભેદીને જે અમૃતભૂઃ નિવાસી થાય તેનાં ભાગ્ય વખાણતાં દેવો અને વેદો, શાસ્ત્રો અને સંતો, થાક્તા નથી.

ભારતના જીવનનો નિયામક–પ્રવર્તક, પોષક, મુખ્યતમ મંત્ર 'तत्त्वमसि' વગેરે ઉપનિષત્ સૂત્રો છે. એ મૂળ મંત્રને સિદ્ધ કરવા જ અહીં જીવનના નીતિ નિયમો રીતિ રસમો વગેરેનાં વિધાન છે. સાક્ષાત્ અગર તો પરંપરાએ ઉપલા મંત્રને ન સાધે તેને અનુકૂળ ન થાય, તેનાથી પ્રતિકૂળ થાય કે તેના પ્રભાવ કે પ્રસારને રૂંધે તે તમામ વિચારો અને વર્તનો ભારતના જીવનાચાર્યોને મન નિષિદ્ધ છે. तत्त्वमसिनो સાક્ષાત્ કે પરંપરાએ અનુભવ કરવાને ભારતવર્ષની સમાજરચના છે. તેને અધીન જ વ્યક્તિ જીવનના વિધિનિષેધો છે. તે એકને જ–એકમાત્ર તેને જ– અનુલક્ષીને જીવનની પદ્ધતિનાં નિર્માણ છે. આત્માનાં સૌને લાંબે કે ટૂંકે ગાળે પણ દર્શન થાય તે માટે જ ભારતીય સમાજની અદ્ભુત વિધિનિષેધોની ગૂંથણી છે. ભારતને મન જીવન એ આ પરમ લક્ષ્યને સંપાદિત કરવાની એક અભંગ અને દિવ્ય સાધના માત્ર છે.

આમ હોઈને ભારતવર્ષને મન તત્ત્વજ્ઞાન એ વિનોદનો કે ચર્ચાનો વિષય નથી. તત્ત્વજ્ઞાન જીવવું જોઈએ. જે જીવાય નહીં તે તત્ત્વજ્ઞાન હોય નહીં– એવો ભારતનો દૃઢ નિર્ણય છે. આથી તત્ત્વજ્ઞાનને "પોથીમાંનાં રીંગણાં" નહીં પણ ખેતરમાંના હકીકતનાં રીંગણાં બનાવીને જ એ જંપે છે. અને આથી તત્ત્વજ્ઞાનને જીરવવાં એણે સાધનાની કેડી ઉપર વધારેમાં વધારે ભાર મૂક્યો છે. નિત્યાનિત્ય–વસ્તુ–વિવેક વગેરે જેની કને હોય નહીં તેને તત્ત્વજ્ઞાન જરે જ નહીં એવો એણે–ब्रह्मजिज्ञासा–ના પ્રથમ સૂત્રના પ્રથમ શબ્દમાં જ નિર્ણય આપી દીધો છે. અર્થને સિદ્ધ કરે તે अतः દ્વારા ब्रह्मजिज्ञासामां પ્રવેશી अनावृत्तिः शब्दात्‌માં પહોંચે. માટે આ વિદ્યામાં "કોઈ સૂંઠને ગાંગડે" ગાંધી થઈ શકતું નથી. સાધના સંપન્નને જ સિદ્ધિ સ્વયંવરે છે. આથી સાધનામાં નિમગ્ન રહે. સાધનાનો પ્રકર્ષ જ અહીં સિદ્ધિ થઈને રહે છે. સૌ સાધનાનિષ્ઠ બને. સિદ્ધિ શોધતી આવશે.

અને એ સાધના કઈ? તો જરા વિચાર કરવો રહેશે. પરમાત્મા આમન્ય– તેનું સાધન છે યોગ. યોગ પરવૈરાગ્યને અધીન. પર વૈરાગ્ય અપર વૈરાગ્યને અધીન. અપરવૈરાગ્યનો પાયો છે મૈત્રી–કરુણા–મુદિતા–ઉપેક્ષા. મૈત્રી વગેરેનો ઉત્કર્ષ એટલે

પૂરી માણુસાઇ. આ માણુસની સાધના વેદાન્તના તત્ત્વજ્ઞાનના અનુભવમાં પાયારૂપ છે. આ અર્થમાં જે માણુસ નહીં તેને કદી વેદાન્ત તત્ત્વ જડતું કે જરતું નથી. અર્થાત્ જ સદ્ગુણોનાં બેહદ વિકાસ સાથે તે નિર્ગુણને પામે અને નિર્ગુણને મેળવી સગુણમાં રાચે. આથી મૈત્રી વગેરે દ્વારા ઇર્ષા અસૂયા વગેરેને–અને પ્રતિપક્ષી દ્વારા અવિદ્યા અસ્મિના વગેરે ક્લેશોને જે નામશેષ કરે તે સાધન સંપન્ન–આમ વેદાન્ત માનવને પૂરો મહામાનવ કરીને જ અટકે છે.

બધાંય ઉપનિષદોની એક વિશિષ્ટ અને રમણીય શૈલી છે. એનો દ્રષ્ટા સીધો સમાધિમાં વિહાર કરી ત્યાંના અનુભવને માનવવાણીમાં રમતો મૂકે છે. આદિ અને અન્ત વિષે બોલી વચલા પગલાં વિષે એ ઝાઝી ચિંતા કરતો નથી. મોટે ભાગે વચલાં પગથિયાંઓ વાચકે જ ગોઠવી લેવાનાં હોય છે. એ તો બોલી મૂકે છે કે "ब्रह्मविद् आप्नोति परम्" બસ. બ્રહ્મનો જ્ઞાતા પરને પામે છે–અને "વિત્તિ"નું ફળ "પ્રાપ્તિ"–આટલું જ બતાવીને એ અટકે. આપણે એ વિત્તિ અને પ્રાપ્તિ વચ્ચેનાં સોપાનો શોધી લેવાનાં. એવી મનોહર અને આકર્ષક એની શૈલી છે કે એક વખત અધિકારપૂર્વક તેની કને જઇએ એટલે તેનાં જાદુને પાથર્યા વિના રહેજ નહીં! સીધી સાદી–લક્ષ્યવેધી–અને છતાં હૃદયંગમ ભાષા–વ્યંગ્ય માટે અસીમ શક્યતા ધરાવતી એ ભાષા મનોરમા છે. વિચારો અને ભાવો ગંગાપ્રવાહ જેવા–નિર્મલ–શીતલ–પાવન–મંગલ. સીધી આત્માને ચોંટી જતી હોઇને એનું કૌવત અને પ્રેરકત્વ અપૂર્વ છે. એના પ્રેમમાં પડ્યા પછી એના ઉપર સ્વયમેવ અવ્યભિચારિણી ભક્તિ જન્મે છે.

આ છાંદોગ્ય ઉપનિષત્ અતિ પ્રાચીન છે. વેદાન્તના ઘણા સિદ્ધાન્તોના પાયામાં છે. હીરાની ખાણ છે. હીરાઓ ખાણમાં હોવા છતાં દર ત્રીજે પગલે કાંઇ તે મળતાં નથી. મોટે ભાગે તો કોલસો જ મળી આવે છે. છતાં જ્યારે તેમાંથી હીરાઓ મળી આવે છે, ત્યારે તે કોહીનૂરને પણ ઝાંખા પાડે એવા જ હોય છે. છાંદોગ્યનો કેટલોક ભાગ–ના–લગભગ અડધો અડધ ભાગ તો ઉપર કહ્યું તેમ આજના યુગને માટે કોલસો જ નીવડવાનો સંભવ છે. પણ એના અતિ કીમતી હીરાઓ પણ તેટલા જ અતુલ્ય અને અદ્વિતીય છે. આથી હીરાનો ગરજુ કોલસાથી ન કંટાળો.

અસ્મદીયની ઇતિ ભાગ્યે તે પહેલાં ભાઇશ્રી રમણિકલાલ પુ. શાહ તથા શ્રી ઇન્દુમતી ર. શાહ ને ધન્યવાદ આપવો ઘટે. આ પ્રથમ પ્રકાશનમાં પણ મુખ્ય તો આર્થિક સહાય એ દંપતીની પ્રેરણાએ જ મળી છે. ધન્ય જીવન જીવવાનો નમ્ર છતાં દઢ પ્રયત્ન કરતા એ દંપતી ઘણાને માટે અનુકરણીય છે. ઉપરાંત સંપાદિકાઓ-શ્રી માલતી શેઠ અને શ્રી શાન્તા દેસાઇએ પણ ભારે જહેમત ઉઠાવી-સતત પરિશ્રમ કરી વિદ્યાઋણમાંથી મુક્ત થવાની કોશિશ કરી છે. સેવાની તક મેળવવા બદલ તેઓ પ્રભુને ધન્યવાદ અર્પે. વિદ્યાઋણ વિદ્વાનને જ શોભે.

પરમાત્મા શ્રી કૃષ્ણચન્દ્ર અને અંતર્યામી શ્રી ગુરુદેવની આ કૃપા જ છે. તેમના ચરણે વિનમ્ર વંદનાપૂર્વક વિરમીએ. હરિ ૐ તત્ સત્.

ભવન્સ કોલેજ
મુંબઈ ૭
તા. ૩-૧૦-૫૯

[illegible]



રામરાય અચરતલાલ મહાદેવીઆ

જન્મ : ઈ. સ. ૧૮૯૪

સ્વર્ગવાસ : ઈ. સ. ૧૯૩૪

## સમર્પણ

( વસન્તતિલકા )

જેના અનુભવની પુરુષાર્થ યોગ્ય—
કાયા મળી, ભવ-સમુદ્ર-તરી!; અનર્ઘ્ય—
હેતે નમિસ તરતાં, મળતો પ્રકાશ,
તે તાતનાં ચરણમાં શુભગ્રંથ ન્યસ્ત:

સમર્પણકર્તા:
કુટુંબીજનો

# સંપાદકીય

ઉપનિષદ્ એટલે રહસ્ય વિદ્યા. સત્યની શોધ માટે એકધારો, અણથાક, વૈજ્ઞાનિક પરિપૂર્ણતાયુક્ત પ્રયોગ કરનાર ઋષિઓનું જીવનદર્શન એમાં સંગ્રહાયેલું છે. દીર્ઘ તપોબળે અને જીવનની સમર્પણભરી ફનાગીરીએ સત્યને અંતરમાં પ્રકટ થવાની ફરજ પાડનાર ઋષિઓનું એ દર્શન છે. સત્યને ફૂટેલી એ વાચા છે! સત્યના સંદેશવાહકોનો એ સામાન્યજનને સંદેશ છે. સત્યના સર્વોચ્ચ શિખરોને સર કરી આવેલાઓએ તળેટીમાં વસનારાઓને આપેલી એ માહિતી છે. સત્યનો સાક્ષાત્કાર કરવાની હામ ભીડનારાઓને માટે વિચારમાર્ગે એ Mile stones છે. એ માર્ગ સીધાં ચઢાણવાળો લીસ્સો અને કપરો છે. ઉપનિષદ્‌ના જ શબ્દોમાં કહીએ તો "क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गं पथस्तत्" આથી કોઇ એકલદોકલ એ માર્ગે ચાલતો હોઇને ત્યાં કોઇ રાજમાર્ગ નથી. કાળજૂની એ પગથી ઉપર એ એકાન્ત માર્ગે ચાલવા માટે ભોમિયાની જરૂર રહે જ. આ ભાષ્ય એ ભોમિયાની ગરજ સારશે એવી શ્રદ્ધા છે.

માનવભાષા રોજિંદા સ્થૂલ પદાર્થોના અનુભવોને વર્ણવવા પણ અસમર્થ છે તો પરમાત્મા જેવા સૂક્ષ્માતિ સૂક્ષ્મ પદાર્થની તો વાત જ શી? આથી જ શાસ્ત્રો પણ છેવટે પરમાત્મા સ્વસંવેદ્ય છે એમ કહી મૌન ધારે છે. વિશ્વના ગૂઢ રહસ્યોનો ભાર માનવ-ભાષા ઝીલી શકતી નથી છતાં પરમાત્માના અનુભવના આનંદનો ઇજારો કોઇ એક વ્યક્તિનો હોઈ ન શકે. આથી એ અનુભવો ઋષિ ઉપનિષદ્‌માં રજૂ કરે છે. સમાધિની એ ગૂઢ ભાષાના ઉકેલમાં આ ભાષ્ય અતિ ઉપયોગી નીવડશે. મૂળ ઉપનિષદ્‌માં વિચાર સળંગ કડીબદ્ધ નથી લાગતા કારણ જુદા જુદા dimensionથી જોએલા-અનુભવેલા સત્યનું એ વર્ણન આપે છે. ભાષ્ય એમાં ખૂટતી કડી પૂરે છે.

આ છાંદોગ્ય ઉપનિષદ્ વેદાન્તદર્શનના પાયાનું ઉપનિષદ્ છે. ચમકીલાં કિમતી રત્નોની એ ખાણ છે. ભાષ્ય એને પાસાદાર બનાવે છે. વેદાન્તના ચાર મહાવાક્યોમાંથી એક-તત્ત્વમસિ-આ ઉપનિષદ્‌માંથી લેવામાં આવ્યું છે. તે ઉપરાંત અન્તરાધિકરણ, આકાશાધિકરણ, પ્રાણાધિકરણ, જ્યોતિશ્ચરણાધિકરણ, ભૂમાધિકરણ, વગેરેમાં આ વેદાન્તના વાક્યોના અર્થનિર્ણય અંગે વિચારણા કરવામાં આવી છે. આ ઉપનિષદ્‌ની શરૂઆત ૐકારની ઉપાસનાથી થાય છે. ઉપાસના યદ્યપિ માનસિક ક્રિયા હોઇને, પરમાત્માના અનુભવ માટે એ સાક્ષાત્ સાધન નથી, પણ ઉપાસનાથી શુદ્ધ થયેલું હૃદય પરમાત્માને ધારણ કરવા માટે યોગ્ય બને છે, આથી સૂક્ષ્મ પદાર્થને બતાવવા

માટે અનુભવની દર્શન ન્યાય જરૂરી થઈ પડે છે. ઉપાસનાથી શુદ્ધ થયેલા અંતરમાં, જેમ સ્વચ્છ દર્પણમાં પ્રતિબિંબ, તેમ પરમાત્મા છતો થાય છે. ઉપાસનાનો પરિપાક થયો ક્યારે જાણવો એ સમજાવતી માર્મિક આખ્યાયિકા કસોટીના પથ્થરરૂપે ઋષિ રજૂ કરે છે. અધૂરાં જ્ઞાનનો શાપ દર્શાવી, જ્ઞાનમાંથી અનાસક્તિ ફળે છે એમ બતાવે છે. બીજા અધ્યાયમાં સામની ઉપાસના બતાવે છે. યજ્ઞ, દાન તપનું મહાત્મ્ય વર્ણવે છે. જ્ઞાન વિનાના કર્મની મારકતા બતાવે છે.

ત્રીજા અધ્યાયમાં મધુવિદ્યાનું હૃદયંગમ રૂપક રજૂ કરે છે. ગાયત્રીની બ્રહ્મરૂપે ઉપાસના કરવાનું વિધાન કરે છે. અને દૃષ્ટિનું શોધન કરતાં કરતાં છેવટે શાંડિલ્ય વિદ્યામાં "આ બધું જ બ્રહ્મ છે" એમ પ્રતિપાદિત કરે છે. મહર્ષિ વેદવ્યાસ પણ એ જ કહે છે ને-ब्रह्मदृष्टिः उत्कर्षात्-એ સૂત્રમાં! સ્થૂલમાંથી ઉંચકી સૂક્ષ્મમાં સરકાવી દેવાની, ક્ષુદ્રતામાંથી મહાનતામાં રમતા કરી દેવાની, નાકની પેલે પાર ન જોઈ શકનારને 'સર્વ'નો ખ્યાલ આપવાની અનાયાસે સત્યનો ઉત્કર્ષ કરાવનારી ભાષ્યકારની શૈલી ઉપનિષદ્‌ના મર્મને સુબોધ્ય કરે છે.

ચોથા અધ્યાયમાં જાનશ્રુતિની આખ્યાયિકા દ્વારા, જ્ઞાન અમૂલ્ય છે એમ સમજાવી, જ્ઞાનની પ્રાપ્તિ એ પ્રાપ્તિની અવધિ છે એમ બતાવી સંવર્ગ વિદ્યા કહે છે. અને સત્યકામ જાબાલના આખ્યાન દ્વારા સત્ય, તપ, ગોસેવા, નમ્રતાના આદર્શો ખડા કરે છે. સત્યકામ જેમ વૃષભ વગેરે પાસેથી તેમ ઉપકોશલને અગ્નિ પાસેથી વિદ્યા પ્રાપ્ત કરતા બતાવી, સાંભળનારને માટે સૃષ્ટિના પદાર્થમાત્રમાં સંદેશ છૂપાયો છે એમ ઋષિ સૂચવતા લાગે છે.

પાંચમા અધ્યાયમાં અજ્ઞાનનો સ્વીકાર એ જ્ઞાનપ્રાપ્તિનું પ્રથમ સોપાન છે. એ બતાવી, નિરભિમાની જ્ઞાનપ્રાપ્તિનો અધિકારી છે એમ સમજાવી રાજા જૈવલિ દ્વારા શ્વેતકેતુને પંચાગ્નિ વિદ્યાનું શિક્ષણ અપાવે છે. વિચાર કરનાર સૌને ઉપસ્થિત થતા અને મુંઝવતા, વિશ્વની આંતરવ્યવસ્થામાં ડોકિયું કરાવતા, એ પાંચ ગૂઢ પ્રશ્નોનું ભાષ્યમાં સુંદર સરળ વિવેચન કર્યું છે. તે જ પ્રમાણે રાજા અશ્વપતિ પાસે શાલ, સત્યયજ્ઞ વગેરે મહાગૃહસ્થી શ્રોત્રિયોને સમિત્પાણિ જતાં બતાવીને વિદ્યા પ્રાપ્તિ માટે કોઈ ઉંમર મોટી નથી એમ સૂચવે છે. આંશિક દર્શનની ક્લેશવત્તા બતાવી વૈશ્વાનરની ઉપાસનાનું વિધાન કરે છે. કર્મની પીઠ પૂરનારું જ્ઞાન ન હોય તો તે કર્મ ભસ્મમાં હોમેલા હુતદ્રવ્ય જેવું બને છે-એ હકીકતનું સમર્થન કરે છે.

અને છઠ્ઠા અધ્યાયમાં શ્વેતકેતુની સુપ્રસિદ્ધ આખ્યાયિકા છે. એકના વિજ્ઞાને સર્વના વિજ્ઞાનની બાંહેધરી આપી, નામરૂપના ચોકઠામાં પૂરાએલા તત્ત્વ તરફ શ્વેતકેતુની દૃષ્ટિને વાળે છે. નરી આંખે ન દેખાનારા, પણ દૃશ્ય પદાર્થમાત્રના મૂળરૂપ સતને જોવાની, સમજવાની તેને કેળવણી આપે છે. મીઠાના દૃષ્ટાન્ત દ્વારા સતની સમરસ અસ્તિનો બોધ આપે છે. સતમાં બધું પ્રતિષ્ઠિત છે અને "તે તું છે" એની પ્રતીતિ કરાવી અનંતરૂપે અભિવ્યક્ત થતા, એકરસ સતના મહાસાગરમાં એને હિલોળા ખાતો કરી દે છે. અને અણુ અણુમાં અજ્ઞેય છતાં નિબિડપણે ભરેલા સત્ સમક્ષ દંભ કે અસત્ કેટલાં નાપાયદાર અપ્રતિષ્ઠિત અને પોલાં છે એ તપેલી કુહાડીના દૃષ્ટાન્તથી બતાવી, સતમાં પ્રતિષ્ઠિત થવાનું સૂચન કરે છે. અને ગાન્ધારદેશવાસીના દૃષ્ટાન્ત દ્વારા માયામાં ભૂલા પડેલા સૌ જીવોને પોતાની પિતૃભૂમિમાં જવાનું સૂચન કરે છે.

સાતમા અધ્યાયમાં નારદ સનત્કુમાર પાસે શોકસંશમની વિદ્યા મેળવવા જાય છે. પહેલાં જે વિદ્યાનું તેણે અધ્યયન કર્યું હતું તેનું નિવેદન કરે છે. વિદ્યાઓની એ મોટી નામાવલિનું "નામૈવૈતત્" કહી સનત્કુમાર અલ્પ મૂલ્ય આંકે છે અને ભૂમાવિદ્યા આપે છે. ભૂમાવિદ્યા–બ્રહ્મવિદ્યા સિવાયની તમામ વિદ્યાઓ એ અવિદ્યા જ છે–અલ્પ ફળ દેનારી છે એમ સૂચવે છે.

આઠમા અધ્યાયમાં દહરોપાસનાનું વિધાન કરે છે. મરણોત્તર ગતિનો ખ્યાલ આપે છે. ત્યાર બાદ પ્રજાપતિ પાસે બ્રહ્મવિદ્યા લેવા ગયેલા ઇન્દ્ર અને વિરોચનની આખ્યાયિકા દ્વારા વળી જ્ઞાનપ્રાપ્તિ માટે દીર્ઘતપ અને મનન અનિવાર્ય છે એ બતાવી જ્ઞાનીને પાછું જન્મમરણના ચક્રમાં આવવું પડતું નથી, એ અભયસંદેશ આપી ઉપનિષદની ઇતિ ભણી છે.

સમગ્ર ભાષ્ય ઉપનિષદના મર્મને બરાબર ગ્રહણ કરનારું છે. સમાધિ ભાષાના મર્મને ભેદવા માટે, ઊંડાણને માપવા માટે વિસ્તારને પકડવા માટે કેવું અણીઆળું અને વેધીલું ચિત્ત હોવું ઘટે એનો ખ્યાલ ભાષ્યના સહૃદય અભ્યાસથી વાંચકને આવ્યા વિના નહીં રહે.

ઊંચા વિચાર, તળેટીમાં વસતા માનવને, વધુ ઉન્નત થવા પ્રેરે છે, પોતાના સાચા સ્થાનનો અને ગંતવ્યનો સ્પષ્ટ ખ્યાલ આપે છે. જીવનને આનંદમય અને રસમય બનાવી જીવવા જેવું બનાવે છે. મતિ જ કૃતિને સુંદર કરતી હોઇને જીવનને કલાત્મક બનાવે છે. આથી આવું આધ્યાત્મિક સાહિત્ય–જે સાચા અર્થમાં સાહિત્ય

છે–સમાજ માનસને પ્રજીવન તત્ત્વ પૂરાં પાડશે. સમાજ આવા સાહિત્ય-સર્જકોનો સદા ઋણી જ છે. એ ગુપ્ત નિધિને સમાજ આગળ ખુલ્લો મૂકનાર ભાષ્યકર્તા શ્રી નલિનભાઈનું ઋણ તેથીય અદકું છે–એ કૃતજ્ઞો સમજી શકશે. આ પહેલાં છપાયેલા એમના નવોપનિષત્ સાધનભાષ્યના અનુસંધાનમાં આ ઉપનિષદ્ વાંચવું ઘટે. શિષ્ટમાન્ય અગિયાર ઉપનિષદ્‌માંથી હવે એકનું બૃહદારણ્યકનું પ્રકાશન બાકી રહે છે. જનતાની સહાયે તે શક્ય બનશે. પ્રસ્થાનત્રયીમાં હવે ખૂટતા વેદાન્ત દર્શનનું શ્રી નલિનભાઈનું અધૂરું ભાષ્ય પૂર્ણ કરવાની પરમાત્મા એમને અનુકૂળતા, સ્વસ્થતા અને શક્તિ આપો. જેથી તેમને આચાર્ય તરીકે નવાજતાં ગુજરાત ગૌરવ અનુભવે.

આ મહામૂલા સાહિત્યને જનતા સુલભ કરવાનું જેની આર્થિક સહાયે શક્ય બન્યું તે શ્રી મહાદેવીઆ કુટુંબ ધન્યવાદને પાત્ર છે. સદ્‌વિદ્યાના પ્રચારમાં વિત્તનો વિનિયોગ કરીને એ કુટુંબે લક્ષ્મીનો ધન્ય ઉપયોગ કર્યો છે. ગ્રંથ પ્રકાશનનો લગભગ ½ ખર્ચ, સહાય કરીને એમણે આ કાર્યને સરળ બનાવ્યું છે. તેની પાછળ પ્રેરણા આપનાર શ્રી ઇન્દુબેન શાહ તથા શ્રી રમણિકભાઈ શાહ ધન્યવાદને પાત્ર છે. આ દંપતીનું ગુજરાત ઋણી છે. એમની સક્રિય સહાનુભૂતિ સિવાય આ ગ્રંથે દિવસનો પ્રકાશ જોયો ન હોત.

સંપાદનકાર્યમાં રહી ગએલી ક્ષતિઓ તરફ જનતા ક્ષમાદૃષ્ટિ જોશે એટલી આશા સહિત વિરમીએ છીએ.

તા. ૧૫–૧૦–૫૯ — **માલતી શ્રોફ**
ઇશ્વરનિવાસ મુંબઈ ૪ — **શાન્તા દેસાઈ**

॥ श्री कृष्णः शरणं मम ॥



# अथ छान्दोग्योपनिषत्

ॐ आप्यायन्तु ममांगानि, वाक् प्राणः चक्षुः श्रोतमथो बलमिन्द्रियाणि च सर्वाणि । सर्वं ब्रह्म औपनिषदं । माहं ब्रह्म निराकुर्यां मा मा ब्रह्म निराकरोत् । अनिराकरणमस्तु । अनिराकरणमेऽस्तु । तदात्मनि निरते ये उपनिषत्सु धर्माः ते मयि सन्तु ते मयि सन्तु ॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

હે પરમાત્મન્! મારા અંગો વૃદ્ધિને પ્રાપ્ત થાઓ. વાણી, નાક, આંખ, કાન, ચામડી તથા બીજી બધી ઈન્દ્રિયો વૃદ્ધિને પ્રાપ્ત થાઓ. આ જે સ્વરૂપ ઉપનિષદોમાં કહેવામાં આવેલું બ્રહ્મ છે, રખે હું એ બ્રહ્મને ભૂલું. રખે તે બ્રહ્મ મને ભૂલે. આ ન ભૂલવું પરસ્પર હો. ન ભૂલવું મારે માટે હો. તે સર્વના આત્મામાં નિમગ્નને માટે ઉપનિષદોમાં જે ધર્મો કહ્યા છે તે બધા મારામાં હો. હે સ્વરૂપ પરમાત્મન્। આધ્યાત્મિક, આધિદૈવિક તથા આધિભૌતિક દુઃખોની નિવૃત્તિ હો.

જીવનનું આદિ મધ્ય અને અંત મંગલમય હોઇને એની પ્રત્યેક ક્રિયા મંગલમય હોવી ઘટે. આથી આપણા ઋષિઓએ પ્રત્યેક ક્રિયાની શરૂઆતમાં, મધ્યમાં અને અંતમાં મંગલાચરણ કરવાની મંગલ પ્રથા ચાલુ કરેલી છે. એ મંગલ પ્રથા અનુસાર દરેક ઉપનિષત્‌ના આરંભે અને અંતે શાન્તિપાઠનું પારાયણ કરવાનું વિધાન છે. આથી છાંદોગ્ય ઉપનિષદ્‌ના આરંભે "आप्यायन्तु" મંત્ર શાન્તિપાઠ તરીકે ભણવાનો શિષ્ટાચાર છે. આ મંત્રનો અર્થ આપ્યો છે. એનું ભાષ્ય આગળ આપવામાં આવ્યું છે એટલે અહીં તેનું પુનરાવર્તન જરૂરી નથી.

છંદોગ—આ શબ્દ ઉપરથી "છાંદોગ્ય" શબ્દ બને છે: છંદને એટલે કે વેદને એટલે કે સામવેદને જે ગાય તે છાંદોગ. એ છાંદોગોનું જે ઉપનિષત્ તે છાંદોગ્યોપનિષત્. આ સામવેદીય ઉપનિષત્ છે. સામવેદના છાંદોગ્ય બ્રાહ્મણના દશ પ્રપાઠકો—અધ્યાયો પૈકી છેલ્લા આઠ અધ્યાયોના સ્વતંત્ર સંગ્રહને છાંદોગ્ય ઉપનિષત્ કહેવામાં આવે છે.

ઉપનિષદ્ માત્રનો "આત્મજ્ઞાન" એ અસામાન્ય વિષય છે. આત્મા મૂળમાં કઈ ચીજ છે એનો નિર્ણય આપી, એની પ્રાપ્તિ કેવી રીતે થઈ શકે એ બતાવી, આત્મજ્ઞાનની પ્રાપ્તિથી માણસને શું મળે છે એ દર્શાવી, સરવાળે બૃહજ્જીવનની જીવતાંજીવત ઝાંખી કરાવી, પરમ શાન્તિ આપવામાં ઉપનિષદ્ વિદ્યાની કૃતાર્થતા છે. અને આત્મજ્ઞાન કંઈ બહારથી આવતું નથી. એ તો અંદર હરદમ પડ્યું જ છે, પણ આત્માનું જે અજ્ઞાન છે, જે અજ્ઞાન આત્મજ્ઞાનને ઢાંકીને, પોતાની પ્રબળતમ સત્તાથી માણસને દીનહીન, લાચાર અને પાંગળો બનાવી રહ્યું છે, નન્દનવનમાં નરકની ભ્રમણા પેદા કરાવી રહ્યું છે, જ્યાં "વાહ વાહ" "ધન્ય છે" એમ અનુભવવું ઉચિત છે ત્યાં "હાય હાય" "સત્યાનાશ ગયું" એવો નિર્મલ પોકાર કરાવે છે, તે અજ્ઞાનને ઉચ્છેદ કરવા, તેની સત્તાને નાબૂદ કરવા માટે ઉપનિષદ્ વિદ્યા માણસને નોતરે છે. અજ્ઞાન અને તેનાં અસંખ્ય રૂપોને નિર્વીર્ય કરવા માટે ત્રણ ઉપાયો અનાદિકાળથી ચાલ્યા આવે છે અને આજે પણ જ્યારે અજ્ઞાનને ઉથલાવી પાડવું છે તેને માટે એ ત્રણ ઉપાયો તેટલા જ ઉપયોગી છે. દેશકાળના પરિવર્તન સાથે સનાતન સિદ્ધાંતો બદલાતા નથી. અંધારું તો અસલથી જ અજવાળાંથી જ નાશ પામતું આવ્યું છે! પછી તે અજવાળું વીજળીના દીવાનું હોય કે ફાનસનું હોય–અજવાળું હોવું ઘટે એ નિર્વિવાદ છે.

આ ત્રણ ઉપાયો તે અનુક્રમે કર્મ, ઉપાસના અને જ્ઞાન છે. આ ત્રણેય પરસ્પર ઉપકારક છે. માણસ જો કરવા યોગ્ય કર્મ, કરવા યોગ્ય રીતે કરે, તો તેનાં હૃદયની મલિનતા દૂર થાય છે. માણસને માટે આત્મોન્નતિ કરે એવાં કર્મો કર્તવ્ય છે. એવાં કર્મોને તેણે નિષ્કામભાવે કરવાં રહ્યાં. નિષ્કામભાવે–યથાર્થ કર્મ કરવાથી તેનું હૃદય નિર્મલ બને છે. આ ચર્ચાનો વિષય નથી, પ્રયોગનો છે. આ છે કર્મયોગ.

આ કર્મયોગથી હૃદયની ધીરેધીરે શુદ્ધિ થતાં માણસનું હૃદય, ધ્યેયનિષ્ઠ બને છે. ધ્યેયનું સતત સ્મરણ અને તેમાં નિષ્ઠા એટલે ઉપાસના છે. આ ધ્યેય વિષયભેદે અનેક હોઈ શકે છે. પણ અધ્યાત્મવિદ્યાના પ્રકરણમાં, ઉત્કર્ષની દૃષ્ટિ મુખ્ય હોઈને, સાધક સૌથી ઉચ્ચ ધ્યેયને વરે છે. સર્વત્ર ઈશ્વરાનુભવ કરવો એ ઉચ્ચતમ ધ્યેય છે: પણ ઈશ્વર અતિ–બારીક વસ્તુ હોઈને, એકદમ પકડાતી નથી! આથી ઉપાસના, ઈશ્વરને પકડવા માટે, હૃદયની યોગ્યતા આણતી હોઈને, કર્તવ્ય ઠરે છે. ઉપાસના શબ્દનો અર્થ "નજદીક બેસવું" એવો થાય છે. અર્થાત્ હૃદયથી ઈશ્વર પાસે બેસવું એટલે ઉપાસના એટલે કે ઈશ્વરની તાલાવેલી લાગવી–તેના સિવાય હૃદયને ચેન ન પડવું. તેના વિના હૃદયમાં કોઈપણ વિચાર ન સ્ફુરવો! અર્થાત્ વિરહીને જેમ પ્રેમપાત્રની નિરન્તર સ્મૃતિ થાય–ખાનાં

—પીતાં–બેસતાં ઉઠતાં–બોલતાં–ચાલતાં જેમ પ્રેમીની જ છવિ ખડી થયા કરે તેમ પરમાત્માની નિરન્તર સ્મૃતિ થવી–ક્રિયામાત્રમાં તેનું જ અવશપણે અનુસંધાન થયા કરવું, પરમપ્રિય પરમાત્મા અને પોતાની વચ્ચે કનકવાના કાગળ જેવું અને જેટલું પણ અંતર કુદરતી રીતે અસહ્ય લાગ્યા કરવું એટલે ઉપાસના છે. પરમ પ્રેમપાત્ર દેખાય દેખાય ને અદૃશ્ય થઈ જાય! પકડાય પકડાય ને છટકી જાય! હૃદય હરખે હરખે ને રડી પડે! હાથવેંતને અંતરે રહેલાં પણ ક્ષિતિજ સમા પ્રતિપળ સરી જતા પ્રભુને માટે આંખ શ્રાવણ ભાદરવો વરસાવે, હૃદય ટળવળે, "શ્રીકૃષ્ણ" "ગોવિન્દ" "હરે" "મુરારે" "હે નાથ" "હે નારાયણ" "હે વાસુદેવ" નામનો, પથ્થરો પણ પીગળી જાય અને વજ્ર પણ તવાઈ જાય એવો આર્તનાદ થાય. આ હૃદયસ્થિતિ એ ઉપાસનાનું રહસ્ય છે. હૃદયની નિરન્તર સ્વચ્છ પ્રવાહી અવસ્થા એટલે ઉપાસના છે. આ ઉપાસનાની અવધિ એટલે જ ભક્તિ છે. અને ભક્તિ અને જ્ઞાન એ બેમાં નામનો જ તફાવત છે. સ્વરૂપે એ જુદાં નથી! ભક્તિનું ફળ જ્ઞાન છે. જ્ઞાનનું ફળ ભક્તિ છે. આમ આ ત્રણ=કર્મ ઉપાસના અને જ્ઞાન, એ અજ્ઞાનને ધોઈ નાંખનારાં છે. આ ત્રણેથી અજ્ઞાન ધોવાય કે તરત આત્મા જેવો હોય છે તેવો પ્રકટે છે. અને આત્માના નિરન્તર પ્રાકટ્ય પછી પણ યાવજ્જીવ જ્ઞાનમૂલક ભક્તિપ્રધાન નિષ્કામ કર્મ, જ્ઞાની કે ભક્તથી થયા જ કરે છે. કેમકે હવે જ તો તે ખરા અર્થમાં કર્મ કરે છે. આથી જેને જેને સાચું જ્ઞાન થયું છે તેના તેનામાં જ્ઞાન, ભક્તિ અને કર્મની ત્રિવેણીનું અતૂટપણે વહન થાય છે જ. ભગવાન શંકરાચાર્ય એમાં દૃષ્ટાન્ત છે.

તો જેમ રામ અને લક્ષ્મણની વચ્ચે ભગવતી સીતા માતા રહે છે તેમ જ્ઞાન અને કર્મની વચ્ચે સદા ભગવતી ભક્તિમાતા રહે છે. અગર તો ઉષાનો ઉદય જેમ સૂર્યના ઉદયનો પૂર્વગામી છે, તેમ ઉપાસનાનો ઉદય જ્ઞાનોદયનો પૂર્વગામી છે. આટલું ઉપાસનાનું હાર્દ જાણ્યા પછી ઉપનિષદ્‌ના ઉપાસનાકાંડને સમજવામાં, તેનું યોગ્ય મૂલ્યાંકન કરવામાં નડતર ન આવવી જોઈએ. છાંદોગ્ય ઉપનિષદ્‌ના પહેલા પ્રપાઠકના પહેલા ખંડમાં, ૐકારની ઉદ્‌ગીથરૂપે ઉપાસના છે. આ વિષયની ઝીણી ઝીણવટ આજના યુગને ઓછી ઉપયોગી છે. આથી પ્રથમ ખંડની સમગ્રપણે સંક્ષિપ્ત સમાલોચના આપવી જ યોગ્ય ધારી છે. પહેલા ખંડમાં જ નહીં—આ ઉપનિષદ્‌માં અનેક ઠેકાણે એવી અનેક વાતો આવે છે કે જે આજના પરિવર્તિત યુગમાં લગભગ નિરુપયોગી છે. એવી નિરુપયોગી વાતનું વિસ્તૃત વિવેચન ન દેતાં જેટલું જ્યાં ઉપયોગી હશે તેટલું જ ટૂંકમાં આપવાની પદ્ધતિ સ્વીકારી છે.

॥ इति उपोद्‌घातः ॥

## ॥ अथ प्रथमाध्यायस्य प्रथमः खण्डः ॥

ॐ इति एतद् अक्षरं उद्गीथं उपासीत ।
ॐ इति हि उद्गायति । तस्य उपव्याख्यानम् ॥ १ ॥

ॐ એ જે અક્ષર છે, એ અક્ષરને "ઉદ્ગીથ" જાણે કેમકે ૐ પરમાત્માનું નામ છે. એ પરમાત્માનું નામ હોઈને જ જીવનના સારરૂપ છે. કેમકે ઈશ્વરના નામ *કરતાં વધારે સત્ય અને છેવટની સત્ય કોઈ ચીજ નથી! ૐ પરમાત્માનું નામ સારરૂપ* કેમ છે એ બતાવવાની ઋષિ પાસે એક વિશિષ્ટ શૈલી છે. ઋષિ પહેલાં સિદ્ધાન્તનો નિર્દેશ કરે છે. પછી તેને સિદ્ધ કરવાનું કારણ બતાવે છે. અને કારણ દ્વારા સમર્થિત સિદ્ધાન્તને છેવટે સિદ્ધાન્ત તરીકે રજૂ કરે છે. જેમકે "ૐ ને ઉદ્ગીથ જાણે" આ સિદ્ધાન્ત છે. આ સિદ્ધાન્તના સમર્થનમાં ઋષિ કહે છે કે ૐનું ઉદ્ગાન કરવામાં આવે છે. આથી ૐ ને ઉદ્ગીથ જાણે અને એ ૐનું જ સ્પષ્ટ વ્યાખ્યાન કરવા બાકીની ઋચાઓનો ઉપયોગ કરે છે. આ છે ઘણીખરી અહીં પદ્ધતિ.

एषां भूतानां पृथिवी रसः, पृथिव्या आपो रसः, अपां ओषधयः रसः, ओषधीनां पुरुषः रसः, पुरुषस्य वाक् रसः, वाचः ऋक् रसः, ऋचः साम रसः, साम्नः उद्गीथो रसः ॥ २ ॥

આ ચતુર્વિધ ભૂતસમુદાયનો પૃથ્વી એ રસ છે–અર્ક છે–સાર છે. પૃથિવીનો પાણી એ રસ છે. પાણીનો ઓષધિઓ રસ છે. ઓષધિઓનો પુરુષ રસ છે. પુરુષનો વાણી એ રસ છે. વાણીનો ઋગ્વેદ રસ છે. ઋગ્વેદનો સામવેદ રસ છે અને સામવેદનો ઉદ્ગીથ-ૐ એ રસ છે–અર્ક છે–સાર છે. ॥ ૪ ॥

ૐ એ વસ્તુમાત્રનો સાર કેવી રીતે છે તે સિદ્ધ કરવા માટે કોણ કોનો રસ છે તે બતાવે છે. રસ શબ્દ અહીં સારવાચક છે એટલે કે તત્ત્વવાચક છે. પ્રાણીમાત્ર માટીનાં જ પૂતળાં હોઈ પ્રાણીમાત્રનો સાર પૃથ્વી છે. એ પૃથ્વીનો સાર પાણી છે. આમ કરતાં કરતાં સામવેદનો રસ ઉદ્ગીથ છે એમ બતાવે છે. કેમકે ઉદ્ગીથ=ૐ એ વેદોનો સાર છે. ॥ ૨ ॥

स एषः रसानां रसतमः परमः परार्ध्यः अष्टमः य उद्गीथः ॥ ३ ॥

જે આ પૃથ્વી વગેરેમાં સંખ્યાની દૃષ્ટિએ આઠમો ઉદ્ગીથ છે તે શ્રેષ્ઠ છે. ઈશ્વર સ્થાનીય છે અને આથી જ રસોનો પણ સર્વશ્રેષ્ઠ રસ છે. ॥ ૩ ॥

આ ૐ એ ઈશ્વરનું નામ હોઈને અને નામ અને નામી જુદાં ન હોવાથી–તેને સર્વરસમાં શ્રેષ્ઠ કહે છે. કેમકે એ ઈશ્વર–સ્થાનીય છે અને ઈશ્વર તો આ સૃષ્ટિનો સર્વશ્રેષ્ઠ રસ છે. બીજા રસો તેની છાયામાત્ર છે. ॥ ૩ ॥

**कतमा कतमा ऋक् ? कतमत् कतमत् साम ? कतमः कतमः उद्गीथः ? इति विमृष्टं भवति ॥ ४ ॥**

અહીં કઈ કઈ ઋચા છે, કયો કયો સામ છે અને કયો કયો ઉદ્‌ગીથ છે એ વિચાર પ્રાપ્ત થાય છે. ॥ ૪ ॥

**वागेव ऋक् प्राणः साम ॐ इति एतद् अक्षरं उद्गीथः । तद्वा एतत् मिथुनं यद् वाक् च प्राणश्च, ऋक् च साम च ॥ ५ ॥**

વાણી એ જ ઋચા છે. પ્રાણ એ જ સામ છે. અને ॐ એવો આ અક્ષર જ ઉદ્‌ગીથ છે. ઋચારૂપ જે વાણી અને સામરૂપ જે પ્રાણ તે આ યુગલ નિશ્ચય પ્રસિદ્ધ છે. ॥ ૫ ॥

**तत् एतत् 'ओम्' इति एतस्मिन् अक्षरे संसृज्यते, यदा वै मिथुनौ समागच्छतः आपयतः वै तौ अन्योन्यस्य कामम् ॥ ६ ॥**

તે આ વાણી અને પ્રાણનું મિથુન-જોડું "ॐ એવા આ અક્ષર સાથે સંસર્ગ પામે છે. જેમ જ્યારે કોઈપણ યુગલ પરસ્પરના સંસર્ગમાં આવે છે, ત્યારે જરુર તે અન્યોન્યના કામને પ્રાપ્ત કરે છે, તેમ આ યુગલ જ્યારે ॐ ના સંસર્ગમાં આવે છે ત્યારે અન્યોન્યની કામનાને પ્રાપ્ત કરે છે. ॥ ૬ ॥

**आपयिता ह वै कामानां भवति य एतद् एवं विद्वान् अक्षरं उद्गीथं उपास्ते ॥ ७ ॥**

આ ઉદ્‌ગીથ અક્ષરને આમ જાણતો હોઈને જે ઉપાસે છે તે અન્યની ઇચ્છાઓનો પણ નિશ્ચય પ્રાપ્ત કરાવનારો થાય છે ॥ ૭ ॥

**तद्वा एतत् अनुज्ञा अक्षरं यद् हि किं च अनुजानाति 'ओम्' इति एव तदा आह । एषा एव समृद्धिः यद् अनुज्ञा । समर्धयिता ह वै कामानां भवति यः एतद् एवं विद्वान् अक्षरं उद्गीथं उपास्ते ॥ ८ ॥**

અગર તો તે આ અક્ષર (ॐ) અનુજ્ઞા=અનુમતિવાચક છે. કેમકે જે કાંઈની પણ અનુમતિ આપવામાં આવે છે ત્યારે "ॐ" એમ જ કહેવામાં આવે છે. જે આ અનુજ્ઞા-અનુમતિ છે એ જ સમૃદ્ધિ છે. જે આમ જાણતો હોઈને આ ઉદ્‌ગીથ અક્ષરને ઉપાસે છે તે નિશ્ચય અન્યની કામનાઓનો પણ સમૃદ્ધિ કરનાર થાય છે. ॥ ૮ ॥

ચારથી આઠ ઋચાઓ સુધીમાં ॐકારની ઉપાસના કઈ દૃષ્ટિથી કરવી ઘટે તે બતાવી તેનું ફળ બતાવે છે. ॐની ઉપાસના પોતાની અને બીજાની ઇચ્છિા પૂર્ણ કરવામાં કામધેનુ જેવી છે, એમ બતાવી ॐના કેટલા બીજા અર્થો થાય છે તેનું સૂચન કરે છે। ॥ ૪–૮ ॥

**तेन इयं त्रयी विद्या वर्तते । ॐ इति आश्रावयति । ॐ इति शंसति । ॐ इति उद्गायति । एतस्य एव अक्षरस्य उपचित्यै महिम्ना रसेन ॥ ९ ॥**

તેના વડે-ॐ અક્ષર વડે જ આ સમસ્ત વેદવિદ્યા પ્રવૃત્ત-શરૂ થાય છે. "ॐ" એમ અધ્વર્યુ સંભળાવે છે. ॐ એમ હોતા સ્તુતિમંત્રો ભણે છે. ॐ એમ ઉદ્ગાતા ઉચ્ચ સ્વરે ગાય છે. એ અક્ષરના જ મહિમા અને રસ વડે એના જ પૂજન માટે વેદવિદ્યા પ્રવૃત્ત થાય છે. ॥ ९ ॥

નવમી ઋચામાં ॐ ની મહત્તા ગાય છે કે આ ॐ અક્ષર સમસ્ત વેદ વિદ્યાનો પ્રવર્તક છે. ત્રણે વેદવાળા ॐની પ્રતિષ્ઠા કબૂલે છે એટલું જ નહીં ॐ એ જીવનનું તાત્પર્ય હોઈને તથા એનો મહિમા અપાર હોઇને એ ॐ ના પૂજન માટે જ વેદમાત્રની પ્રવૃત્તિ છે એમ ઋષિનું દર્શન છે. ॥ ૯ ॥

**तेन उभौ कुरुतः यश्च एतद् एवं वेद यश्च न वेद नाना तु विद्या च अविद्या च । यदेव विद्यया करोति श्रद्धया उपनिषदा तदेव वीर्यवत्तरं भवति इति खलु एतस्य एव अक्षरस्य उपव्याख्यानं भवति ॥ १० ॥**

જે નિશ્ચય આ ॐ અક્ષરને આવો તમામ=વેદવિદ્યા અને તમામ વૈદિક કર્મ સાથે સંબંધવાળો જાણે છે અને જે જાણતો નથી, તે બન્નેય મનુષ્યો તે "ઓમ્" અક્ષર વડે કર્મ કરે છે. પરંતુ જાણવું અને ન જાણવું એ બન્ને ભિન્ન ભિન્ન ફળવાળાં છે. નિશ્ચય જે કર્મ ॐ અક્ષરના જ્ઞાનપૂર્વક એટલે કે "ઓમ્" અક્ષરના મહત્વને જાણીને મનુષ્ય કરે છે, શ્રદ્ધા અને અન્તરાત્મા બ્રહ્મના જ્ઞાનપૂર્વક કરે છે તે જ કર્મ સૌથી વધારે સમર્થ-સમૃદ્ધ ફળવાળું થાય છે. ॥ १० ॥

દશમી ઋચામાં જ્ઞાનપૂર્વક અને શ્રદ્ધાપૂર્વક કરેલું કર્મ અજ્ઞાન અને અશ્રદ્ધાપૂર્વક કરેલાં કર્મથી વધારે બલવાન હોય છે એ સિદ્ધાન્તને બતાવે છે. માણસને કશુયે કર્યા વિના તો છૂટકો જ નથી. આથી તેણે શ્રદ્ધા અને સમજપૂર્વક કર્તવ્યકર્મ કરવાં ઘટે છે. આથી પ્રત્યેક કર્મને ॐની ઉપાસનામાં ફેરવી કરવાં ઘટે. એટલે કે કર્મમાત્ર ॐ=ઈશ્વરની પ્રીતિ ખાતર કરવાં ઘટે છે. ઈશ્વરને ખાતર કરેલાં કર્મ જો સમજ અને શ્રદ્ધાથી પૂર્ણ હશે તો તે સર્વથી સમર્થ થશે. यदेव विद्यया करोति श्रद्धया उपनिषदा तदेववीर्यवत्तरं भवति—આ એક અધ્યાત્મ-જીવનની ભારે શોધ છે. ॥ ૧૦ ॥

॥ इति प्रथमाध्यायस्य प्रथमः खण्डः ॥

## ॥ अथ प्रथमाध्यायस्य द्वितीयः खण्डः ॥

देवासुरा: ह वै यत्र संयेतिरे, उभये प्रजापत्या:, तद् ह देवाः ।
उद्गीथं आजह्नुः अनेन एतान् अभिभविष्यामः इति ॥ १ ॥

દેવો અને અસુરો એ બન્ને નિશ્ચય પ્રજાપતિનાં સંતાનો જ્યાં ખરે લડયા-ત્યાં દેવો "આના વડે આ લોકોને હરાવીશું" એમ માનીને નિશ્ચય ઉદ્ગીથને-ૐકારને લઈ આવ્યા ॥ ૧ ॥

ते ह नासिक्यं प्राणं उद्गीथं उपासांचक्रिरे । तं ह असुराः पाप्मना विविधुः । तस्मात् तेन उभयं जिघ्रति-सुरभि च दुर्गन्धि च, पाप्मना हि एषः विद्धः ॥ २ ॥

તેઓએ નિશ્ચય નાસિકાસ્થાનમાં રહેલી પ્રાણેન્દ્રિયની ઉદ્ગીથ દૃષ્ટિએ ઉપાસના કરી, પણ પ્રાણેન્દ્રિયને અસુરોએ પાપથી વેધી નાંખી. તેથી પ્રાણેન્દ્રિય સુગન્ધિ અને દુર્ગન્ધિ ઉભયને સૂંઘે છે. કેમકે આ ઇન્દ્રિય પાપથી વેધાયેલી છે ! ॥ ૨ ॥

अथ ह वाचं उद्गीथं उपासांचक्रिरे । तां ह असुराः पाप्मना विविधुः । तस्मात् तया उभयं वदति-सत्यं च अनृतं च, पाप्मना हि एषा विद्धा ॥ ३ ॥

ત્યાર બાદ નિશ્ચય તેમણે વાણીની ઉદ્ગીથરૂપે ઉપાસના કરી. ત્યારે તેને અસુરોએ પાપથી વેધી. તેથી તેના વડે-વાણી વડે સાચું અને જૂઠું બન્ને મનુષ્ય બોલે છે. કેમકે એ પાપથી વિંધાયેલ છે. ॥ ૩ ॥

अथ ह चक्षुः उद्गीथं उपासांचक्रिरे । तद् ह असुराः पाप्मना विविधुः । तस्मात् तेन उभयं पश्यति-दर्शनीयं च अदर्शनीयं च पाप्मना हि एतत् विद्धम् ॥ ४ ॥

ત્યાર બાદ નિશ્ચય તેમણે ચક્ષુની ઉદ્ગીથરૂપે ઉપાસના કરી ત્યારે તેને નિશ્ચય અસુરોએ પાપથી વેધ્યું. તેથી તેના વડે જોવા જેવું અને ન જોવા જેવું એમ બન્ને જુએ છે. કેમકે એ પાપથી વેધાયેલું છે. ॥ ૪ ॥

अथ ह श्रोत्रं उद्गीथं उपासांचक्रिरे । तद् ह असुराः पाप्मना विविधुः । तस्मात् तेन उभयं शृणोति-श्रवणीयं च अश्रवणीयं च पाप्मना हि एतत् विद्धम् ॥ ५ ॥

ત્યાર બાદ તેમણે કાનને ઉદ્‌ગીથ તરીકે ઉપાસ્યો. તેને નિશ્ચય અસુરોએ પાપથી વેધ્યો. તેથી સાંભળવા જેવું અને ન સાંભળવા જેવું બન્ને તેના વડે મનુષ્ય સાંભળે છે. કેમકે એ નિશ્ચય પાપથી વેધાયેલ છે. ॥ ૫ ॥

**अथ मनः उद्‌गीथं उपासांचक्रिरे । तद् ह असुराः पाप्मना विविधुः । तस्मात् तेन उभयं संकल्पयते-संकल्पनीयं च असंकल्पनीयं च । पाप्मना हि एतत् विद्धम् ॥ ६ ॥**

ત્યાર બાદ તેઓએ મનને ઉદ્‌ગીથ તરીકે ઉપાસ્યું. તેને નિશ્ચય અસુરોએ પાપથી વેધ્યું. તેથી વિચારવા જેવું અને ન વિચારવા જેવું-બન્નેય તેના વડે વિચારે છે કેમકે પાપથી તે વીંધાયેલું છે. ॥ ૬ ॥

**अथ ह य एव अयं मुख्यः प्राणः तं उद्‌गीथं उपासांचक्रिरे । तं ह असुराः ऋत्वा विदध्वंसुः यथा अश्मानं आखणं ऋत्वा विध्वंसेत ॥ ७ ॥**

ત્યાર બાદ જે આ મુખ્ય પ્રાણ જ છે તેને ઉદ્‌ગીથ તરીકે ઉપાસ્યો પણ તેની પાસે જઈને તો પેલા અસુરો અભેદ્ય પાષાણ ઉપર પડતાં જેમ ઢેફું નાશ પામે તેમ, વિના વિલંબે નાશ પામ્યા. ॥ ૭ ॥

**एवं यथा अश्मानं आखणं ऋत्वा विध्वंसते एवं ह वै स विध्वंसते य एवंविदि पापं कामयते, यश्च एनं अभिदासति । स एषः अश्माखणः ॥ ८ ॥**

આમ જેમ અભેદ્ય પત્થરને પામીને માટીનું ઢેફું વિનષ્ટ થાય છે એમ જ નિશ્ચય ખરો આવું જાણનારની બુરાઇ ઈચ્છનારો અને તેની કોઈ પણ રીતે, હિંસા કરનારો નાશ પામે છે. કેમકે તે આ મુખ્ય પ્રાણને ઉદ્‌ગીથ તરીકે ઉપાસનારો અશ્માખણ-અભેદ્ય પત્થર જેવો છે. ॥ ૮ ॥

**न एव एतेन सुरभि न दुर्गन्धि विजानाति, अपहत-पाप्मा हि एषः । तेन यद् अश्नाति यत् पिबति, तेन इतरान् प्राणान् अवति एतं उ एव अन्ततः अवित्वा उत्क्रामति, व्याददाति एव अन्ततः इति ॥ ९ ॥**

આ મુખ્ય પ્રાણ નિશ્ચય અપહત પાપ્મ-વિનષ્ટ થયેલાં પાપવાળો શુદ્ધ છે. અને આથી જ એના વડે મનુષ્ય સુગન્ધિ કે દુર્ગન્ધિ પદાર્થને જાણતો નથી. એ મુખ્ય પ્રાણ દ્વારા મનુષ્ય જે ખાય છે, જે પીએ છે, તેના વડે બીજા પ્રાણોને રક્ષે છે. એ પ્રાણને જ અંતે ન મેળવીને ન પામવાથી બીજા પ્રાણોનો સમુદાય ઉત્ક્રમણ કરી જાય છે. અને આથી જ અંતે મરણકાલે મનુષ્યનું મોઢું ખુલ્લું થઈ જાય છે. ૯ ॥

**तं ह अंगिराः उद्गीथं उपासांचक्रे एतं उ एव आंगिरसं मन्यन्ते अगानां यद्रसः ॥ १० ॥**

તે પ્રાણને જ નિશ્ચય અંગિરા ઋષિએ ઉદ્ગીથ- ૐકારરૂપે ઉપાસ્યો હતો. આથી એને જ આંગિરા કહેવામાં આવે છે. કેમકે એ અંગોનો રસ છે. ॥ ૧૦ ॥

**तेन तं ह बृहस्पतिः उद्गीथं उपासांचक्रे एतं उ एव बृहस्पतिं मन्यन्ते । वाक् हि बृहती; तस्या एषः पतिः ॥ ११ ॥**

ત્યારબાદ તેને તેથી બૃહસ્પતિએ નિશ્ચય ઉદ્ગીથરૂપે ઉપાસ્યો. તેથી એને જ બૃહસ્પતિ કહેવામાં આવે છે. કેમકે વાણી એ બૃહતી છે તે વાણીનો એ પ્રાણપતિ-રક્ષક છે. ॥ ૧૧ ॥

**तेन तं ह आयास्यः उद्गीथं उपासांचक्रे, एत मु एव आयास्यं मन्यन्ते, आस्याद् यत् अयते ॥ १२ ॥**

ત્યારબાદ તેને તેથી નિશ્ચય આયાસ્ય ઋષિએ ઉદ્ગીથ તરીકે ઉપાસ્યો! તેથી એને જ નિશ્ચય "આયાસ્ય" કહેવામાં આવે છે કેમકે એ આયાસ્ય-મુખમાંથી નીકળે છે. ॥૧૨॥

**तेन तं ह बको दाल्भ्यः विदांचकार। स ह नैमिषीयानां उद्गाता बभूव। स ह स्म एभ्यः कामान् आगायति ॥ १३ ॥**

ત્યારબાદ તેને નિશ્ચય દલ્ભ્યના પુત્ર બક ઋષિએ જાણ્યો! જાણીને તે નૈમિષઅરણ્યમાં વસતા મુનિઓમાં ઉદ્ગાતા થયા. તે મુનિઓ માટે તે બકદાલ્ભ્ય ઋષિ કામોનું ગાયન કરે છે! તેમની ઈચ્છાઓને પૂરી કરે છે. ॥ ૧૩ ॥

**आगाता ह वै कामानां भवति य एतद् एवं विद्वान् अक्षरं उद्गीथं उपास्ते इति अध्यात्मम् ॥ १४ ॥**

આવું જાણતો હોઈને જે ઉદ્ગીથ અક્ષરની ઉપાસના કરે છે તે બીજાઓની ઈચ્છાઓને નિશ્ચય પૂરી કરે છે. આમ અધ્યાત્મ પ્રકરણ પૂરું થયું એટલે કે શરીરસ્થ પ્રાણને લગતી ઉદ્ગીથવિદ્યા પૂરી થઈ છે ॥૧૪॥

આમ આગલા ખંડમાં ૐકારની ઉપાસનાનું ઋષિએ વિધાન કર્યું. હવે બીજા ખંડમાં પણ એ ૐની જ બીજી દૃષ્ટિએ ઉપાસના વિહિત કરે છે. મુખ્ય પ્રાણરૂપે ૐની ઉપાસના કરવાથી એટલે કે બૃહત્ જીવન રાશિરૂપે પથરાયેલ પ્રાણરૂપે

ઈશ્વરને જોવાની ટેવ પાડવાથી માણસ પાપપુણ્યથી પર થઈ જાય છે. એમ બતાવવાનો અહીં ઉદ્દેશ જણાય છે. માણસ પાપ અને પુણ્યનાં પરિબળોથી હમેશાં—અનાદિ કાળથી ઘેરાયેલો છે. એ બન્નેથી પર થવામાં એની શોભા છે. એટલે કે પાપનાં પરિબળોની અસરથી મુક્ત થઈ, પુણ્યનાં પરિબળોનો બેહદ વિકાસ સાધી, અંતે પુણ્યના આધારને પણ છોડી પાપપુણ્યથી પણ પર એવું જે બૃહદ્ જીવન છે તેમાં તેણે પોતાની જીવતાંજીવત પ્રતિષ્ઠા જોવી રહી. જે બૃહત્–જીવનમાં પોતાના વ્યષ્ટિ જીવનને ઓગાળી નાંખે છે તે મહાન થાય છે એવો દ્વિતીય ખંડનો ધ્વનિ છે! આ ધ્વનિને એક સુંદર અને ઔચિત્યભરી આખ્યાયિકા દ્વારા ઋષિ આપણી સમક્ષ ધરે છે. માણસનું હૃદય અનાદિકાળથી દેવ અને દૈત્યોનું કુરુક્ષેત્ર છે! જીવનની સારી વૃત્તિઓ દેવ છે. બૂરી વૃત્તિઓ દૈત્ય છે. આ બન્ને વચ્ચે અનન્તકાળથી પોતપોતાનું બીજા ઉપર વર્ચસ્વ જમાવવા યુદ્ધ થયા જ કરે છે. આ યુદ્ધમાં શરૂઆતમાં હમેશાં અસુરો–દૈત્યો જીતતા લાગે છે. પણ અંતે દેવનો જ જય થાય છે. કેમકે દેવમાં સત્ય છે. દૈત્યોમાં અસત્ય છે. અને અસત્ય સત્ય સમક્ષ અંતે ટકતું નથી! માણસ જ્યારે ઉન્નત થવા પ્રયત્ન કરે છે એટલે કે જ્યારે એ સદ્વૃત્તિઓનો એકધારો સંચાર કરવા યત્ન છે ત્યારે તેને તે તે સદ્વૃત્તિની વિરોધી અસદ્વૃત્તિઓ પજવે છે. ત્યારે ઈશ્વરનો આશ્રય લઈને દેવ–સદ્વૃત્તિ તેમની વિરોધી વૃત્તિ સાથે સંગ્રામમાં ઊતરે છે. દૈત્ય–વૃત્તિ દેવવૃત્તિને પાપથી વીંધી નાંખે છે અને આથી જ ઈન્દ્રિયોની વૃત્તિ પુણ્ય પાપનાં મિશ્રણરૂપ લાગે છે. પહેલી ૭ ઋચામાં આ વાતને ઋષિ લાક્ષણિક શૈલીથી આપણી સમક્ષ રજૂ કરે છે! અર્થાત્ જ્યાં સુધી માણસ કેવળ પોતાની વ્યક્તિનો ખ્યાલ કરી જીવવા ઇચ્છે છે ત્યાં સુધી એની પ્રવૃત્તિ પાપ અને પુણ્ય ઉભયના સ્પર્શે વેધાએલી રહે છે. પણ જ્યારે એ વ્યક્તિ જીવનના ખ્યાલો છોડી બૃહત્જીવનમાં પોતાને ડુબાડી દે છે ત્યારે એને યદ્યપિ આસુરી ભાવો પીડવા આવે છે ખરા પણ તે એને પીડી શકતા નથી—પજવી શકતા નથી. પણ અભેદ્ય પાષાણ ઉપર અથડાતાં માટીનું ઢેફું જેમ નાશ પામે છે—તેમ તેવા બૃહત્જીવનના ઉપાસક સમક્ષ પાપવૃત્તિ આવતાં તે તત્ક્ષણ નાશ પામે છે! આ છે બૃહદ્જીવનની ખૂબી! જેણે વ્યક્તિગત જીવનમાં પ્રતિક્ષણ નિરન્તર ચાલતા દેવાસુર સંગ્રામમાં દેવનો જય જોવો હોય તેણે મુખ્ય પ્રાણ=બૃહત્જીવનનો આશરો લેવો—ઉપાસના કરવી. અને તે પણ ૐકારની દૃષ્ટિથી; એટલે કે બૃહત્જીવન ઈશ્વરનું રૂપ છે એમ સમજી તેનો આશ્રય લેવો. આમ જે બૃહત્જીવન રૂપે ૐ ની ઉપાસના કરે છે તેની તે ઉપાસના ચોમેરથી રક્ષા કરે છે! તેની સમક્ષ કોની પાપવૃત્તિ ટકી નથી? કોની હિંસાવૃત્તિ ટકી નથી.

ઉલટું જે બૃહજ્જીવનના ઉપાસકનું બૂરૂં ઇચ્છે છે–તેની હિંસા ઇચ્છે છે, તેની જ બુરાઈ અને હિંસા થાય છે. આવો બૃહજ્જીવનનો ઉપાસક ઋષિની ભાષામાં કહીએ તો "अश्माखणः" અભેદ્ય પત્થર જેવો થાય છે! આટલો છે ધ્વનિ–આઠમી ઋચા સુધીનો. આ જ વાતને નવમી ઋચામાં વધારે વિસ્તારથી કહે છે–બૃહજ્જીવનનો ઉપાસક વિશુદ્ધ થાય છે. આથી જ તેને પામર જીવનની, સુગન્ધ કે દુર્ગંધ નડતી નથી! આવો મનુષ્ય જે સમાજમાં ખાય છે, પીએ છે, તે વડે તે પોતે બીજાઓની રક્ષા કરે છે! કેમકે બૃહજ્જીવનમાં યજ્ઞભાવથી હોમેલું સૌની રક્ષા માટે સમર્થ થાય છે! આવો માણસ જે સમાજમાં નથી પાકતો તે સમાજનો પ્રાણ મરણોન્મુખ થાય છે! અર્થાત્ બૃહજ્જીવનનો ઉપાસક મનુષ્ય દુનિયાને–સમાજને–પ્રાણીમાત્રને આશીર્વાદરૂપ હોય છે! દસથી તેર ઋચાઓમાં આ જાતની ઉપાસના ક્યા ક્યા ઋષિએ કરી હતી તે બતાવી, છેલ્લી ઋચામાં આમ ઉપાસનાનું ફળ બતાવી આ પ્રકરણ–અધ્યાત્મ પ્રાણને લગતી ઉદ્ગીથ વિદ્યાનું પ્રકરણ સમાપ્ત કરે છે. ॥ ૧–૧૪ ॥

॥ इति द्वितीय खण्डः ॥

---

## ॥ अथ प्रथमाध्यायस्य तृतीयः खण्डः ॥

**अथ अधिदैवतम्। य एव असौ तपति, तं उद्गीथं उपासीत। उद्यन् वा एषः प्रजाभ्यः उद्गायति। उद्यन् तमोभयं अपहन्ति। उपहन्ता। वै भयस्य तमसः भवति य एवं वेद ॥ १ ॥**

હવે ઉદ્ગીથની–ૐકારની અધિદૈવત ઉપાસના કહીએ છીએ. જે નિશ્ચય પેલો સૂર્ય તપે છે તેને ઉદ્ગીથ દષ્ટિએ ઉપાસે. ઉગતો હોઈને એ નિશ્ચય પ્રજા માટે ઉદ્ગાન કરે છે. ઉગતો હોઈને તે અંધાર અને તજ્જન્ય ભયને હણે છે. નિશ્ચય તે ભય અને અંધારનો હણનાર થાય છે, જે આમ જાણે છે. ॥ ૧ ॥

**समानः उ एवं अयं च असौ च। उष्णः अयं उष्णः असौ। स्वरः इति इमं आचक्षते स्वर इति प्रत्यास्वरः इति अमुं तस्मात् वा एतं इमं अमुं च उद्गीथं उपासीत ॥ २ ॥**

નિશ્ચય–સમાન તુલ્ય છે આ અને નિશ્ચય તે એટલે કે પ્રાણ અને આદિત્ય એક–એકમેકની સાથે ગુણદૃષ્ટિએ સમાન છે. આ પ્રાણ ઉષ્ણ છે. પેલો સવિતા પણ ઉષ્ણ છે. આ પ્રાણને સ્વર–મરણ કાલે જતો એમ કહે છે અને પેલો સૂર્યને સ્વર સાયંકાલે જતો અને પ્રત્યાસ્વર રોજ રોજ સહવારે પાછો આવતો એમ કહે છે. અને આથીજ આ પ્રત્યક્ષ પ્રાણને અને સૂર્યને ઉદ્ગીથ તરીકે ઉપાસે. ॥ ૨॥

**अथ खलु व्यानं एवं उद्गीथं उपासीत। यद् वै प्राणिति स प्राणः यद् अपानिति सः अपानः। अथ यः प्राणापानयोः सन्धिः स व्यानः। यः व्यानः सा वाक्। तस्मात् अप्राणन् अनपानन् वाचं अभिव्याहरति ॥ ३ ॥**

હવે ખરે વ્યાનને જ ઉદ્ગીથ તરીકે ઉપાસે. જે શ્વાસ મૂકવાની ક્રિયા કરે છે તે પ્રાણ. જે શ્વાસ લેવાની ક્રિયા કરે છે તે અપાન. અને પ્રાણ અને અપાનની જે સંધિ છે તે વ્યાન. જે વ્યાન છે તે જ વાણી છે. આથી શ્વાસોચ્છ્વાસ સિવાય મનુષ્ય વાણીને વદે છે. ॥ ૩ ॥

**या वाक् सा ऋक्। तस्माद् अप्राणन् अनपानन् ऋचं अभिव्याहरति। या ऋक् तत् साम। तस्माद् अप्राणन् अनपानन् साम गायति। यत् साम स उद्गीथः। तस्माद् अप्राणन् अनपानन् उद्गायति ॥ ४ ॥**

જે વાણી છે તે ઋચા છે. તેથી શ્વાસોચ્છ્વાસ સિવાય ઋચાને વદે છે. જે ઋચા છે તે સામ છે. તેથી શ્વાસોચ્છ્વાસ સિવાય સામ ગાય છે. જે સામ છે તે ઉદ્ગીથ છે. તેથી શ્વાસોચ્છ્વાસ વિના ઉચ્ચ સ્વરે તેને ગાય છે. ॥ ૪ ॥

**अतः यानि अन्यानि वीर्यवन्ति कर्माणि–यथा अग्नेः मन्थनं आजेः सरणं, दृढस्य धनुषः आयमनं, अप्राणन् तानि करोति। एतस्य। हेतोः व्यानं एव उद्गीथं उपासीत ॥ ५ ॥**

આથી જેટલાં વીર્યવાન્-બલવાન-બલની અપેક્ષા રાખે એવાં કર્મો છે, જેવાં કે અગ્નિનું મન્થન, અમુક સીમા સુધી દોડવું, દૃઢ ધનુષ્યનું આકર્ષણ વગેરે, તે બધાંને શ્વાસોચ્છ્વાસ લીધા સિવાય કરે છે. આ જ કારણે વ્યાનને જ ઉદ્ગીથ તરીકે ઉપાસે ॥ ૫ ॥

**अथ खलु उद्गीथाक्षराणि उपासीत उद्गीथ इति प्राणः एव उत्। प्राणेन हि उत्तिष्ठति। वाक् गीः। वाचः ह गिरः इति आचक्षते। अन्नं थम्। अन्ने हि इदं सर्वं स्थितम् ॥ ६ ॥**

હવે નિશ્ચય 'ઉદ્ગીથ' એ શબ્દોના અક્ષરોની 'ઉદ્ગીથ' દૃષ્ટિએ ઉપાસના કરે. તેમાં 'ઉદ્–ગી–થમ્' એ ત્રણ અક્ષરો પૈકી પ્રાણ જ "ઉત્" અક્ષર છે એમ જાણે. કેમકે પ્રાણથી પ્રાણી ઉભો થઈ શકે છે વાણી "ગી" અક્ષર છે એમ જાણે. કેમકે વાણી જ ગિરા છે એમ કહે છે. અને અન્ન એ "થં" અક્ષર છે એમ જાણે કેમકે આ બધું અન્નમાં પ્રતિષ્ઠિત છે. ॥ ૬ ॥

द्यौः एव उत्। अन्तरिक्षं गीः। पृथिवी थम्। आदित्य एव उद्। वायुः गीः अग्निः थम्। सामवेदः एव उद्। यजुर्वेदः गीः। ऋग्वेदः थम् ॥ दुग्धे अस्मै वाग्दोहं यो वाचः दोहः। अन्नवान् अन्नादः भवति यः एतानि एवं विद्वान् उद्गीथाक्षराणि उपास्ते उद्गीथ इति ॥ ७ ॥

દ્યૌ લોક જ "उत्" અક્ષર છે, અન્તરિક્ષ લોક જ "गी" અક્ષર છે. અને લોક જ "थम्" અક્ષર છે એમ જાણે સૂર્ય જ "उत्" વાયુ જ "गी" અને અગ્નિ જ "थम्" અક્ષર છે એમ જાણે. સામવેદ જ "उत्" છે, યજુર્વેદ જ "गी" છે. ઋગ્વેદ જ "थम्" છે એમ જાણે. જે આમ જાણતો હોઈને ઉદ્‌ગીથના આ અક્ષરોને ઉદ્‌ગીથ તરીકે ઉપાસે છે તેને માટે વાણી, વાણીનું જે દોહન છે તે વાણીના દોહનને દુહે છે. તે ઉપરાંત તે અન્નવાન અને અન્નને ખાનારો થાય છે. ॥ ૭ ॥

अथ खलु आशीः समृद्धिः अपसरणानि इति उपासीत। येन साम्ना स्तोष्यन् स्यात् तत् साम उपधावेत् ॥ ८ ॥

હવે ખરે! કામનાની સમૃદ્ધિ ચિન્તવવી રહી! તે માટે આમ ઉપાસના કરે! જે સામ દ્વારા સ્તુતિ કરવાની ઈચ્છા હોય તે સામનું ચિન્તન કરે. ॥ ૮ ॥

यस्यां ऋचि ताम् ऋचं, यद् आर्षेयं तं ऋषिं यां देवतां अभिष्टोष्यन् स्यात् तां देवतां उपधावेत् ॥ ९ ॥

જે ઋચા મંત્રમાં તે સામ હોય તે ઋચાનું, જે ઋષિનું એ દર્શન તે ઋષિનું અને દેવતાને સ્તવવા ઈચ્છતો હોય તે દેવતાનું ચિંતન કરે. ॥ ૯ ॥

येन छन्दसा स्तोष्यन् स्यात् तत् छन्दः उपधावेत्। येन स्तोमेन स्तोष्यमाणः स्यात् तं स्तोमं उपधावेत् ॥ १० ॥

જે છન્દથી સ્તવવા ઈચ્છે તે છંદનું ચિંતન કરે. જે સ્તોત્ર દ્વારા સ્તવવા ઈચ્છે તે સ્તોત્રનું ચિંતન કરે. ॥ ૧૦ ॥

यां दिशं अभिष्टोष्यन् स्यात् तां दिशं उपधावेत् ॥ ११ ॥

જે દિશા તરફ સ્તુતિ કરવા ઈચ્છતો હોય તે દિશાનું ધ્યાન ધરે. ॥ ૧૧ ॥

आत्मानं अन्ततः उपसृत्य स्तुवीत कामं ध्यायन् अप्रमत्तः अभ्याशः ह यद् अस्मै स कामः समृद्ध्येत यत् कामः स्तुवीत इति यत्कामः स्तुवीत इति ॥ १२ ॥

અને છેવટે ઉદ્‌ગાતા-ઉદ્‌ગીથનો ગાતા-પોતાનું સ્મરણ કરી સ્તુતિ કરે। જે કામનાથી તે સ્તવન કરે, જે કામનાથી તે સ્તવન કરે. તેનું અત્યંત ધ્યાન કરતા અપ્રમત્ત મનુષ્યને તે કામના તરત સફળ થાય છે. ॥ ૧૨ ॥

આગલા ખંડમાં બૃહત્જીવનની ઉપાસના ફલ સહિત ઋષિએ વર્ણવી. હવે ત્રીજા ખંડમાં અનેક બીજી ઉપાસનાઓનું જુદી જુદી દૃષ્ટિએ વિધાન કરે છે. ત્રીજા ખંડની પહેલી ત્રણ ઋચામાં આદિત્ય અને પ્રાણની સમાનતા બતાવી. આદિત્યને ॐ રૂપે ઉપાસવાનું વિધાન કરે છે. ચોથી અને પાંચમી ઋચામાં ધ્યાન તરીકે ॐની ઉપાસના બતાવી છે. છઠ્ઠી અને સાતમી ઋચામાં "ઉદ્‌ગીથ" શબ્દના ઘટક અક્ષરોની સફલ ઉપાસના બતાવી છે. આઠમીથી અગીઆરમી ઋચા સુધીમાં કામ્ય પદાર્થની ઉપાસનામાં ઉપકારક વસ્તુઓનું વિધાન કરે છે. છેલ્લી ઋચામાં આત્મામાં-પોતાનામાં રહેલ ચિંતામણી ગુણનું સૂચન કરી ખંડની સમાપ્તિ કરે છે! ચિંતન જીવનનું નિયામક બળ છે એ સર્વત્ર સિદ્ધાન્ત છે! જેવું જેવું ચિંતન તેવું તેવું જીવન બને છે, એ અહીં મોટી શોધ છે! આ વિસ્તારનું નિરુપયોગી હોઇને લંબાણુ વિવેચન યોગ્ય માન્યું નથી. ॥ ૧-૧૨ ॥

॥ इति तृतीयः खण्डः ॥

---

## ॥ अथ चतुर्थ खण्डः ॥

ॐ इति एतद् अक्षरं उद्‌गीथं उपासीत, ओम् इति हि उद्‌गायति तस्योपव्याख्यानम् ॥ १ ॥

ॐ એવા આ અક્ષરને ઉદ્‌ગીથ જાણે. કેમકે ॐ એમ ઉચ્ચસ્વરે ઉદ્‌ગાતા ગાય છે. તેનું સ્પષ્ટ વસ્તૃત વ્યાખ્યાન કરવામાં આવે છે ॥ ૧ ॥

देवाः वै मृत्योः बिभ्यतः त्रयीं विद्यां प्राविशन् । ते छन्दोभिः अच्छादयन् । यद् एभिः अच्छादयन् तत् छन्दसां छन्दस्त्वम् ॥२॥

દેવો નિશ્ચય મૃત્યુથી બીવેલા હોઈને ત્રણ વેદ વિદ્યામાં પેઠા. તેઓએ છંદોથી પોતાની જાતને ઢાંકી જે પોતાની જાતને આ છંદો વડે ઢાંકી તે જ છંદોનું છંદપણું ॥ ૨ ॥

तान उ तत्र मृत्युः यथा मत्स्यं उदके परिपश्यत् एवं पर्यपश्यत् ऋचि साम्नि यजुषि । ते नु वित्वा ऊर्ध्वा ऋचः साम्नः यजुषः स्वरं एवं प्राविशन् ॥ ३ ॥

પણ જેમ માછીમાર માછલાંને પાણીમાં જુવે તેમ તેમને મૃત્યુએ તેમાં, એટલે કે ત્રયી વિદ્યા-ઋક્ સામ યજુર્વિદ્યામાં જોયા! મૃત્યુએ અમોને જોયા એમ જાણીને નિશ્ચય તેઓ ઋક્ સામ અને યજુથી ઉપર થઈને સ્વરમાં ૐકારમાં જ ભરાયા. ॥૩॥

**यदा वा ऋचं आप्नोति 'ओम्' इति एव अतिस्वरति एवं साम एवं यजुः एष उ स्वरः यद् एतद् अमृतं अभयं तत्प्रविश्य देवाः अमृताः अभयाः अभवन् ॥ ४ ॥**

જ્યારે નિશ્ચય ઋગ્વેદને ભણે છે ત્યારે આદર બુદ્ધિથી 'ओम्' એમ ઉચ્ચાર છે એજ મુજબ સામ અને યજુ જાણવા. જે આ અક્ષર છે તે આ સ્વર છે. એ અમૃત છે એ અભય છે. તેમાં ભરાઈને દેવો અમૃત અને અભય થયા. ॥ ૪ ॥

**स यः एतत् एवं विद्वान् अक्षरं प्रणौति एतत् एव अक्षरं स्वरं अमृतं अभयं प्रविशति । तत्प्रविश्य यदमृता देवास्तदमृतो भवति ॥ ५ ॥**

જે કોઈ આવું જાણતો હોઈને આ અક્ષરને સાવે છે તે એજ અક્ષરમાં અમૃત અને અભયને પ્રવેશે છે તેમાં પ્રવેશ કરીને જે અમૃતવાળો દેવો થયા તેજ અમૃતવાળો થાય છે. ॥ ૫ ॥

ત્રીજા ખંડમાં ઉદ્‌ગીથની ભિન્ન ભિન્ન ઉપાસનાઓ વર્ણવી. હવે ચોથા ખંડમાં એક ખૂબ જ સૂચક સિદ્ધાન્તનો, ઋષિ પોતાની અનોખી શૈલીમાં ઉલ્લેખ કરે છે. પરમાત્માની ઉપાસના કેમ કરવી જોઇએ? કેમકે તે સિવાય જન્મ મરણના ફેરામાંથી મુક્તિ મળતી નથી! સિવાય કે ઈશ્વર, કોઈનું શરણ તારક નથી! આથી ઈશ્વર શરણ-ઈશ્વરની ઉપાસના જ વિવેકી માટે યોગ્ય છે. આ સિદ્ધાન્તને નાની સરખી પણ લક્ષ્યવેધક આખ્યાયિકા દ્વારા ઋષિ ચોથા ખંડમાં નિરૂપિત કરે છે. ૐ અક્ષરનું સ્પષ્ટ વ્યાખ્યાન કરવાની પહેલી ઋચામાં પ્રતિજ્ઞા કરી બીજી ઋચામાં કહે છે કે દેવો મોતથી બીધા! કેમકે દેવોને પણ કાળધર્મને અધીન થવું જ પડે છે! જો કેવળ પુણ્યથી ઘડયેલા દેવોને પણ કાળ મ્હાત કરે છે તો પછી પાપ અને પુણ્યથી મિશ્રિત આકૃતિરૂપ મનુષ્યને તે મ્હાત કરે જ એમાં શી નવાઈ? કલ્પાન્તે પણ કાળ જો આપણો કોળીઓ કરી જ જવાનો છે, તો પછી કાળની પકડમાંથી છૂટવાનો ઉપાય શો? દેવો=વિવેકે વિદ્વાનોએ મૃત્યુના પાશમાંથી છૂટવા માટે ત્રયી વિદ્યાનો=વેદનો આશ્રય લીધો! એટલે કે વેદ વિહિત કર્મોમાં દિનરાત મંડયા રહ્યા. અને તેમ કરી મૃત્યુને ચૂકવવા યત્ન કર્યો! પણ ઢીમર જેમ પાણીમાં વિવિધ ગતિથી જાળ ચૂકવવા પ્રયત્ન કરતાં માછલાંને પકડી પાડે તેમ મૃત્યુએ,

वेदत्रयीमां भरायेला–तेने शरणे रहेला देवोने जोया अने पकडी पाड्या. अर्थात् वेदमां मानवने मुक्त करवानुं सामर्थ्य नथी! आथी ते देवोए वेदमात्रना साररूप ॐकारमां आश्रय लीधो! अने ईश्वरनो आश्रय लेवाथी ते देवो अमृत अने अभय बन्या! अर्थात् ॐ–ईश्वरना नामस्मरण अने तेना स्वरूपना निरन्तर हार्दिक अनुभावनमां मोतने मारवानी ताकात छे! आ छे जीवननो सार! काळना अचूक आक्रमणने टाळवानो–मार्केडेयनी माफक मृत्युंजय बनवानो आ छे एकमात्र उपाय! आथी जे ॐनी उपासना करे छे ते पण मृत्युने ओळंगी अमृत अने अभय बने छे! आटलुं छे रहस्य चोथा खंडनुं ॥ १–५ ॥

॥ इति चतुर्थ खण्डः ॥

---

## ॥ अथ पञ्चमः खण्डः ॥

**अथ खलु यः उद्गीथः सः प्रणवः स उद्गीथः इति असौ वा आदित्यः उद्गीथः एषः प्रणवः ॐ इति हि एषः स्वरन् एति ॥ १ ॥**

हवे खरे! जे उद्गीथ-ॐकार छे ते प्रणव छे. जे प्रणव छे ते उद्गीथ छे एम जाणे. आ सूर्य ज उद्गीथ छे. ए प्रणव छे केमके उगतांवेंत ए ज "ॐ" ए प्रकारनी जाणे, प्राणीमात्रने पोतपोताना कर्ममां प्रवृत्त थवानी अनुमति आपतो जाय छे. ॥ १ ॥

**एतं उ एव अहं अभ्यागासिषम् तस्मात् मम त्वं एकः असि इति ह कौषीतकिः पुत्रं उवाच रश्मीन् त्वं पर्यावर्तयात् बहवः वै ते भविष्यन्ति इति अधिदैवतम् ॥ २ ॥**

आनुं ज में अभिधान कर्युं. तेथी तुं मारे एक ज पुत्र छे एम कौषीतकिए पोताना पुत्रने कह्युं. पण तुं सूर्यना किरणोनी उपासना कर. तने निश्चय अनेक पुत्रो थशे. आम आधिदैवत् उपासना ॥ २ ॥

**अथ अध्यात्मम् । य एव अयं मुख्यः प्राणः तं उद्गीथं उपासीत 'ओम्' इति हि एष स्वरन् एति ॥ ३ ॥**

हवे अध्यात्म उपासना करीए छीए. जे आ मुख्य प्राण छे. तेने उद्गीथ तरीके उपासे. केमके ए बीजा प्राणोने स्वकर्तव्यमां ॐ एवी अनुमति आपतो चाले छे. ॥ ३ ॥

एतं उ एव अहं अभ्यागासिषं तस्मात् मम त्वं एकः असि इति ह कौषितकीः पुत्र उवाच प्राणान् त्वं भूमानं अभिगायतात् बहवः वै मे भविष्यन्ति इति ॥ ४ ॥

આનું જ મેં અભિધ્યાન કર્યું. તેથી તું મારે એક જ પુત્ર છે એમ નિશ્ચય કૌષીતકિએ પુત્રને કહ્યું—પણ તું અનેક દૃષ્ટિએ પ્રાણનું અભિધ્યાન કર જેથી તને ઘણા પુત્રો થશે એમ પણ કહ્યું. ॥ ૪ ॥

अथ खलु यः उद्गीथः सः प्रणवः यः प्रणवः स उद्गीथः इति होतृषदनात् ह एव अपि दुरुद्गीतं अनुसमाहरति इति अनुसमाहरति इति ॥ ५ ॥

જે ખરે ઉદ્ગીથ છે તે જ પ્રણવ છે. જે પ્રણવ છે તેજ ઉદ્ગીથ છે. તેથી હોતાના સ્થાનથી પણ જે કંઈ દોષવાળું ગવાયું હોય તેને પણ તે સુધારે છે. ॥ ૫ ॥

આમ ચોથા ખંડમાં મૃત્યુને તરી જવાના ઉપાય તરીકે ૐ ની ઉપાસના બતાવી. છાંદોગ્ય અને બૃહદારણ્યક ઉપનિષદો તો હીરાની ખાણ જેવાં છે. જેમ ખાણમાં દર ત્રીજે પગલે હીરા નથી મળતા પણ જ્યારે હીરા મળે છે ત્યારે તે ખૂબ કિંમતી હોય છે તેમ આ ઉપનિષદોમાં આજના યુગને કામ આવે એવી વાતો થોડે થોડે આંતરે નથી મળતી પણ હીરા જેવાં ચમકીલાં અને કિંમતી તાત્ત્વિક વાક્યોની—આખ્યાયિકાઓની—સૂચનોની એમાં ભારે સમૃદ્ધિ છે! આ પાંચમાં ખંડમાં ૐકારનો "અનુમતિ" અર્થ સ્વીકારી, તેની અધ્યાત્મ અને આધિદૈવ ઉપાસના અનેક પુત્રની કામનાની દૃષ્ટિથી બતાવે છે. આપણે માટે એ ઉપયોગી નથી ॥ ૧–૫ ॥

॥ इति पञ्चमः खण्डः ॥

---

## ॥ अथ प्रथमाध्यायस्य षष्ठः खण्डः ॥

इयं एव ऋक् । अग्निः साम । तत् एतत् एतस्यां ऋचि अध्यूढं साम । तस्मात् ऋचि अध्यूढं साम गीयते । इयं एव सा, अग्निः अमः तत् साम ॥ १ ॥

આ પૃથ્વી જ ઋચા છે. આ અગ્નિ જ સામ છે. તે આ સામ—અગ્નિ આ ઋચામાં=પૃથ્વીમાં રહેલ છે. તેથી ઋચામાં રહેલ સામ ગવાય છે. (સામ શબ્દને છૂટો પાડતાં સા+અમ થાય છે તે એમાં) આ પૃથ્વી જ 'સા' છે અને અગ્નિ 'અમ' છે તે મળીને 'સામ' થાય છે. ॥ ૧ ॥

अन्तरिक्षं एव ऋक् । वायुः साम । तत् एतत् एतस्यां ऋचि अध्यूढम् साम । तस्मात् ऋच्यध्यूढं साम गीयते । अन्तरिक्षं एव सा । वायुः अमः । तत्साम ॥ २ ॥

અન્તરિક્ષ જ ઋચા છે. વાયુ જ સામ છે. તે આ સામ=વાયુ આ ઋચા= અન્તરિક્ષમાં રહેલ છે. તેથી ઋચામાં રહેલ સામ ગવાય છે. સામમાં 'સા' એ અન્તરિક્ષ છે. "અમ" એ વાયુ છે. તે બે મળીને સામ થાય છે. ॥ ૨ ॥

द्यौः एव ऋक् । आदित्यः साम । तदेतद् एतस्यां ऋचि अध्यूढं साम । तस्मात् ऋच्यध्यूढं साम गीयते । द्यौः एव सा । आदित्यः अमः तत् साम ॥ ३ ॥

દ્યો લોક જ ઋચા છે. આદિત્ય સામ છે. તે આ સામ આદિત્ય આ ઋચા-દ્યૌમાં રહેલ છે. તેથી ઋચામાં રહેલા સામ ગવાય છે. દ્યૌ 'સા' છે આદિત્ય 'અમ' છે. તે બે મળીને 'સામ' થાય છે. ॥ ૩ ॥

नक्षत्राणि एव ऋक् । चन्द्रमाः साम । तत् एतत् एतस्यां ऋचि अध्यूढं साम । तस्माद् ऋच्यध्यूढं साम गीयते । नक्षत्राणि एव सा चन्द्रमाः अमः । तत्साम ॥ ४ ॥

નક્ષત્રો જ ઋચા છે. ચન્દ્રમા સામ છે. તે આ સામ-ચન્દ્ર આ ઋચામાં-નક્ષત્રોમાં રહેલ છે. તેથી ઋચામાં રહેલ સામ ગવાય છે. નક્ષત્રો જ "સા" છે. ચન્દ્રમા "અમ" છે તે બે મળીને સામ થાય છે. ॥ ૪ ॥

अथ यद् एतत् आदित्यस्य शुक्लं भाः सा एव ऋक् । अथ यत् नीलं परः कृष्णं तत् साम । तत् एतत् एतस्यां ऋचि अध्यूढं साम । तस्मात् ऋच्यध्यूढं साम गीयते ॥ ५ ॥

હવે જે આ સૂર્યની ધવલ જ્યોતિ છે, તે જ ઋચા છે. અને જે પરમ અતિશય કાળી-નીલી જ્યોતિ છે તે સામ છે. તે આ સામ-નીલજ્યોતિમાં રહે છે. તેથી ઋચામાં રહેલ સામ ગવાય છે. ॥ ૫ ॥

अथ यदेव एतत् आदित्यस्य शुक्लं भाः सा एव सा । अथ यत् नीलं परः कृष्णं तत् अमः तत् साम । अथ यः एषः अन्तः आदित्ये हिरण्मयः पुरुषः दृश्यते, हिरण्यश्मश्रुः हिरण्यकेशः आप्रणखात् सर्व एव सुवर्णः ॥ ६ ॥

હવે જે આ સૂર્યની ધવલ જ્યોતિ છે તે જ 'સા' છે અને જે અતિશય કાળી-નીલી જ્યોતિ છે તે "અમ" છે. તે બે મળીને "સામ" થાય છે. હવે જે આ આદિત્યની અંદર સુવર્ણમય પુરુષ અધિકારીને જણાય છે તે સોનેરી દાઢી અને સોનેરી વાળવાળો હોઈને નખથી શિખ સુધી સુવર્ણમય જ છે. ॥ ૬ ॥

**तस्य यथा कप्यासं पुण्डरीकं एव अक्षिणी । तस्य उदितिनाम । स एषः सर्वेभ्यः पाप्मभ्यः उदितः । उदेति ह वै सर्वेभ्यः पाप्मभ्यः यः एवं वेद ॥ ७ ॥**

તે હિરણ્યમય પુરુષની, ખોજલાંની બેઠક જેવાં લાલ કમળ જેવી આંખો છે. તેનું "उत्" એવું નામ છે! કેમકે તે સર્વ પાપોથી પર ગયેલા છે. જે કોઈ આવું જાણે છે તે પણ નિશ્ચય તમામ પાપોથી પર થાય છે. ॥ ૭ ॥

**तस्य ऋक् च साम च गेष्णौ । तस्मात् उद्गीथ । तस्मात् तु एव उद्गाता एतस्य हि गाता । स एषः ये च अमुष्मात् प्राञ्चलोकाः तेषां च इष्टे देवकामानां च । इति अधिदैवतम् ॥८॥**

જે હિરણ્યમય પુરુષ-પરમાત્માના ઋક્ અને સામ એ પર્વો-સન્ધિ-જોડનાર છે, તેથી તે ઉદ્‌ગીથ છે, અને તેથી જ આનો-પરમાત્માના નામનો ગાયક, ઉદ્‌ગાતા કહેવાય છે. તે આ હિરણ્યમય પુરુષ-પરમાત્મા આદિત્ય લોકથી પણ પર જે લોકો છે તેમને અને દેવોની ઈચ્છાને પણ નિયમનમાં રાખે છે. આમ ઉદ્‌ગીથની અધિદૈવત ઉપાસના કહી છે ॥ ૮ ॥

આગલા ખંડમાં સૂચવેલી અધિદૈવ ઉદ્‌ગીથ ઉપાસનાને આ ખંડમાં ઋષિ લંબાણથી દર્શાવે છે. એક બાજુ પૃથ્વી, અન્તરિક્ષ અને દ્યૌમાં ઋક્ તથા બીજી બાજુ અગ્નિ, વાયુ અને આદિત્યમાં સામની દૃષ્ટિ કરવા કહે છે! એ બે મળીને સામ થાય છે! "સામ" શબ્દને છૂટો પાડતાં તેમાંથી સા+अमः એવા બે શબ્દો નીકળે છે! તેમાં પૃથ્વી આદિ 'સા' છે. અગ્નિ આદિ 'अमः' છે. અને એ બે મળીને જેમ 'સામ' બને છે તેમ બહારનાં જગતમાં પૃથ્વી અને અગ્નિ આદિ મળીને સામ બને છે! આ દૃષ્ટિના આરોપણમાં એક જ હેતુ લાગે છે અને તે એ કે આ બધું એકબીજામાં ઓતપ્રોત છે! સામવેદ જેમ ઋગ્વેદમાં રહેલો છે. એટલે કે સામવેદના ઘણા મંત્રો ઋગ્વેદના જ છે તેથી ઋગ્વેદ સામની પ્રતિષ્ઠા છે તેમ ॐ સૌની પ્રતિષ્ઠા છે, આમ કહેવાનો આશય લાગે છે! આમ પહેલી ૭ ઋચાઓમાં અધિદૈવત સામના ઘટક તત્ત્વો બતાવી ઋષિ આદિત્યમાં રહેલાં પરમ તત્ત્વનો રૂપક દ્વારા આ ઋચાની વચ્ચે નિર્દેશ કરે છે! આદિત્ય=સૂર્ય એ

પ્રકૃતિનું પહેલું બાળક છે! એ સૂર્યની અંદર, સૂર્યના પણ નિયામક, જે પરમાત્મા રહેલ છે, તેને હિરણ્યમય પુરુષ તરીકે ઋષિ જુએ છે. તેનું માણસનું હોય તેવું, રૂપ વર્ણન કરે છે. તેને "उत्" નામે ઓળખે છે! કેમકે જ્યોતિની પણ જ્યોતિરૂપ પરમાત્મા પાપમાત્રથી પર છે, અસ્પૃષ્ટ છે! આ પરમાત્માના ઋક્ અને સામ એટલે કે પૃથ્વીથી માંડીને નક્ષત્ર સુધી, અને અગ્નિથી માંડીને ચંદ્ર સુધીનાં તત્વો પર્વરૂપ છે! અર્થાત્ તેના જ એ પ્રતિકો છે! અને આ હિરણ્યમય પરમ પુરુષ પરમાત્મા આદિત્યાદિ સમસ્ત લોકથી પર છે, એટલું જ નહીં, પણ તે સૌના નિયામક છે! આ પરમાત્મા ઉદ્‌ગીથ છે. માટે તેની ઉપાસના યોગ્ય છે! જે કોઈ આમ જાણી–પરમાત્માને ઉપાસે છે તે પોતે પણ उत्=પાપથી પર થઈ જાય છે. આ છે પરમાત્માની અધિદૈવ ઉદ્‌ગીથ ઉપાસના ॥ ૧–૮॥

॥ इति षष्ठः खण्डः ॥

---

## ॥ अथ सप्तमः खण्डः ॥

**अथ अध्यात्मम् । वाक् एव ऋक् । प्राणः साम । तत् एतत् एतस्यां ऋचि अध्यूढं साम । तस्मात् ऋचि अध्यूढं साम गीयते । वाग् एव सा । प्राणः अमः । तत् साम ॥ १ ॥**

હવે ઉદ્‌ગીથની અધ્યાત્મ ઉપાસના કહીએ છીએ. વાણી જ ઋચા છે. પ્રાણ સામ છે. તે આ પ્રાણરૂપી સામ આ વાણીરૂપી ઋચામાં રહેલ છે. તેથી ઋચામાં રહેલ સામ ગવાય છે. વાણી એ જ "સા" છે. પ્રાણ એજ "અમ" છે. એ બે મળીને સામ થાય છે, ॥ ૧ ॥

**चक्षुः एव ऋक् । आत्मा साम । तत् एतत् एतस्यां ऋचि अध्यूढं साम । तस्मात् ऋचि अध्यूढं साम गीयते । चक्षुः एव सा । आत्मा अमः तत् साम ॥ २ ॥**

ચક્ષુ જ ઋચા છે. આત્મા સામ છે. તે આ સામ આ ઋચામાં રહેલ છે. તેથી ઋચામાં રહેલ સામ ગવાય છે. તેમાં ચક્ષુ જ "સા" છે. આત્મા "અમ" છે. તે બે મળીને સામ થાય છે. ॥ ૨ ॥

**श्रोत्रं एव ऋक् । मनः साम । तत् एतत् एतस्यां ऋचि अध्यूढं साम । तस्मात् ऋचि अध्यूढं साम गीयते । श्रोत्रं एव सा । मनः अमः । तत् साम ॥ ३ ॥**

શ્રોત્ર જ ઋચા છે. મન સામ છે. તે આ સામ આ ઋચામાં રહેલ છે. તેથી ઋચામાં રહેલ સામ ગવાય છે, શ્રોત્ર જ 'સા' છે. મન "અમઃ" છે. તે મળીને સામ થાય છે. ॥ ૩ ॥

**अथ यत् एतत् अक्ष्णः शुक्लं भाः सा एव ऋक् । अथ यत् नीलं परः कृष्णं तत् साम । तत् एतत् एतस्यां ऋचि अध्यूढं साम । तस्मात् ऋचि अध्यूढं साम गीयते । अथ यत् एव एतत् अक्ष्णः शुक्लं भाः सा एव सा । यत् नीलं परः कृष्णं तत् अमः । तत् साम ॥ ४ ॥**

હવે જે આ આંખની ધોળી જ્યોતિ છે તે જ ઋચા છે. અને જે અતિ કાળી નીલી પ્રભા છે- તે સામ છે. તે આ સામ આ ઋચામાં રહેલ છે. તેથી ઋચામાં રહેલ સામ ગવાય છે. તેમાં જે આ ધોળી જ્યોતિ છે તે જ ખરે! "સા" છે. અને જે અતિ કાળી-નીલી પ્રભા છે તે જ "અમ" છે. તે બે મળીને સામ થાય છે. ॥૪॥

**अथ यः एषः अन्तः अक्षिणि पुरुषः दृश्यते स एव ऋक् । तत् साम । तत् उक्थं तत् यजुः तद् ब्रह्म, तस्य एतस्य तदेव रूपं, यत् अमुष्य रूपं, यौ अमुष्य गेष्णौ तौ गेष्णौ-यन्नाम तन्नाम ॥ ५ ॥**

હવે આંખની અંદર જે આ અધિકારીને પુરૂષ જણાય છે તે જ ઋચા છે. તેજ સામ છે. તે જ ઉક્થ-સ્તોત્ર છે. તેજ યજુ છે. તેજ બ્રહ્મ છે. પેલા આદિત્યસ્થ હિરણ્યમય પુરૂષનું જે રૂપ છે તેજ રૂપ આનું છે. તેના જે બે ગેષ્ણ-પર્વો-જોડાણ છે તે જ બે આના છે. તેનું જે નામ-ઉત્ છે. તે જ આનું નામ છે. ॥ ૫ ॥

**स एषः ये च एतस्मात् अर्वाञ्चः लोकाः तेषां च ईष्टे मनुष्यकामानां च इति । तत् ये इमे वीणायां गायन्ति एतं ते गायन्ति । तस्मात् ते धनसनयः ॥ ६ ॥**

તે આ નેત્રસ્થ પરમાત્મ સ્વરૂપ પુરુષ આ લોકથી જે નીચેનાં લોકો છે તેમનું અને મનુષ્યની ઈચ્છાઓનું નિશ્ચય નિયમન કરે છે. વળી વીણામાં જે આ ગાય છે, પરમાત્માને જ સ્તવે છે. તેથી તેઓ ધનિક છે. ॥ ૬ ॥

**अथ यः एतत् एवं विद्वान् साम गायति उभौ स गायति सः अमुना एव स एष ये च अमुष्मात् पराञ्चः लोकाः तान् च आप्नोति देवकामाः तान् च ॥ ७ ॥**

હવે જે આને આ પ્રમાણે જાણતો હોઈને સામ ગાય છે તે આદિત્યસ્થ અને નેત્રસ્થ બન્ને પુરુષોને ગાય છે. તે આના વડે તે આદિત્ય અને તે આદિત્યથી પર જે લોકો છે તેને પ્રાપ્ત કરે છે. અને જે દેવોની કામના છે તેમને પણ પ્રાપ્ત કરે છે. ॥ ૭ ॥

अथ अनेन एव ये च एतस्मात् अर्वाञ्चः लोकाः तान् च आप्नोति मनुष्यकामान् च तस्माद् उ ह एवंविद् उग्दाता ब्रूयात् ॥८॥

અને હવે આ દ્વારા જ જે કોઈ આનાથી આગળના લોકો છે તે લોકોને પ્રાપ્ત કરે છે. અને માનવોચિત ભોગને પણ તેથી નક્કી આવું જાણનારો ઉદ્ગાતા બોલે. ॥૮॥

कं ते काममागायानि इति एष हि एव कामगानस्य ईष्टे य एवं विद्वान् साम गायति साम गायति ॥ ९ ॥

"હું તારી કઈ ઈચ્છા-કામનાનું ગાન કરું?" એમ જાણતો હોઈને જે સામ ગાય છે તે જ નિશ્ચય કામગાનમાં સમર્થ નીવડે છે. એટલે કે કામનાની પ્રાપ્તિ માટે શક્તિમાન થાય છે. ॥ ૮ ॥

આગલા ખંડમાં ઉદ્ગીથની જેમ અધિદૈવ ઉપાસના બતાવી તેમ આ ખંડમાં તેની અધ્યાત્મ ઉપાસના બતાવે છે! એક બાજુ વાક્-ચક્ષુ અને શ્રોત્રને ઋક્ તરીકે, અને બીજી તરફ પ્રાણ-બુદ્ધિ અને મનને સામ તરીકે ઓળખાવી, આંખની અંદર રહેલી ધોળી અને અતિ નીલી કાળી પ્રભામાં પણ ઋક્ અને સામનો આરોપ કરી, જેમ સૂર્યની અંદર હિરણ્યમય પુરુષનું દર્શન ઋષિ કરે છે તેમ આંખની અંદર પણ પરમ પુરુષનું દર્શન કરે છે. જગતની આંખરૂપ આદિત્યમાં જે પરમ પુરુષ છે તે જ પરમ પુરુષ મનુષ્યની આંખમાં રહે છે. અર્થાત્ પિણ્ડ અને બ્રહ્માંડમાં એક જ પરમ પુરુષ વર્તી રહ્યા છે-એવું વિધાન ઋષિ કરે છે. વ્યષ્ટિ અને સમષ્ટિ એ પેલા પરમ પુરુષ પરમાત્માની જ પ્રતિમા છે એમ સિદ્ધ કરે છે. તે પરમાત્મા સર્વત્ર સૌના નિયામક છે- એમ કહે છે! જે આમ જાણીને પરમાત્માને સર્વત્ર ઉપાસે છે તેમને સત્યસંકલ્પતા વરે છે! આ છે ઉદ્ગીથની અધ્યાત્મ ઉપાસનાનું રહસ્ય! બહાર અને અંદર સર્વત્ર ગૂઢપણે અકળપણે-અગ્રાહ્યપણે વર્તી રહેલી પરમ સત્તાને બુદ્ધિમાં અને હૃદયમાં છતી કરવાનો ઋષિનો છઠ્ઠા અને સાતમા ખંડમાં પ્રયાસ છે! એ સમરસ સત્તાની ઓળખ ઉપાસનાનું મહાન ફળ છે. ॥ ૧-૮ ॥

॥ इति प्रथमाध्यायस्य सप्तमः खण्डः ॥

## ॥ अथ प्रथमाध्यायस्य अष्टमः खण्डः ॥

त्रयः ह उद्गीथे कुशला बभूवुः शिलकः शालावत्यः, चैकितायनो दाल्भ्यः प्रवाहणः जैवलिः इति । ते ह ऊचुः उद्गीथे वै कुशलाः स्मः । हन्त ! उद्गीथे कथां वदामः इति ॥ १ ॥

શાલાવાનનો પુત્ર શિલક, ચિકિતાયનનો પુત્ર દાલ્ભ્ય અને જીવલનો પુત્ર નામે પ્રવાહણ. આ ત્રણ નિશ્ચય ઉદ્ગીથ-વિદ્યામાં કુશળ હતા. તેઓએ એક વખત પરસ્પર કહ્યું, "આપણે બધા ઉદ્ગીથ વિદ્યામાં નિશ્ચય કુશળ છીએ. તો ખરે ! આપણે ઉદ્ગીથ વિદ્યામાં પરસ્પર સંવાદ કરીએ" ॥ ૧ ॥

तथा इति ह समुपविविशुः । स ह प्रवाहणः जैवलिः उवाच– "भगवन्तौ अग्रे वदताम् । ब्राह्मणयोः वदतोः वाचं श्रोष्यामि इति" ॥ २ ॥

'વારુ' એમ કહી નિશ્ચય તેઓ શાસ્ત્રીય આસને બેઠા. ત્યારબાદ તે જીવલનો પુત્ર પ્રવાહણ પહેલાં બોલ્યો કે "આપ બે પૂજ્યો પહેલાં સંવાદ કરો, સંવાદ કરતા બે બ્રાહ્મણોની વાણી હું સાંભળીશ" ॥ ૨ ॥

स ह शिलकः शालावत्यः चैकितायनं दाल्भ्यं उवाच "हन्त ! त्वा पृच्छानि" इति । 'पृच्छ' इति ह उवाच ॥ ३ ॥

ત્યારબાદ તે પ્રસિદ્ધ શલાવાનના પુત્ર નામે શિલકે ચિકિતાયનના પુત્ર નામે દાલ્ભ્યને કહ્યું–"ભાઈ ! હું આપને પૂછું ! "તેણે-દાલ્ભ્યને કહ્યું–"જરૂર પૂછો" ॥૩॥

का साम्नः गतिः इति । स्वरः इति ह उवाच । स्वरस्य का गतिः इति । प्राणः इति ह उवाच । प्राणस्य का गतिः इति अन्नं इति होवाच अन्नस्य का इति आपः इति ह उवाच ॥ ४ ॥

સામ-ઉદ્ગીથનો આશ્રય કોણ છે ? એમ તેને-શિલકે પૂછ્યું ત્યારે 'સ્વર' એ ઉદ્ગીથનો આશ્રય છે એમ તે નિશ્ચય બોલ્યો. સ્વરનો આશ્રય કોણ ? એમ પૂછતાં 'પ્રાણ' એવો દાલ્ભ્યે જવાબ વાળ્યો. પ્રાણની ગતી શી ? તો 'અન્ન' એમ દાલ્ભ્યે કહ્યું. અન્નની ગતિ શી ? તો 'જળ' એમ પ્રત્યુત્તર આપ્યો. ॥ ૪ ॥

अपां का गतिः इति असौ लोकः इति ह उवाच । अमुष्य लोकस्य का गतिः इति न स्वर्गलोकं अतिनयेत् इति ह उवाच । स्वर्गं वयं लोकं साम अभिसंस्थापयामः । स्वर्गसंस्तावं हि साम ॥ ५ ॥

જલની ગતિ શી ? એમ પૂછતાં દાલ્ભ્યે કહ્યું 'પેલો સ્વર્ગલોક.' તે સ્વર્ગલોકની શી ગતિ? એમ પૂછતાં 'કોઈ પણ સામને સ્વર્ગલોકમાં ન લઈ જાય' એમ તેણે કહ્યું. અર્થાત્ સામ સ્વર્ગ સુધી લઈ જવાય છે. આથી અમો દાલ્ભ્ય પણ સામને સ્વર્ગમાં જ સ્થાપીએ છીએ. કેમકે સામની સ્વર્ગ તરીકે સ્તુતિ થાય છે. ॥ ५ ॥

**तं ह शिलकः शालावत्यः चैकितायनं दाल्भ्यं उवाच-अप्रतिष्ठितं वै किल ते दाल्भ्य ! साम यः तु एतर्हि ब्रूयात् मूर्धा ते विपतिष्यति इति मूर्धा ते विपतेदिति ॥ ६ ॥**

ત્યારે શલાવાનના પુત્ર શિલકે ચૈકિતાયન દાલ્ભ્યને કહ્યું કે, "ખરે ! તારું સામજ્ઞાન અપ્રતિષ્ઠિત-અપ્રમાણિક છે. જો કોઈ સામવેત્તા અસહિષ્ણુ થઈ "તારું માથું ધડથી જુદું થાઓ" એમ બોલે તો જરૂર તારું માથું ધડથી જુદું થઈ જાય. ॥ ६ ॥

**हन्त ! अहं एतत् भगवतः वेदानि इति । विद्धि इति ह उवाच । अमुष्य लोकस्य का गतिः इति । अयं लोकः इति ह उवाच । अस्य लोकस्य का गतिः इति । न प्रतिष्ठां वयं लोकं साम अभिसंस्थापयामः । प्रतिष्ठासंस्तावं हि सामेति ॥ ७ ॥**

આમ જ્યારે દાલ્ભ્યે શિલકને કહ્યું ત્યારે સામના અપ્રતિષ્ઠિત જ્ઞાનવાળા શિલકે કહ્યું કે "હે મહર્ષિ ! જો આપની અનુમતિ હોય તો એ વાત હું આપ પૂજ્ય પાસેથી જ જાણું" દાલ્ભ્યે કહ્યું કે "જરૂર તું મારી પાસેથી જાણ" શિલકે પૂછ્યું કે "તે સ્વર્ગની ગતિ કઇ છે?" દાલ્ભ્યે જવાબ આપ્યો કે "આ લોક-પૃથ્વીલોક." "આ પૃથ્વીલોકની શી ગતિ છે?" એમ શિલકે પૂછ્યું ત્યારે દાલ્ભ્યે કહ્યું "કે આ સ્વર્ગલોકની પ્રતિષ્ઠારૂપ પૃથ્વીલોક ઉપર જ સામની સ્થાપના કરીએ છીએ. કેમકે સામની પ્રતિષ્ઠા તરીકે સ્તુતિ થાય છે. ॥ ७ ॥

**तं ह प्रवाहणः जैवलिः उवाच अन्तवत् वै किल ते शालावत्य ! साम ! यः तु एतर्हि ब्रूयात् मूर्धा ते विपतिष्यति मूर्धा ते विपतेत् इति । हन्त ! अहं एतत् भगवतः वेदानि इति । विद्धि इति ह उवाच ॥ ८ ॥**

ત્યારે તે શિલકને પ્રવાહણ જવલિએ નિશ્ચય કહ્યું કે "હે શાલાવત્ય ! તારું સામ પણ ખરે ! અન્તવત્-અપ્રતિષ્ઠિત જ છે ! જો કોઈ સામવેત્તા અત્યારે અસહિષ્ણુ થઈ બોલે કે" તારું માથું ધડથી જુદું થઈ જશે "તો જરૂર તારું માથું ધડથી જુદું થાય" ત્યારે શિલકે કહ્યું કે "હે રાજર્ષિ ! જો આપની રજા હોય તો હું આપ પૂજ્ય પાસેથી જ આ સામવિદ્યા જાણું" જવલિએ વળતું કહ્યું કે 'જાણ.' ॥ ८ ॥

આગલા ખંડમાં વ્યક્તિ અને વિરાટમાં એક જ પરમાત્માની સમરસ સત્તા વ્યાપ્ત છે એવું સૂચન ઋષિએ કર્યું. હવે આઠમા ખંડમાં અને નવમા ખંડમાં ઉદ્‌ગીથ વિદ્યામાં કુશળ એવા ત્રણ આચાર્યોના સંવાદ દ્વારા પરમાત્મા બ્રહ્માંડની પ્રતિષ્ઠા છે, પરમાત્મા સૌથી વડા છે, તે પરોવરીય છે એવું રમણીય દર્શન રમણીય શૈલીથી ઋષિ કરાવે છે!

શલાવાનના પુત્ર શિલક, ચિકિતાયનના પુત્ર દાલ્ભ્ય ઋષિ અને જીવલના પુત્ર પ્રવાહણ નામે ત્રણ આચાર્યો ઉદ્‌ગીથ વિદ્યામાં પ્રવીણ હતા. તેમાંના પહેલા બે બ્રહ્મર્ષિ હતા, પ્રવાહણ જૈવલી રાજર્ષિ હતા. તેઓ યદ્યપિ પરમાત્મવિદ્યામાં પ્રવીણ હતા છતાં પોતાની સમજમાં જો ક્યાંક પણ–આઘે આઘે પણ કાંકરી રહી ગઈ હોય તો તે દૂર કરવાની ભાવનાથી એક દિવસ પરસ્પરમાં કહેવા લાગ્યા કે, "આપણે આપણી સમજ એક બીજા સમક્ષ ધરીએ. જેથી આપણી સમજમાં જો ક્યાંક દોષ રહી જતો હોય તો આપણે મિત્રભાવે તેને સાફ કરી શકીએ." તત્ત્વની દૃઢ નિષ્ઠા માટે વાદ એ વિહિત છે! આથી તેમણે પરસ્પરની સમજણની શુદ્ધિ માટે ચર્ચા કરવાનું યોગ્ય માન્યું અને તે માટે ભેગા મળી બેઠા.

જ્યારે ત્રણે મિત્રો ચર્ચા માટે બેઠા ત્યારે રાજર્ષિ જૈવલિએ શિષ્ટાચારને સન્માની પહેલાં બન્ને બ્રહ્મર્ષિઓની ચર્ચા સાંભળવાની ઈચ્છા કરી. રાજર્ષિનો વિનય અને વિદ્વાન વિપ્રોને સન્માનવાની દૃષ્ટિ, પાઠકનું ધ્યાન ખેંચે એવા છે!

તે બન્ને પણ કબૂલ થયા અને શાલાવત્યે દાલ્ભ્યને વિનયપૂર્વક પૂછવાની શરૂઆત કરી. ચોથી અને પાંચમી ઋચામાં એ બેની વચ્ચેની પ્રશ્નોત્તરીનો સમાવેશ થાય છે! સામની–ઉદ્‌ગીથની ગતિ=આશ્રયને લગતો પ્રશ્ન ક્રમે ક્રમે છેક સ્વર્ગ સુધી આવે છે. અને જ્યારે સ્વર્ગનો આશ્રય પૂછવામાં આવે છે ત્યારે દાલ્ભ્ય કહે છે કે અમારી સમજ મુજબ સામ સ્વર્ગ સુધી જ પહોંચે છે. અર્થાત્ ઉદ્‌ગીથ સ્વર્ગ સુધી ઉપાસકને પહોંચાડે છે! આમ જ્યારે ઉદ્‌ગીથની સ્વર્ગ પ્રતિષ્ઠા છે એમ બતાવ્યું ત્યારે શાલાવત્યે દાલ્ભ્યને કહ્યું કે "ભાઈ! તારૂં સામ જ્ઞાન અધૂરૂં છે, અપ્રતિષ્ઠિત છે અને આથી જ અપ્રમાણિક છે. તું પૂર્ણજ્ઞાની નથી અને છતાં જો પૂર્ણજ્ઞાની હોવાનો ડોળ કરશે તો તારૂં જીવન શાપિત થશે. કેમકે અપૂર્ણ જ્ઞાનતારક નથી, મારક છે!" આમ શાલાવત્યનો ઠપકો સાંભળી, પોતાના અપૂર્ણ જ્ઞાનની પૂર્ણતા થાય એમ યાચે છે! શાલાવત્યે એક પગલું આગળ જઈને કહ્યું કે, "હે ભાઈ! પૃથ્વીલોક એ સ્વર્ગલોકની પ્રતિષ્ઠા છે!"

અને અહીંથી આગળ શાલાવત્ય પણ ન જઈ શક્યા ! જે સ્થિતિ દાલ્ભ્યને માટે હતી તે જ શાલાવત્યને માટે પણ થઈ ! ત્યારે પ્રવાહણ જૈવલિએ કહ્યું કે "હે શાલાવત્ય ! આપનું પણ જ્ઞાન અધૂરું છે. આપનું જીવન પણ આવાં અધૂરાં જ્ઞાનથી શાપિત થશે." ત્યારે વિનમ્ર બનેલા શાલાવત્યે જૈવલિનું જ શરણું શોધ્યું અને પ્રવાહણ જૈવલિએ સામજ્ઞાનની પરિપૂર્ણતા કહેવાની પ્રતિજ્ઞા કરી, અહીં આઠમો ખંડ પૂરો થાય છે. ॥ ૧-૮ ॥

॥ इति अष्टमः खण्डः ॥

---

## ॥ अथ नवमः खण्डः ॥

**अस्य लोकस्य का गतिः इति । आकाश इति ह उवाच । सर्वाणि ह वा इमानि भूतानि आकाशात् एव समुत्पद्यन्ते, आकाशं प्रति अस्तं यन्ति, आकाशः ह एव एभ्यः ज्यायान् आकाशः परायणम् ॥ १ ॥**

શિલકે પૂછ્યું કે "હે પ્રવાહણ ! આ લોકની ! શી ગતિ છે ?-આશ્રય છે ?" પ્રવાહણ જૈવલિએ કહ્યુ કે "નિશ્ચય આકાશ-પરમાત્મા કેમકે નિશ્ચય આ તમામ ભૂતો આકાશ-પરમાત્મામાંથી જ ઉપજે છે અને આકાશ-પરમાત્મામાં જ લીન થાય છે. આથી આકાશ પરમાત્મા જ નિશ્ચય આ સૌથી વધારે મોટા છે. પરમાત્મા જ પરમગતિ છે-પ્રાણીમાત્રનું અને લોકમાત્રનું પરમ આધારસ્થાન છે. ॥ ૧ ॥

**स एष परोवरीयान् उद्गीथः । स एषः अनन्तः । परोवरीयः ह अस्य भवति । परोवरीयसः ह लोकान् जयति । य एतत् एवं विद्वान् परोवरीयांसं उद्गीथं उपास्ते ॥ २ ॥**

તે આ પરમાત્મા-પરોવરીયાન્-સર્વશ્રેષ્ઠ પરમાત્મા ઉદ્ગીથ છે. તે પરમાત્મા અનન્ત છે. જે આને આમ જાણતો હોઈને સર્વશ્રેષ્ઠ ઉદ્ગીથ-પરમાત્માને ઉપાસે છે એનું-એવા ઉપાસકનું જીવન પરોવરીય-સર્વશ્રેષ્ઠ થાય છે. તે સર્વશ્રેષ્ઠ થાય છે. તે સર્વશ્રેષ્ઠ લોકોને પામે છે. ॥ ૨ ॥

**तं ह एतम् अतिधन्वा शौनकः उदरशाण्डिल्याय उक्त्वा उवाच-यावत् ते एनं प्रजायां उद्गीथं वेदिष्यन्ते परोवरीयः ह एभ्यः तावत् अस्मिन् लोके जीवनं भविष्यति ॥ ३ ॥**

તે આ ઉદ્‌ગીથ પરમાત્માની વિદ્યાને શુનકના પુત્ર પ્રસિદ્ધ અતિધન્વાએ ઉદરશાંડિલ્યને કહી અને કહ્યું કે "જ્યાં સુધી તારી પ્રજામાં આ ઉદ્‌ગીથને જાણશે ત્યાં સુધી આ લોકમાં આ બધાંથી તેનું જીવન પરોવરીય-સર્વશ્રેષ્ઠ થશે. ॥ ૩ ॥

**तथा अमुष्मिन् लोके लोके इति । स य एतं एवं विद्वान् उपास्ते परोवरीयः एव ह अस्य अस्मिन् लोके जीवनं भवति । तथा अमुष्मिन् लोके लोके इति ॥ ४ ॥**

જેમ આ લોકમાં તેમ પેલા લોકમાં પણ તેનું જીવન સર્વશ્રેષ્ઠ થશે. જે આમ જાણતો હોઈને આ ઉદ્‌ગીથને ઉપાસે છે તેનું આ લોકમાં અને પરલોકમાં પણ નિશ્ચય સર્વોત્કૃષ્ટ જીવન થાય છે, એમાં સન્દેહ નથી. ॥ ૪ ॥

જ્યારે શાલાવત્યનું જ્ઞાન અધુરૂં કર્યું ત્યારે તેણે જૈવલિને પૂછ્યું કે "આ લોકની શી ગતિ છે તે આપ કહો." જૈવલિએ કહ્યું, "આકાશ." આકાશ શબ્દ અહીં પરમાત્માનો વાચક છે. કેમકે ત્ચ્યાનો પાછલો ભાગ એ જ અર્થ છે એમ નિર્ણય કરવામાં સહાયક થાય છે! "આકાશ" એટલે અહીં પરમાત્મા જ છે કેમકે સર્વભૂતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયના કારણ તરીકે અહીં આકાશને જૈવલિ બતાવે છે! આ સર્વભૂતની ઉત્પત્તિ વગેરે પરમાત્માના જ ધર્મો છે. આથી સર્વ ભૂતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયના કારણરૂપ પરમાત્મા—આકાશ જ આ લોકની પ્રતિષ્ઠા છે! જેમાંથી, જેમાં અને જ્યાં, ઉત્પત્તિ, સ્થિતિ અને લય થાય તે જ પરમ કારણ હોય છે! આથી જ બ્રહ્માંડ પરમાત્મામાં પ્રતિષ્ઠિત છે! આથી જ પરમાત્મામાં જ્યાયસ્ત્વ, સૌથી મોટાઈ, પરાયણત્વ=પરમગતિ=પરમાશ્રયપણું સિદ્ધ છે. આ પરમાત્મા જ ઉદ્‌ગીથ છે. તે પરમાત્મા અનન્ત છે! એટલે કે સ્વરૂપ, ગુણ અને કર્મની દૃષ્ટિએ પરમાત્મા અનન્ત છે! જે આવા જ્યાયાન્, પરોવરીય, અનન્ત પરમાત્માને ઉપાસે છે તે પોતે પણ તેવો થાય છે! આટલું જ નહીં જે પ્રજામાં આવા પરમાત્માના ઉપાસકો પાકે છે તે પ્રજાનું જીવન પણ સર્વશ્રેષ્ઠ થાય છે! અર્થાત્ પરમાત્માની ઉપાસના વ્યક્તિ અને સમષ્ટિ બન્નેને સર્વોત્કૃષ્ટ જીવન અપાવે છે! માટે પરમાત્માને ઉપાસો. આ આધ્યાત્મિક મહત્વપૂર્ણ અને ઉપયોગિની છે. ॥ ૧–૪ ॥

॥ इति नवमः खण्डः ॥

---

## ॥ अथ दशमः खण्डः ॥

**मटचीहतेषु कुरुषु, आटिक्या सह जायया, उषस्तिः ह चाक्रायणः इभ्यग्रामे प्रद्राणक उवास ॥ १ ॥**

કુરૂ પ્રદેશમાં કરાના વરસાદથી જ્યારે પાક નાશ પામ્યો ત્યારે, ચક્રનો પુત્ર નામે ઉષસ્તિ પોતાની "અનુત્પન્ન પયોધરાદિ" સ્ત્રી સાથે, અતિદરિદ્ર અવસ્થાને પામેલો હોઈને ઇભ્યગ્રામ-હાથીના માલિક-મહાવતના ગામમાં કોઈને ઘેર જઈને રહ્યા. ॥ ૧ ॥

**स ह इभ्यं कुल्माषान् खादन्तं विभिक्षे । तं ह उवाच न इतः अन्ये विद्यन्ते यत् च ये मे इमे उपनिहिता इति ॥ २ ॥**

તે ઉષસ્તિ ચાક્રાયણે યદચ્છાએ કોઈક ખરાબ અડદને ખાતા મહાવત પાસે તેની-અડદની ભિક્ષા માંગી. ત્યારે તે મહાવતે નિશ્ચય તે ઉષસ્તિને કહ્યું કે "આ ઉચ્છિષ્ટ અડદોથી બીજા મારી પાસે નથી! અને જે આ છે તે તો બધાં મેં આ મારા વાસણમાં નાંખેલા છે! તો પછી આપને હું શું આપું?" ॥ ૨ ॥

**एतेषां मे देहि इति ह उवाच । तान् अस्मै प्रददौ । हन्त! अनुपानं इति । उच्छिष्टं वै मे पीतं स्याद् इति ह उवाच ॥ ३ ॥**

ત્યારે તે ઉષસ્તિએ કહ્યું કે આમાંથી-એ ઉચ્છિષ્ટ અડદોમાંથી મને તું આપ ત્યારે તે મહાવતે કહ્યું-" ભલા! આ મારી પાસેનું જળ લો!" ત્યારે તે ઉષસ્તિએ કહ્યું કે જો હું જલ લઉં તો તે પીધેલું જળ ઉચ્છિષ્ટ ગણાય છે. ॥ ૩ ॥

**न स्विद् एते अपि उच्छिष्टाः इति । न वा अजीविष्यं इमान् अखादन् इति ह उवाच कामः मे उदकपानं इति ॥ ४ ॥**

"તો શું આ અડદો એંઠા-ઉચ્છિષ્ટ ન હતા? એમ પેલા મહાવતે પૂછ્યું તો ઉષસ્તિ બોલ્યા-" જો એ અડદો હું ન ખાત તો હું જીવતો ન રહેત. ત્યારે પાણી તો મને સર્વત્ર ઈચ્છાલભ્ય છે." ॥ ૪ ॥

**स खादित्वा अतिशेषान् जायायाः आजहार । सा अग्रे एव सुभिक्षा बभूव । तान् प्रतिगृह्य निदधौ ॥ ५ ॥**

તે ઉષસ્તિએ અડદ ખાઈને બાકી રહેલા અડદ ધણીઆણીને માટે કરુણાને લીધે આપ્યા. પરંતુ તેને તો તે પહેલાં જ ક્યાંકથી શોભન અન્ન મળી ચૂક્યું હતું. એટલે સ્ત્રી સ્વભાવને લઈને, તેણે તે લઈને રાખી મૂક્યાં. ॥ ૫ ॥

**स ह प्रातः संजिहानः उवाच-यद्‌ वत अन्नस्य लभेमहि, लभेमहि धनमात्रां, राजा असौ यक्ष्यते, स मा सर्वैः आर्त्विज्यैः वृणीत इति ॥ ६ ॥**

તે ઉષસ્તિ સવારે નિદ્રાત્યાગ કરી ધણીઆણી સાંભળે તે રીતે કહેવા લાગ્યા કે "અરે! જો આપણને થોડું ઘણું ખાવાનું મળે તો તે ખાઈને ટટાર થઈને, થોડું ઘણું ધન પ્રાપ્ત કરી શકીએ એમ છીએ. કેમકે પેલો રાજા યજ્ઞ કરનાર છે. તે મને યોગ્ય પાત્ર જાણીને તમામ ઋત્વિકના કાર્ય માટે મને પસંદ કરશે. ॥ ૬ ॥

**तं जाया उवाच-हन्त पते! इमे एव कुल्माषाः इति, तान् खादित्वा अमुं यज्ञं विततं एयाय ॥ ७ ॥**

તેને ધણીઆણીએ એમ કહ્યું કે-"હે સ્વામી! આ રહ્યા ગઈકાલના બાકી રહેલા કુત્સિત અડદો." તે ખાઈને તે ઉષસ્તિ ઋત્વિજોએ વિસ્તારેલા રાજાના યજ્ઞમાં ગયા. ॥ ૭ ॥

**तत्र उद्‌गातॄन् आस्तावे स्तोष्यमाणान् उपोपविवेश । स ह प्रस्तोतारं उवाच ॥ ८ ॥**

ત્યાં યજ્ઞમંડપના સ્તુતિસ્થાને સ્તુતિ કરવાને તત્પર ઉદ્‌ગાતાઓની નજીક જઈને ઉષસ્તિ બેઠા. અને ત્યારબાદ નિશ્ચય તેણે પ્રસ્તોતાને ઉદ્દેશીને કહ્યું ॥ ૮ ॥

**प्रस्तोतः! या देवता प्रस्तावं अन्वायत्ता तां चेद् अविद्वान् प्रस्तोष्यसि, मूर्धा ते विपतिष्यति इति ॥ ९ ॥**

હે પ્રસ્તોતા! જે દૈવત પ્રસ્તાવ-સ્તુતિમાં ઓતપ્રોત છે તે દેવતાને જો ન જાણતો હોઈને તું સ્તુતિ કરશે તો તારું માથું અને ધડ જુદાં થઈ જશે! ॥ ૯ ॥

**एवं एव उद्‌गातारं उवाच-उद्‌गातः! या देवता उद्‌गीथं अन्वायत्ता, तां चेद् अविद्वान् उद्‌गास्यसि, मूर्धा ते विपतिष्यति इति ॥ १० ॥**

એ જ મુજબ ઉદ્‌ગાતા ઉદ્દેશીને કહ્યું "હે ઉદ્‌ગાતા! જે ઉદ્‌ગાતા ઉદ્‌ગીથમાં ઓતપ્રોત છે તેને ન જાણતો હોઈને જો તું ઉદ્‌ગાન કરશે તો તારું માથું ધડથી જુદું થશે. ॥ ૧૦ ॥

**एवं एव प्रतिहर्तारं उवाच-प्रतिहर्तः! या देवता प्रतिहारं अन्वायत्ता, तां चेद् अविद्वान् प्रतिहरिष्यति मूर्धा ते विपतिष्यति इति । ते ह समारताः तूष्णीं आसांचक्रिरे ॥ ११ ॥**

તે જ મુખ્ય પ્રતિહર્તાને ઉદ્દેશીને બોલ્યા-હે પ્રતિહર્તા! જે દેવતા પ્રતિહારમાં ઓતપ્રોત છે તેને ન જાણતો હોઈને જો તું પ્રતિહરણ કરશે તો તારું માથું ધડથી જુદું થશે." આમ સાંભળતાં તે તે ઋત્વિજો તે તે કાર્યમાંથી ભયના માર્યા અટકીને મૌનનો આશ્રય લઈ, તે તે વિદ્યા ઉષસ્તિ ચાક્રાયણ પાસે જાણવાને માટે તેની સન્મુખ બેઠા. ॥ ૧૧ ॥

આગલા ખંડમાં પરમાત્મા સૌની પ્રતિષ્ઠા છે, તે પરોવરીય છે, તે જ્યાયાન્ છે—તે અનન્ત છે એમ કહ્યું. હવેના ખંડમાં એક બીજી આખ્યાયિકા વર્ણવે છે. આખી આખ્યાયિકાનું રહસ્ય તેટલું જ આપવું અહીં યોગ્ય છે. ઉષસ્તિ ચાક્રાયણ ઋષિ એંઠા અડદ ખાઈ શકે છે પણ એઠું પાણી પી શકતા નથી કારણ કે એ એમને માટે આપદ્ધર્મ હતો! આપદ્ધર્મમાં શિષ્ટ મર્યાદાનું ઉલ્લંઘન ધર્મ્ય થઇ પડે છે! પણ ઇતર કાળે પણ જો શિષ્ટમર્યાદાનું પાલન ન કરવામાં આવે તો તે અત્યાચાર ગણાય! આટલું છે રહસ્ય આ આખ્યાયિકાના પૂર્વભાગનું. ત્યારબાદ ઉષસ્તિ ચાક્રાયણ પોતાની યશસ્વિની પતિવ્રતા પત્ની સાથે કોઈક રાજાને ત્યાં યજ્ઞમાં જાય છે! ત્યાં જઈ પ્રસ્તોતા, ઉદ્ગાતા અને પ્રતિહર્તા નામના મુખ્ય ઋત્વિજો પાસે જઈને એક શાપમાં પરિણમતી સમસ્યા રજૂ કરે છે. તેઓ કહે છે કે "ઋત્વિજો! તમો તમારી સ્તુતિમાં સ્તુત્ય દેવતાને જાણ્યા સિવાય પ્રવૃત્ત થશો તો તમારું અકલ્યાણ થશે! અર્થાત્ વિના જ્ઞાને જો તમો કર્મો કરશો તો તે કર્મ વીર્યવાન ન થશે! અને પરિણામે તમો જાતે દુઃખી થશો!" આ સાંભળી શાપ ભયથી વ્યાકુળ થયેલા તમામ ઋત્વિજો, તે તે સ્તુતિમાં ઓતપ્રોતપણે રહેલાં તત્ત્વને જાણવાની ઇચ્છાથી, ઉષસ્તિ ચાક્રાયણની સામે મુનિભાવે તથા શિષ્યભાવે બેઠા. ॥ ૧–૧૧ ॥

॥ इति दशमः खण्डः ॥

---

## ॥ अथ एकादशः खण्डः ॥

**अथ ह एनं यजमानः उवाच-भगवन्तं वा अहं विविदिषाणि इति । उषस्तिः अस्मि चाक्रायणः इति ह उवाच ॥ १ ॥**

ત્યારબાદ નિશ્ચય એને-ઉષસ્તિને યજમાને-રાજાએ પૂછ્યું કે:-આપ પૂજ્યનો હું પરિચય પામવા ચાહું છું." તેને તેણે એમ કહ્યું કે હું નિશ્ચય ઉષસ્તિ ચાક્રાયણ છું. ॥ ૧ ॥

**स ह उवाच-भगवन्तं वा अहं एभिः सर्वैः आर्त्विज्यैः पर्यैशिषं, भगवतः वा अहं अवित्त्वा अन्यान् अवृषि ॥ २ ॥**

ત્યારે નિશ્ચય રાજાએ કહ્યું-"આપ પૂજ્યને જ નિશ્ચય તમામ ઋત્વિક કર્મો માટે શોધ્યા હતા. પરંતુ આપ પૂજ્યની ભાળ ન લાગતાં મેં બીજાઓની વરણી કરી છે. ॥ ૨ ॥

**भगवान् तु एव मे सर्वैः आर्त्विज्यैः इति । तथेति एते एव समतिसृष्टाः स्तुवतां यावत् तेभ्यः धनं दधाः तावत् मम दधाः इति । तथेति ह यजमानः उवाच ॥ ३ ॥**

પરંતુ હજી આપ પૂજ્ય જ મારા તમામ ઋત્વિક કર્મ માટે હો એમ રાજાએ વિનવ્યા. "બહુ સારૂં" એમ ઉષસ્તિએ કહ્યું, અને ઉમેર્યું કે હે રાજા! આપે પહેલા પસંદ કરેલા અને પ્રસન્ન મને મારાથી અનુજ્ઞા પામેલા આ ઋત્વિજો જ સ્તુતિ કરો. અને આપ જેટલું ધન એ લોકોને આપો તેટલું મને પણ આપે આપવું. "બહુ સારૂં" એમ યજમાને તેને નિશ્ચય કહ્યું. ॥ ४ ॥

**अथ ह एनं प्रस्तोता उपससाद "प्रस्तोतः! या देवता प्रस्तावं अन्वायत्ता, तां चेद् अविद्वान् प्रस्तोष्यसि, मूर्धा ते विपतिष्यति" इति मा भगवान् अवोचत्, कतमा सा देवता इति ॥४॥**

ત્યારબાદ નિશ્ચય પ્રસ્તોતા એમની પાસે વિનયપૂર્વક પહોંચી પૂછવા લાગ્યો કે "હે પ્રસ્તોતા! જે દેવતા પ્રસ્તાવમાં ઓતપ્રોત છે તેને ન જાણતો હોઈને જો તું સ્તુતિ કરશે તો તારૂં માથું પડશે" એમ આપ પૂજ્યે મને કહ્યું હતું. તો તે દેવ કયા? એ આપ કૃપા કરીને કહો. ॥ ४ ॥

**प्राणः इति ह उवाच । सर्वाणि ह वा इमानि भूतानि प्राणं एव अभिसंविशन्ति, प्राणं अभ्युज्जिहते, सा एषा देवता प्रस्तावं अन्वायत्ता, तां चेद् अविद्वान् प्रस्तोष्यः, मूर्धा ते व्यपतिष्यत्, तथा उक्तस्य मया इति ॥ ६ ॥**

તે દેવતા "પ્રાણ" છે એમ ઉષસ્તિએ નિઃશંક જવાબ વાળ્યો. કેમકે નિશ્ચય આ સમસ્ત સ્થાવર જંગમ ભૂતો પ્રાણમાં જ ચોમેરથી લય પામે છે અને પ્રાણમાંથીજ ઉગમ પામે છે. તે આ પ્રાણ-પરમાત્મા દેવતા પ્રસ્તાવમાં ઓતપ્રોત છે. તેને વગર જાણે જો તેં સ્તુતિ કરી હોત અને તારૂં માથું પડ્યું એમ જો મેં કહ્યું હોત તો તારું માથું પડત એમાં શંકા નથી. પણ મારો અટકાવ્યો તું અટક્યો એ તેં ઠીક જ કર્યું ॥ ૫ ॥

अथ ह एनं उद्गीता उपससाद। उद्गातः! या देवता उद्गीथं अन्वायत्ता, तां चेद् अविद्वान् उद्गास्यसि मूर्धा ते विपतिष्यति इति मा भगवान् अवोचत्, कतमा सा देवता इति ॥ ६ ॥

ત્યારબાદ નિશ્ચય ઉદ્‌ગાતા એમની-ઉષસ્તિની પાસે આવ્યા. અને તેમને પૂછ્યું કે "હે ઉદ્‌ગાતા! જે દેવતા ઉદ્‌ગીથમાં ઓતપ્રોત છે તેને ન જાણતો હોઈને જો તું ઉદ્‌ગાન કરીશ તો તારું માથું પડશે", એમ જે આપ પૂજ્યે મને કહ્યું હતું, તો તે દેવતા કયા છે? તે આપ જ મને કૃપા કરીને કહો. ॥ ૬ ॥

आदित्य इति ह उवाच। सर्वाणि ह वा इमानि भूतानि आदित्यं उच्चैः सन्तं गायन्ति। सा एषा देवता उद्गीथं अन्वायत्ता ताम् चेद् अविद्वान् उदगास्यः मूर्धा ते व्यपतिष्यत् तथोक्तस्य मया इति ॥ ७ ॥

તેને નિશ્ચય તેણે કહ્યું કે દેવતા આદિત્ય છે. કેમકે નિશ્ચય આ સમસ્ત ભૂતો ઊંચે રહેલા આદિત્યનું ઉદ્‌ગાન કરે છે. તે આ દેવતા ઉદ્‌ગીથમાં ઓતપ્રોત છે. તેને ન જાણતો હોઈને જો તેં ઉદ્‌ગાન કર્યું હોત તો અને તારું માથું પડો એમ મેં કહ્યું હોત તો જરુર તારું માથું પડ્યું હોત. ॥ ૭ ॥

अथ ह एनं प्रतिहर्ता उपससाद। प्रतिहर्तः! या देवता प्रतिहारं अन्वायत्ता तां चेद् अविद्वान् प्रतिहरिष्यसि, मूर्धा ते विपतिष्यति इति मा भगवान् अवोचत्, कतमा सा देवता इति ॥ ८ ॥

ત્યારબાદ નિશ્ચય એની પાસે પ્રતિહર્તાએ પહોંચીને કહ્યું કે, "હે પ્રતિહર્તા! જે દેવતા પ્રતિહારમાં ઓતપ્રોત છે તેને ન જાણતો હોઈને જો તું પ્રતિહરણ કરીશ તો તારું માથું પડશે." એમ આપ પૂજ્યે મને કહ્યું હતું તો તે દેવતા કયા છે તે આપ જ કૃપાથી મને કહો. ॥ ૮ ॥

अन्नं इति ह उवाच। सर्वाणि ह वा इमानि भूतानि अन्नं एव प्रतिहरमाणानि जीवन्ति। सा एषा देवता प्रतिहारं अन्वायत्ता। तां चेद् अविद्वान् प्रतिहरिष्यः मूर्धा ते व्यपतिष्यत् तथोक्तस्य मया इति तथोक्तस्य मया इति ॥ ९ ॥

અન્ન તે દેવતા છે એમ ઉષસ્તિએ કહ્યું કેમકે નિશ્ચય તમામ ભૂતો અન્નને જ ગ્રહણ કરતાં હોઈને જીવે છે. તે આ દેવતા પ્રતિહારમાં ઓતપ્રોત છે. તેને ન જાણતો હોઈને જો તેં પ્રતિહરણ કર્યું હોત અને તારું માથું પડો એમ જો મેં કહ્યું હોત તો જરૂર તારું માથું પડ્યું હોત. ॥ ૯ ॥

ભગવાન ઉષસ્તિ ચાક્રાયણની આભા અને આત્મવિદ્યાથી અંજાઈને યજમાન રાજાએ તેમનો ભારે સત્કાર કર્યો! તેમની આચાર્ય તરીકે વરણી કરી! ત્યાર બાદ તે તે ઉદ્‌ગાતા, પ્રસ્તોતા અને પ્રતિહર્તાએ પોતાના સવાલો ઋષિ આગળ નમ્રભાવે ધર્યા. તેના ઉત્તરમાં ઉષસ્તિ ચાક્રાયણ ત્રણ વાતો કરે છે. પ્રાણ, આદિત્ય અને અન્ન આ ત્રણ તે દૈવત છે જેનું અનુક્રમે પ્રસ્તોતા, ઉદ્‌ગાતા અને પ્રતિહર્તા સ્તવન કરે છે! પ્રાણ એ બૃહદ્‌જીવન તત્વ છે. આદિત્ય એ શક્તિનો ખજાનો છે! અન્ન એ આ જીવનનું જીવન તત્વ છે. પ્રાણનો જ આવિર્ભાવ તે આદિત્ય છે. અને આદિત્યની જ યોજેલી શક્તિ તે અન્ન છે! આ છે ઉષસ્તિ ચાક્રાયણનું દર્શન ॥ ૧-૯ ॥

॥ इति एकादशः खण्डः ॥

---

## ॥ अथ द्वादशः खण्डः ॥

**अथातः शौवः उद्गीथः। तद् ह बको दाल्भ्यः, ग्लावः वा मैत्रेयः स्वाध्यायं उद् वव्राज ॥ १ ॥**

હવે શૌવ=શ્વાનોએ જોયેલાં ઉદ્‌ગીથનો પ્રારંભ થાય છે. દાલ્ભ્યનો પુત્ર બક અને મૈત્રેયનો પુત્ર ગ્લાવ-એ બે જણા સ્વાધ્યાય માટે કોઈક નિર્જન પ્રદેશમાં જલાશય સમીપ ગયા. ॥ ૧ ॥

**तस्मै श्वा श्वेतः प्रादुर्बभूव। तं अन्ये श्वानः उपसमेत्य ऊचुः "अन्नं नो भगवान् आगायतु अशनायाम् वा इति ॥ २ ॥**

તેમના સ્વાધ્યાયથી પ્રસન્ન થયેલા મુખ્ય પ્રાણરૂપી શ્વેતશ્વાન તેમના ઉપર અનુગ્રહ માટે તેમની સમક્ષ પ્રકટ થયા. તે મુખ્ય પ્રાણરૂપી શ્વાનની પાસે બીજા ક્ષુદ્ર શ્વાનો-ઈન્દ્રિયો પહોંચીને બોલ્યા-હે પૂજ્ય! અમારે માટે આપ અન્નનું આગાન કરો. અમો નિશ્ચય ભૂખ્યા છીએ ॥ ૨ ॥

**तान् ह उवाच इह एव मा प्रातः उपसमीयात इति। ह बकः दाल्भ्यः ग्लावः वा मैत्रेयः प्रतिपालयांचकार ॥ ३ ॥**

તે ક્ષુદ્ર કૂતરાઓ (ઈન્દ્રિયોને) તે શ્વેતશ્વાને (મુખ્ય પ્રાણે) જમ્યાએ કાલે સવારે મારી પાસે તમો આવજો. તે જમ્યાએ નિશ્ચય તથા ગ્લાવ મૈત્રેય રાહ જોઈને બેઠા. ॥ ૩ ॥

**ते ह तथा एवं इदं बहिष्पवमानेन स्तोष्यमाणाः संरब्धाः सर्पन्ति इति एवं आससृपुः । ते ह समुपविश्य हिंचक्रुः ॥ ४ ॥**

તે શ્વાનો મુખવડે એક બીજાનાં પુચ્છને પકડીને, યજ્ઞમાં ઋત્વિજો જેમ એક બીજા સાથે સંલગ્ન થઈ બહિષ્પવમાન સ્તોત્ર ગાતા ચાલે તેમ મુખ્ય પ્રાણની સમક્ષ પહોંચ્યા, ત્યાર બાદ તેઓ નિશ્ચય બેસીને હિંકાર કરવા લાગ્યા. ॥ ૪ ॥.

**ओ३मदा ओं३ पिबा ३ मों ३ देवो वरुणः प्रजापतिः सविता २ अन्नं इह २ ऽऽ हरदन्नपते ३ न्नमिहा २ ऽऽ हरा २ ऽऽ हरोमिति ॥ ५ ॥**

હે પરમાત્મન્ ! અમો ખાઈએ ! હે પરમાત્મન્ ! અમો પાન કરીએ ! હે પરમાત્મન્ ! વરુણ, પ્રજાપતિ અને સવિતા દેવ અમારે માટે અહીં અન્ન આણો ! આણો ! હે પરમાત્મન્ ! એમ અમોએ હિંકાર કર્યો. ॥ ૫ ॥

આગલા ખંડમાં પ્રાણ, આદિત્ય અને અન્નમાં ઉદ્‌ગીથ દૃષ્ટિ બતાવી. હવેના ખંડમાં અન્નની કામનાવાળાએ કઈ ઉપાસના કરવી તે માટે "શૌવ ઉદ્‌ગીથ" નો પ્રારંભ કરે છે. આજ કાલ આ ભાગની જરૂરીઆત નહીં જેવી હોવાથી અને જાણવા જેવું શબ્દાર્થમાં જ આપેલું હોવાથી વધુ વિસ્તારની આવશ્યકતા માની નથી. અહીં શ્વેતશ્વાન એટલે મુખ્ય પ્રાણ એ અર્થ છે. અને બીજા શ્વાનો એટલે ઇન્દ્રિયો એ અર્થ છે. આટલું જાણ્યા બાદ એમાંથી કંઈક બુદ્ધિગમ્ય અર્થ નીકળી શકશે. ॥ ૧–૫ ॥

॥ इति द्वादशः खण्डः ॥

---

## ॥ अथ त्रयोदशः खण्डः ॥

**अयं वाव लोकः हा उकारः वायुः वा हाइकारः, चन्द्रमाः अथकारः, आत्मा इहकारः अग्निः ईकारः ॥ १ ॥**

આ લોક નિશ્ચય હાઉકાર છે. વાયુ નિશ્ચય હાઈકાર છે. ચન્દ્રમા અથકાર છે. આત્મા ઈહકાર છે, તથા અગ્નિ ઈકાર છે, એમ ઉપાસે. ॥ ૧ ॥

**आदित्यः ऊकारः, निहवः एकारः विश्वेदेवाः औहोइकार, २ प्रजापतिः हिंकारः, प्राणः स्वरः, अन्नं या, वाक् विराट् ॥ २ ॥**

આદિત્ય ઉકાર છે, આમંત્રણ એકાર છે, વિશ્વેદેવા ઔહોયિકાર છે, પ્રજાપતિ હિંકાર છે; પ્રાણ સ્વર છે; અન્ન યા છે, વાક્ વિરાટ છે. ॥ ૨ ॥

अनिरुक्तः त्रयोदशः स्तोभः सञ्चरः हुंकारः ॥ ३ ॥

અવ્યક્ત અને વિકલ્પિત સ્વરૂપવાળો તેરમો સ્તોભ હુંકાર છે. ॥ ૩ ॥

दुग्धे अस्मै वाग्दोहं, यो वाचो दोहः अन्नवान् अन्नादः भवति, यः एतां एवं साम्नां उपनिषदं वेद, उपनिषदं वेद इति ॥ ४ ॥

જે કોઈ આ રીતે આ સામોના રહસ્યને જાણે છે, તેને માટે વાણીનો જે સાર છે તે, વાણીનો સાર દૂહે છે, તે અન્નવાળો, અને પ્રદીપ્ત જઠરાગ્નિવાળો થાય છે ॥૪॥

તેરમો ખંડ ખૂબજ પારિભાષિક છે. સામ ઋચાના ગાન માટે કેટલાક અક્ષરો હોય છે. તેનું નામ સ્તોભ છે. સ્તોભનો અર્થ જ અર્થહીન અક્ષરો છે, એનું પ્રયોજન ફક્ત સામગાનની સિદ્ધિ પૂરતું જ છે. તે અક્ષરોમાં અમુક દષ્ટિઓ કરવી એવું અહીં વિધાન છે. આ યુગને માટે એ ખાસ ઉપયોગી નથી. શબ્દાર્થ પર્યાપ્ત છે. ॥ ૧–૪ ॥

॥ इति त्रयोदशः खण्डः ॥

॥ इति प्रथमः अध्यायः ॥

॥ हरिः ॐ तत् सत् ॥

---

ॐ

# ॥ अथ छांदोग्ये द्वितीयोऽध्यायः ॥

## ॥ अथ प्रथमः खण्डः ॥

ॐ समस्तस्य खलु साम्न उपासनं साधु यत् खलु साधु तत् साम इति आचक्षते यद् असाधु तद् असाम इति ॥ १ ॥

ॐ સમગ્ર સામની ઉપાસના શોભન છે. કેમકે જગતમાં જે કાંઈ શોભન છે તે સામ છે એમ વિજ્ઞ લોકો કહે છે. જે અશોભન છે તે અસામ છે એમ વિજ્ઞો કહે છે ॥ ૧ ॥

तद् उत अपि आहुः साम्ना एनम् उपागाद् इति साधुना एनम् उपागाद् इति एव तद् आहुः असाम्ना एनम् उपागाद् इति असाधुना एतम् उपागाद् इति एव तद् आहुः ॥ २ ॥

એ જ બાબતમાં વળી પણ જનતા કહે છે-સામ આગળ કરીને આ, રાજાની નજીક પહોંચ્યો. આથી એ શોભનપણે રાજા પાસે પહોંચ્યો એમ જ તેને કહે છે. અસામપૂર્વક જો આની સામે જાય તો અશોભન રીતે એની-રાજાની નજીક ગયો એમ જ કહે છે. ॥ ૨ ॥

अथ उत अपि आहुः साम नो बत इति यत् साधु बत इति एव तद् आहुः असाम नः बत इति यद् असाधु भवति असाधु बत इति एव तद् आहुः ॥ ३ ॥

વળી પણ એ વિષયમાં કહે છે કે જ્યારે કાંઈ શુભ પ્રાપ્ત થાય છે ત્યારે ખરે! અમોને સામ પ્રાપ્ત થયું છે એમ કહે છે. કેમકે તે-સામ શોભન જ છે. વળી જ્યારે કાંઈ અશુભ પ્રાપ્ત થાય છે ત્યારે ખરે! અસામ અમોને પ્રાપ્ત થયું છે એમ કહે છે. કેમકે અસામ અશોભન જ છે એમ લોકો-કહે છે. ॥ ૩ ॥

स यः एतद् एवं विद्वान् साधु साम इति उपास्ते अभ्याशो ह यद् एनं साधवः धर्माः आ च गच्छेयुः उप च नमेयुः ॥ ४ ॥

તે પુરુષ કે જે આને આવી રીતે જાણતો હોઈને 'સામ શોભન છે' એમ જાણે છે-ઉપાસે છે તેની પાસે સાધુ ધર્મો વિના વિલંબે ઉપસ્થિત થાય છે. એટલું નહીં તરત જ તેનું ઉપભોગ્ય ફળ પણ પ્રાપ્ત થાય છે. ॥ ૪ ॥

॥ इति प्रथमः खण्डः ॥

## ॥ अथ द्वितीयः खण्डः ॥

लोकेषु पञ्चविधं साम उपासीत पृथिवी हिंकारः अग्निः प्रस्तावः अन्तरिक्षम् उद्‌गीथः आदित्यः प्रतिहारः द्यौः निधनम् इति ऊर्ध्वेषु ॥ १ ॥

લોકોમાં પાંચ પ્રકારના સામને ઉપાસે. પૃથિવી હિંકાર છે. અગ્નિ પ્રસ્તાવ છે. અન્તરિક્ષ ઉદ્‌ગીથ છે. આદિત્ય પ્રતિહાર છે. દ્યૌ નિધન છે. આ દૃષ્ટિએ ઉર્ધ્વ લોકોમાં સામને ઉપાસે ॥ ૧ ॥

अथ आवृत्तेषु द्यौः हिंकारः आदित्यः प्रस्तावः अन्तरिक्षम् उद्‌गीथः अग्निः प्रतिहारः पृथिवी निधनम् ॥ २ ॥

હવે અધો લોકમાં પંચવિધ સામની ઉપાસના કહીએ છીએ. દ્યૌ હિંકાર છે. આદિત્ય પ્રસ્તાવ છે. અન્તરિક્ષ ઉદ્‌ગીથ છે. અગ્નિ પ્રતિહાર છે. પૃથિવી નિધન છે. ॥૨॥

कल्पन्ते ह अस्मै लोकाः ऊर्ध्वाः च आवृत्ताः च एतद् एवं विद्वान् लोकेषु पञ्चविधं साम उपास्ते ॥ ३ ॥

જે કોઈ પુરૂષ આવું જાણતો હોઈને લોકમાં પંચ પ્રકારના સામની ઉપાસના કરે છે તેને માટે ઉર્ધ્વ અને અધો લોક ઉપભોગ્ય તરીકે ઉપસ્થિત થાય છે. ॥ ૩ ॥

॥ इति द्वितीयः खण्डः ॥

---

## ॥ अथ तृतीयः खण्डः ॥

वृष्टौ पञ्चविधं साम उपासीत पुरो वातः हिंकारः मेघः जायते स प्रस्तावः वर्षति स उद्‌गीथः विद्योतते स्तनयति स प्रतिहारः ॥१॥

વૃષ્ટિમાં પાંચ પ્રકારનાં સામની ઉપાસના કરે. પ્રથમ વાયુ હિંકાર છે. મેઘનો જન્મ તે પ્રસ્તાવ. વરસવું તે ઉદ્‌ગીથ છે. વિદ્યુત્પાત અને ગર્જના તે પ્રતિહાર છે. ॥૧॥

उद्‌गृह्णाति तत् निधनं वर्षति ह अस्मै वर्षयति ह य एतद् एवं विद्वान् वृष्टौ पञ्चविधं साम उपास्ते ॥ २ ॥

વૃષ્ટિની વિરતિ એ નિધન છે. જે કોઈ આવું જાણતો હોઇને વૃષ્ટિમાં પાંચ પ્રકારના સામની ઉપાસના કરે છે તેને માટે વરસાદ વરસે છે. તે વરસાદ વરસાવી પણ શકે છે. ॥ ૨ ॥

॥ इति तृतीयः खण्डः ॥

## ॥ अथ चतुर्थः खण्ड ॥

सर्वासु अप्सु पञ्चविधं साम उपासीत मेघः यत् संप्लवते सः हिंकारः यद् वर्षति स प्रस्तावः याः प्राच्यः स्यन्दन्ते स उद्गीथः याः प्रतीच्यः स प्रतिहारः समुद्रः निधनम् ॥ १ ॥

સમસ્ત જલમાં પાંચ પ્રકારના સામને ઉપાસે. જ્યારે મેઘ ચઢી આવે છે ત્યારે તે હિંકાર છે. જ્યારે વરસે છે ત્યારે પ્રસ્તાવ છે. જે પૂર્વની નદીઓ ઝરપે છે તે ઉદ્ગીથ છે. જે પશ્ચિમની નદીઓ ઝરપે છે તે પ્રતિહાર છે. સમુદ્ર નિધન છે. ॥ ૧ ॥

न ह अप्सु प्रैति अप्सुमान् भवति य एतद् एवं विद्वान् सर्वासु अप्सु पञ्चविधं साम उपास्ते ॥ २ ॥

જે કોઈ આવું જાણતો હોઈને-સમસ્ત જલમાં પંચવિધ સામની ઉપાસના કરે છે તે જળમાં મરતો નથી અને રણમાં પણ જળવાળો થાય છે. ॥ ૨ ॥

॥ इति चतुर्थः खण्डः ॥

---

## ॥ अथ पञ्चमः खण्डः ॥

ऋतुषु पञ्चविधं साम उपासीत वसन्तः हिंकारः ग्रीष्मः प्रस्तावः वर्षा उद्गीथः शरत् प्रतिहारः हेमन्तः निधनम् ॥१॥

ઋતુઓમાં પાંચ પ્રકારના સામની ઉપાસના કરે. વસન્ત હિંકાર છે, ગ્રીષ્મ પ્રસ્તાવ છે. વર્ષા ઉદ્ગીથ છે. શરત્ પ્રતિહાર છે અને હેમન્ત નિધન છે. ॥ ૧ ॥

कल्पन्ते ह अस्मा ऋतवः ऋतुमान् भवति य एतद् एवं विद्वान् ऋतुषु पञ्चविधं साम उपास्ते ॥ २ ॥

જે કોઈ આવું જાણતો હોઈને ઋતુઓમાં પાંચ પ્રકારના સામને ઉપાસે છે તેને માટે ઋતુઓ ભોગવતી બને છે. ઋતુ ઋતુના ભોગો તેને માટે ઉપસ્થિત થાય છે. ॥૨॥

॥ इति पञ्चमः खण्डः ॥

---

## ॥ अथ षष्ठः खण्डः ॥

पशुषु पञ्चविधं साम उपासीत अजा हिंकारः अवयः प्रस्तावः गावः उद्गीथः अश्वाः प्रतिहारः पुरुषः निधनम् ॥ १ ॥

પશુઓમાં પાંચ પ્રકારના સામની ઉપાસના કરે. બકરી હિંકાર છે. ઘેટાં પ્રસ્તાવ છે. ગાય ઉદ્ગીથ છે. અશ્વ પ્રતિહાર છે અને પુરુષ નિધન છે. ॥ १ ॥

भवन्ति ह अस्य पशवः पशुमान् भवति य एतद् एवं विद्वान् पशुषु पञ्चविधं साम उपास्ते ॥ २ ॥

આવું જાણતો હોઈને જે પશુઓમાં પંચ પ્રકારના સામને ઉપાસે છે તેને પશુઓ મળે છે. તે પશુઓવાળો બને છે. ॥ ૨ ॥

॥ इति षष्ठः खण्डः ॥

---

## ॥ अथ सप्तमः खण्डः ॥

प्राणेषु पञ्चविधं परोवरीयः साम उपासीत प्राणो हिंकारः वाक् प्रस्तावः चक्षुः उद्गीथः श्रोत्रं प्रतिहारः मनः निधनं परोवरीयान् असि वैतानि ॥ १ ॥

પ્રાણોમાં પાંચ પ્રકારના સર્વશ્રેષ્ઠ સામને ઉપાસે. ઘ્રાણેન્દ્રિય હિંકાર છે. વાણી પ્રસ્તાવ છે, ચક્ષુ ઉદ્ગીય છે. શ્રોત્ર પ્રતિહાર છે. મન નિધન છે. આ બધાં સર્વશ્રેષ્ઠ છે. ॥૧॥

परोवरीयः ह अस्य भवति परोवरीयसः ह लोकान् जयति य एतद् एवं विद्वान् प्राणेषु पञ्चविधं परोवरीयः सामः उपास्ते इति तु पञ्चविधस्य ॥ २ ॥

જે કોઈ આમનો આમ જાણતો હોઈને ઈન્દ્રિયોમાં સર્વશ્રેષ્ઠ પાંચ પ્રકારના સામને ઉપાસે છે તેનું જીવન સર્વશ્રેષ્ઠ થાય છે. તે સર્વશ્રેષ્ઠ લોકોને જીતે છે. આમ પાંચ પ્રકારની સામ ઉપાસના થઈ ॥ ૨ ॥

॥ इति सप्तमः खण्डः ॥

---

## ॥ अथ अष्टमः खण्डः ॥

अथ सप्तविधस्य वाचि सप्तविधं साम उपासीत यत् किंच वाचः हुम् इति स हिंकारः यत् प्र इति स प्रस्तावः यत् आ इति स आदिः ॥ १ ॥

હવે સાત પ્રકારના સામની ઉપાસના કહીએ છીએ. વાણીમાં સાત પ્રકારના સામની ઉપાસના કરે. વાણીમાં જે કાંઈ "હું" એવો ઉચ્ચાર છે તે હિંકાર છે. 'પ્ર' છે તે પ્રસ્તાવ છે. જે "આ" એવું રૂપ છે તે આદિ-ॐ છે. ॥ ૧ ॥

यद् उत् इति स उद्‌गीथः, यत् प्रति इति स प्रतिहारः, यद् उप् इति स उपद्रवः, यत् नि इति तत् निधनम् ॥ २ ॥

જે કાંઈ 'उत्' છે તે ઉદ્‌ગીથ છે. જે 'प्रति' છે તે પ્રતિહાર છે. જે 'उप' છે તે ઉપદ્રવ છે. જે 'नि' છે તે નિધન છે. ॥ ૨ ॥

दुग्धे अस्मै वाग्दोहं यः वाचः दोहः अन्नवान् अन्नादः भवति य एतद् एवं विद्वान् वाचि सप्तविधं साम उपास्ते ॥ ३ ॥

જે કોઈ આવું જાણતો હોઈને વાણીમાં સાત પ્રકારની સામોપાસના કરે છે તેને વાણીનો જે રસ છે તે એને માટે વાણીનો સાર દુહે છે. તે અન્નવાન અને પ્રદીપ્ત જઠરાગ્નિવાળો થાય છે. ॥ ૩ ॥

॥ इति अष्टमः खण्डः ॥

---

## ॥ अथ नवमः खण्डः ॥

अथ　　अमुम् आदित्यं सप्तविधं साम उपासीत । सर्वदा समस्तेन साम मां प्रति मां प्रति इति सर्वेण समस्तेन साम ॥ १ ॥

હવે ખરે! સૂર્યની સાત પ્રકારના સામ તરીકે ઉપાસના કરે. એ સૂર્ય હંમેશાં, વૃદ્ધિક્ષય સિવાયનો હોઈને, સમ-સરખો છે આથી તેને સામ જાણવો. તે ઉપરાંત 'એ મારા તરફ જુવે છે' એ મારા તરફ જુવે છે એમ બધાને લાગતું હોઈને એ દૃષ્ટિએ એ સૌને સરખો છે અને આથી તે સામ છે. ॥ ૧ ॥

तस्मिन् इमानि सर्वाणि भूतानि अन्वायत्तानि इति विद्यात् तस्य यत् पुरा उदयात् स हिंकारः तद् अस्य पशवः अन्वायत्ताः तस्मात् ते हिंकुर्वन्ति हिंकारभाजिनः हि एतस्य साम्नः ॥ २ ॥

તે સૂર્યમાં આ સમસ્ત ભૂતો ઓતપ્રોત છે એમ જાણે. તેનું ઉદયથી પૂર્વેનું જે રૂપ છે તે હિંકાર છે. તે હિંકારમાં આ પશુઓ ઓતપ્રોત છે. કેમકે આ સૂર્યરૂપી સામના હિંકારને ભજનારાં આ પશુઓ છે તેથી તેઓ હિંકાર કરે છે. ॥ ૨ ॥

अथ यत् प्रथमोदिते स प्रस्तावः तद् अस्य मनुष्याः अन्वायत्ताः तस्मात् ते प्रस्तुति कामाः प्रशंसाकामाः प्रस्तावभाजिनः हि एतस्य साम्नः ॥ ३ ॥

હવે સૂર્યનું પહેલા ઉદય વખતે જે રૂપ છે તેને પ્રસ્તાવ જાણે. આના તે રૂપમાં મનુષ્યો ઓતપ્રોત છે. આથી મનુષ્યો પ્રસ્તુતિ અને પ્રશંસાની કામનાવાળા હોય છે. કેમકે તેઓ આ સૂર્યરૂપી સામના પ્રસ્તાવને ભજનારાઓ છે. ॥ ૩ ॥

अथ यत् संगववेलायां स आदिः तत् अस्य वयांसि अन्वायत्तानि तस्मात् तानि अन्तरिक्षे अनारम्भणानि आदाय आत्मानं परिपतन्ति आदिभाजीनि हि एतस्य साम्नः ॥ ४ ॥

સંગવ કાળે=ગાયોને સ્હવારે દોહવાના વખતે=સૂર્યોદય બાદ સાતથી બાર ઘડી સુધીમાં, સૂર્યનું જે રૂપ છે તે આદિરૂપ=ૐ છે તેમાં પક્ષીઓ ઓતપ્રોત છે. તેથી તેઓ પોતાના શરીરને લઈને આકાશમાં વિના અવલંબનાં હોઈને ઉડે છે. કેમકે તેઓ આ સૂર્ય સામના આદિરૂપને ભજનારાં છે. ॥ ૪ ॥

अथ यत् संप्रति मध्यन्दिने स उद्गीथः तद् अस्य देवा अन्वायत्ताः तस्मात् ते सत्तमाः प्राजापत्यानाम् उद्गीथभाजिनः हि एतस्य साम्नः ॥ ५ ॥

હવે અત્યારે દિવસના મધ્યભાગમાં સૂર્યનું જે રૂપ છે તે ઉદ્ગીથ છે. આના તે રૂપમાં દેવો ઓતપ્રોત છે. તેથી તેઓ પ્રજાપતિની સંતતિમાં શ્રેષ્ઠ છે. કેમકે તેઓ આ સૂર્ય સામના ઉદ્ગીથને ભજનારા છે. ॥ ૫ ॥

अथ यद् ऊर्ध्वं मध्यंदिनात् प्राक् अपराह्णात् स प्रतिहारः तद् अस्य गर्भाः अन्वायत्ताः तस्मात् ते प्रतिहृताः न अवपद्यन्ते प्रतिहार भाजिनः हि एतस्य साम्नः ॥ ६ ॥

હવે મધ્ય દિવસથી પછીનું અને અપરાહ્ણથી પહેલાનું જે રૂપ છે તે પ્રતિહાર છે. એના તે રૂપમાં ગર્ભો ઓતપ્રોત છે. તેથી તે ગર્ભો ઉપર રહ્યા છતાં નીચે પડી જતા નથી! કેમકે તે આ સૂર્ય સામના પ્રતિહારને ભજનારા છે. ॥ ૬ ॥

**अथ यद् ऊर्ध्वं अपराह्णात् प्राक् अस्तमयात् स उपद्रवः तद् अस्य आरण्याः अन्वायत्ताः तस्मात् ते पुरुषं दृष्ट्वा कक्षं श्वभ्रम् इति उपद्रवन्ति उपद्रवभाजिनः हि एतस्य साम्नः ॥ ७ ॥**

હવે અપરાહ્ણથી આગળ અને સૂર્યાસ્તની પહેલાં સૂર્યનું જે રૂપ છે તે ઉપદ્રવ છે. એના તે રૂપમાં વન્ય પશુઓ ઓતપ્રોત છે. તેથી તેઓ મનુષ્યને જોતાવેંત વનમાં કે ગુહામાં ચાલ્યાં જાય છે. કેમકે તેઓ આ સૂર્ય સામના ઉપદ્રવને ભજનારાં છે. ॥૭॥

**अथ यत् प्रथमास्तमिते तत् निधनं तद् अस्य पितरः अन्वायत्ताः तस्मात् निदधति निधनभाजिनः हि एतस्य साम्न एवं खलु अमुम् आदित्यं सप्तविधं साम उपास्ते ॥ ८ ॥**

હવે જે અસ્ત પામતા સૂર્યનું પહેલું રૂપ છે તે નિધન છે. એના તે રૂપમાં પિતરો ઓતપ્રોત છે. તેથી તે પિતરોને દર્ભ ઉપર મૂકવામાં આવે છે. કેમકે તેઓ આ સૂર્યસામના નિધનને ભજનારા છે. આમ ખરે! આ આદિત્યને સાત પ્રકારના સામ તરીકે ઉપાસે છે. ॥ ૮ ॥

॥ इति नवमः खण्डः ॥

---

## ॥ अथ दशमः खण्डः ॥

**अथ खलु आत्मसंमितम् अतिमृत्यु सप्तविधं साम उपासीत हिंकारः इति त्र्यक्षरं प्रस्तावः इति त्र्यक्षरं तत् समम् ॥ १ ॥**

હવે આત્મા સરખા અને મૃત્યુને ઓળંગી જનારા સાત પ્રકારના સામને ઉપાસે. 'હિંકાર' એ ત્રણ અક્ષરનું નામ છે. 'પ્રસ્તાવ' પણ ત્રણ અક્ષરનું નામ છે. બન્નેમાં ત્રણ અક્ષરો હોઈને તે બન્ને સરખાં છે. ॥ ૧ ॥

**आदिः इति द्व्यक्षरं प्रतिहार इति चतुरक्षरं ततः इह एकं तत् समम् ॥ २ ॥**

'આદિ' એ બે અક્ષર છે. "प्रतिहार" એ ચાર અક્ષર છે. તેથી અહીં 'આદિમાં' એક અક્ષર ઉમેરીએ તો તે બન્ને સરખાં થાય.॥ ૨ ॥

उद्गीथं इति त्र्यक्षरं उपद्रव इति चतुरक्षरं त्रिभिः त्रिभिः समं भवति अक्षरं अतिशिष्यते त्र्यक्षरं तत् समम् ॥ ३ ॥

"ઉદ્ગીથ" એ ત્રણ અક્ષર છે. 'ઉપદ્રવ' એ ચાર અક્ષર છે. ત્રણ ત્રણ અક્ષરોથી તે સરખાં થાય. એક અક્ષર બાકી રહે. આથી ત્રણ અક્ષરે એ સરખાં છે ॥૩॥

निधनं इति त्र्यक्षरं तत् समम् एव भवति तानि ह वा एतानि द्वाविंशतिः अक्षराणि ॥ ४ ॥

'નિધન' એ ત્રણ અક્ષર છે. અને તે તો સરખું જ છે તે આ બધા મળીને ૨૨ અક્ષરો થાય છે. ॥ ૪ ॥

एकविंशत्या आदित्ये आप्नोति एकविंशः वा इतः असौ आदित्यः द्वाविंशेन परमादित्यात् जयति तत् नाकं तद् विशोकम् ॥५॥

એકવીશ અક્ષરોથી આદિત્યને પ્રાપ્ત કરે છે આ લોકથી તે આદિત્ય એકવીસમો જ છે. (૧૨ માસ + પાંચ ઋતુ + ત્રણ લોક) બાવીસમા અક્ષર વડે આદિત્યથી પણ પર જે-સુખરૂપ અને શોક રહિત લોક છે તેને પામે છે. ॥ ૫ ॥

आप्नोति ह आदित्यस्य जयं परः ह अस्य आदित्यजयात् जयः भवति य एतद् एवं विद्वान् आत्मसंमितम् अतिमृत्युः सप्तविधं साम उपास्ते साम उपास्ते ॥ ६ ॥

જે કોઈ આને આમ જાણનો હોઈને આત્મતુલ્ય અને મૃત્યુને ઓળંગી જવાના સાધનરૂપ આ સાત પ્રકારના સામને જાણે છે તે નિશ્ચય આદિત્યનો જય પામે છે. અને આદિત્યના જયથી પણ પરમ જય આને માટે થાય છે. ॥ ૬ ॥

॥ इति दशमः खण्डः ॥

---

## ॥ अथ एकादशः खण्डः ॥

मनः हिंकारः वाक् प्रस्तावः चक्षुः उद्गीथः श्रोत्रं प्रतिहारः प्राणः निधनं एतद् गायत्रं प्राणेषु प्रोतम् ॥ १ ॥

મન હિંકાર છે. વાણી પ્રસ્તાવ છે. આંખ ઉદ્ગીથ છે. કાન પ્રતિહાર છે. પ્રાણ નિધન છે. આ ગાયત્ર સામ પ્રાણોમાં ઓતપ્રોત છે. ॥ ૧ ॥

स य एवम् एतद् गायत्रं प्राणेषु प्रोतं वेद प्राणी भवति सर्वं आयुः एति ज्योग्जीवति महान् प्रजया पशुभिः भवति महान् कीर्त्या महामनाः स्यात् तद् व्रतम् ॥ २ ॥

જે કોઈ આ ગાયત્ર સામને પ્રાણોમાં ઓતપ્રોત જાણે છે તે સમર્થ ઈન્દ્રિયોવાળો થાય છે. સંપૂર્ણ આયુષ્ય પામે છે. ઉજ્જવળ જીવન જીવે છે. પ્રજા અને પશુથી તે મહાન થાય છે. મહામના થાય છે. એ નિયમ છે. ॥ ૨ ॥

॥ इति एकादशः खण्डः ॥

॥ अथ द्वादशः खण्डः ॥

अभिमन्थति स हिंकारः धूमः जायते स प्रस्तावः ज्वलति स उद्गीथः अङ्गाराः भवन्ति स प्रतीहारः उपशाम्यति तत् निधनं संशाम्यति तत् निधनं एतद् रथन्तरं अग्नौ प्रोतम् ॥ १ ॥

અભિમન્થન હિંકાર, ધૂમ્રોત્પાદ પ્રસ્તાવ, પ્રજ્વલન ઉદ્ગીથ, અંગારની ઉત્પત્તિ તે પ્રતિહાર, ઉપશાન્તિ અને પૂરી શાન્તિ (અગ્નિનું ઠરી જવું તે) એ બન્ને નિધન છે. આ રથન્તર સામ અગ્નિમાં ઓતપ્રોત છે. ॥ ૧ ॥

स य एवं एतद् रथन्तरं अग्नौ प्रोतं वेद ब्रह्मवर्चस्वी अन्नादो भवती सर्वं आयुः इति ज्योग्जीवति महान् प्रजया पशुभिः भवति महान् कीर्त्या न प्रत्यङ्ङग्निम् आचामेत् न निष्ठीवेत् तद् व्रतम् ॥२॥

જે કોઈ આ રથન્તર સામને અગ્નિમાં આ રીતે ઓતપ્રોત જાણે તે બ્રહ્મવર્ચસ્વી, પ્રબળ જઠરાગ્નિવાળો, સંપૂર્ણ આયુષ્યવાળો, ઉજ્જવલ જીવનવાળો, પ્રજા, પશુ અને કીર્તિધને મોટો થાય છે. અગ્નિની સમક્ષ ન ખાય પીએ. ન થૂંકે–આ નિયમ છે ॥૨॥

॥ इती द्वादशः खण्डः ॥

## ॥ अथ त्रयोदश खण्डः ॥

उपमन्त्रयते स हिंकारः ज्ञपयते स प्रस्तावः स्त्रिया सह शेते स उद्गीथः प्रतिस्त्री सह शेते स प्रतिहारः कालं गच्छति तत् निधनम् पारं गच्छति तत् निधनम् एतत् वामदेव्यं मिथुने प्रोतम् ॥१॥

સંકેત એ હિંકાર છે. વસ્ત્રાદિથી સ્ત્રીને પ્રસન્ન કરવી તે પ્રસ્તાવ છે. સ્ત્રી સાથે શયન તે ઉદ્દ્ગીથ છે. સ્ત્રી સાથે અભિમુખીભાવ એ પ્રતિહાર છે. વખત જવો અને મિથુનક્રિયાનો પાર પામવો એ બન્ને નિધન છે. આ વામદેવ્ય સામ મિથુનમાં ઓતપ્રોત છે. ॥ ૧ ॥

स य एवं एतद् वामदेव्यं मिथुने प्रोतं वेद मिथुनीभवति मिथुनात् मिथुनात् प्रजायते सर्वं आयुः इति ज्योग्जीवति महान् प्रजया पशुभिः भवति महान् कीर्त्या न कांचन परिहरेत् तद् व्रतम् ॥ २ ॥

જે આ વામદેવ્ય સામને મિથુનમાં ઓતપ્રોત જાણે છે તે અવિધુર થાય છે. અમોઘવીર્ય થાય છે. પૂર્ણાયુષી થાય છે. ઉજ્જવલ જીવનવાળો થાય છે. પ્રજા, પશુ અને કીર્તિએ મોટો થાય છે. કોઇપણ સ્ત્રીને ન હરે એ વ્રત છે. ॥ ૨ ॥

॥ इति त्रयोदशः खण्डः ॥

---

## ॥ अथ चतुर्दशः खण्डः ॥

उत् यत् हिंकारः उदितः प्रस्तावः मध्यन्दिनः उद्गीथः अपराह्णः प्रतीहारः अस्तं यत् निधनं एतत् बृहत् आदित्ये प्रोतम् ॥ १ ॥

ઉગતો સૂર્ય હિંકાર છે. ઉગેલો પ્રસ્તાવ છે. બપોરનો સૂર્ય ઉદ્દ્ગીથ છે. અપરાહ્ણનો સૂર્ય પ્રતિહાર છે. અસ્ત પામતો સૂર્ય નિધન છે. આ બૃહત્ સામ આદિત્યમાં ઓતપ્રોત છે. ॥ ૧ ॥

स य एवं एतद् बृहत् आदित्ये प्रोत वेद तेजस्वी अन्नादः भवति सर्वं आयुः एति ज्योग्जीवति महान् प्रजया पशुभिः भवति कीर्त्या तपन्तम् निन्देत् तद् व्रतम् ॥ २ ॥

જે કોઈ આ બૃહત્ સામને આમ આદિત્યમાં ઓતપ્રોત જાણે છે તે તેજસ્વી, પ્રદીપ્ત જઠરાગ્નિવાળો, પૂર્ણાયુષી, ઉજ્જવલ જીવનવાળો થાય છે. પ્રજા, પશુ અને કીર્તિએ મોટો થાય છે. તપતા સૂર્યને ન નિન્દે—આ વ્રત છે. ॥ ૨ ॥

॥ इति चतुर्दशः खण्डः ॥

## ॥ अथ पञ्चदशः खण्डः ॥

अभ्राणि संप्लवन्ते स हिंकारः मेघः जायते स प्रस्तावः वर्षति स, उद्गीथः विद्योतते स्तनयति स प्रतिहारः उद्गृह्णाति तत् निधनं एतद्वै रूपं पर्जन्ये प्रोतम् ॥ १ ॥

વાદળાં ચઢી આવે તે હિંકાર છે. મેઘ ઉપજે તે પ્રસ્તાવ છે. વરસાદનું વરસવું એ ઉદ્ગીથ છે વિજળી થવું અને કડાકા થવા એ પ્રતિહાર છે. વર્ષાની સમાપ્તિ એ નિધન છે. આ વૈરૂપ સામ પર્જન્યમાં ઓતપ્રોત છે. ॥ ૧ ॥

स य एवं एतद् वैरूपं पर्जन्ये प्रोतं वेद विरूपांश्च सुरूपांश्च पशून् अवरुन्धे सर्वं आयुः एति ज्योग्जीवति महान् प्रजया पशुभिः भवति महान् कीर्त्या वर्षन्तं न निन्देत् तद् व्रतम् ॥ २ ॥

જે આમ આ વૈરૂપ સામને પર્જન્યમાં ઓતપ્રોત જાણે છે તે વિરૂપ અને સરૂપ પશુઓને પ્રાપ્ત થાય છે. સર્વાયુષી ઉજ્જ્વલ જીવનવાળો, પ્રજાપશુ અને કીર્તિએ મોટો થાય છે. વરસતા વરસાદને ન નિંદે. એ વ્રત છે. ॥ ૨ ॥

॥ इति पञ्चदशः खण्डः ॥

---

## ॥ अथ षोडशः खण्डः ॥

वसन्तः हिंकारः ग्रीष्मः प्रस्तावः वर्षा उद्गीथः शरत् प्रतिहारः हेमन्तः निधनं एतद् वैराजम् ऋतुषु प्रोतम् ॥

વસન્ત હિંકાર છે. ગ્રીષ્મ પ્રસ્તાવ છે. વર્ષા ઉદ્ગીથ છે. શરત્ પ્રતિહાર છે. હેમન્ત નિધન છે. આ વૈરાજ સામ ઋતુઓમાં ઓતપ્રોત છે. ॥ ૧ ॥

स य एवं एतद् वैराजं ऋतुषु प्रोत वेद विराजति प्रजया पशुभिः ब्रह्मवर्चसेन सर्वं आयुः एति ज्योग्जीवति महान् प्रजया पशुभिः भवति महान् कीर्त्या ऋतुं न निन्देत् तद् व्रतम् ॥ २ ॥

જે કોઈ વૈરાજ સામને ઋતુઓમાં ઓતપ્રોત જાણે છે તે પ્રજાએ, પશુએ, બ્રહ્મવર્ચસે, વિરાજે છે. પૂર્ણાયુષી અને ઉજ્જ્વલ જીવનવાળો થાય છે. પ્રજા, પશુ અને કીર્તિએ મહાન થાય છે. ઋતુઓને ન નિંદે એ વ્રત છે. ॥ ૨ ॥

॥ इति षोडशः खण्डः ॥

## ॥ अथ सप्तदशः खण्डः ॥

पृथिवी हिंकारः अन्तरिक्षं प्रस्तावः द्यौः उद्गीथः दिशः प्रतिहारः समुद्रः निधनं एताः शक्वर्यः लोकेषु प्रोताः ॥ १ ॥

પૃથિવી હિંકાર છે. અંતરિક્ષ પ્રસ્તાવ છે. દ્યૌ ઉદ્‌ગીથ છે. દિશાઓ પ્રતિહાર છે. સમુદ્ર નિધન છે. આ શક્વરી સામ લોકોમાં ઓતપ્રોત છે. ॥ १ ॥

स य एवम् एताः शक्वर्यः लोकेषु प्रोताः वेद लोकी भवति सर्वं आयुः एति ज्योग्जीवति महान् प्रजया पशुभिः भवति महान् कीर्त्या लोकान् न निन्देत् तद् व्रतम् ॥ २ ॥

જે આમ શક્વરીને લોકોમાં ઓતપ્રોત જાણે છે તે લોકવાળો થાય છે. પૂર્ણાયુષી થાય છે. ઉજ્જવળ જીવનવાળો થાય છે. પ્રજા, પશુ અને કીર્તિએ મહાન થાય છે. લોકોને ન નિંદે–આ વ્રત છે. ॥ ૨ ॥

॥ इति सप्तदशः खण्डः ॥

---

## ॥ अथ अष्टादशः खण्डः ॥

अजा हिंकारः अवयः प्रस्तावः गावः उद्गीथः अश्वाः प्रतिहारः पुरुषः निधनं एताः रेवत्यः पशुषु प्रोताः ॥ १ ॥

બકરા હિંકાર છે. ઘેટાં પ્રસ્તાવ છે. ગાયો ઉદ્‌ગીથ છે. અશ્વો પ્રતિહાર છે. પુરુષ નિધન છે. આ રેવતી સામ પશુઓમાં ઓતપ્રોત છે. ॥ ૧ ॥

स य एवम् एताः रेवत्यः पशुषु प्रोताः वेद पशुमान् भवति सर्वं आयुः एति ज्योग्जीवति महान् प्रजया पशुभिः भवति महान् कीर्त्या पशून् न निन्देत् तद् व्रतम् ॥ २ ॥

જે કોઈ આમ આ રેવતીઓને પશુઓમાં ઓતપ્રોત જાણે છે તે પશુઓવાળો થાય છે. પૂર્ણાયુષી થાય છે. ઉજ્જ્વલ જીવનવાળો થાય છે. પ્રજા, પશુ અને કીર્તિએ મહાન થાય છે. પશુઓને ન નિંદે–આ વ્રત છે. ॥ ૨ ॥

॥ इति अष्टादशः खण्डः ॥

## ॥ अथ एकोनविंशः खण्डः ॥

लोमः हिंकारः त्वक् प्रस्तावः मांसं उद्गीथः अस्थि प्रतिहारः मज्जा निधनं एतद् यज्ञायज्ञीयम् अङ्गेषु प्रोतम् ॥ १ ॥

લોમ હિંકાર છે. ચામડી પ્રસ્તાવ છે. માંસ ઉદ્ગીથ છે. હાડકાં પ્રતિહાર છે. મજ્જાતન્તુ નિધન છે. આ યજ્ઞાયજ્ઞીય સામ અંગોમાં ઓતપ્રોત છે. ॥ ૧ ॥

स य एवम् एतद् यज्ञायज्ञीयं अङ्गेषु प्रोतं वेदाऽङ्गी भवति न अङ्गेन विमूर्च्छति सर्वं आयुः एति ज्योग्जीवति महान् प्रजया पशुभिः भवति महान् कीर्त्या संवत्सरं मज्ज्ञो न अश्नीयात् तद् व्रतं मज्ज्ञो न अश्नीयात् इति वा ॥ २ ॥

જે કોઇ આ યજ્ઞાયજ્ઞીય સામને અંગોમાં ઓતપ્રોત જાણે છે તે અંગવાળો થાય છે. અંગવિકલ થતો નથી. પૂર્ણાયુષી, ઉજ્જવલ જીવન થાય છે. પ્રજા, પશુ અને કીર્તિએ મહાન થાય છે. એક વર્ષ સુધી માંસ ન ખાય અગર તો જીવનભર ન ખાય–આ વ્રત છે. ॥ ૨ ॥

॥ इति एकोनविंशः खण्डः ॥

---

## ॥ अथ विंशः खण्डः ॥

अग्निः हिंकारः वायुः प्रस्तावः आदित्यः उद्गीथः नक्षत्राणि प्रतिहारः चन्द्रमाः निधनम् एतद् राजनं देवतासु प्रोतम् ॥ १ ॥

અગ્નિ હિંકાર છે. વાયુ પ્રસ્તાવ છે. આદિત્ય ઉદ્ગીથ છે. નક્ષત્રો પ્રતિહાર છે. ચન્દ્રમા નિધન છે. આ રાજન સામ દેવતાઓમાં ઓતપ્રોત છે. ॥ ૧ ॥

स य एवं एतद् राजनं देवतासु प्रोतं वेद एतासाम् एव देवतानां सलोकतां सार्ष्टितां सायुज्यं गच्छति सर्व आयुः एति ज्योग्जीवति महान् प्रजया पशुभिः भवति महान् कीर्त्या ब्राह्मणा न निंदेत् तद् व्रतम् ॥ २ ॥

જે આ રાજન સામને દેવતાઓમાં ઓતપ્રોત જાણે છે. તે એ જ દેવતાઓની સલોકતા-સમાન સમૃદ્ધિ તથા સાયુજ્યને પામે છે. પૂર્ણાયુષી થાય છે. ઉજ્જવલ જીવન થાય છે. પ્રજા, પશુ અને કીર્તિ એ મહાન થાય છે. બ્રાહ્મણોને ન નિંદે આ વ્રત છે. ॥૨॥

॥ इति विंशः खण्डः ॥

## ॥ अथ एकविंशः खण्डः ॥

त्रयी विद्या हिंकारः त्रयः इमे लोकाः स प्रस्तावः अग्निः वायुः आदित्यः स उद्गीथः नक्षत्राणि वयांसि मरीचयः स प्रतिहारः सर्पाः गन्धर्वाः पितर तत् निधनम् एतत् साम सर्वस्मिन् प्रोतम् ॥ १ ॥

ત્રયી વિદ્યા હિંકાર છે. આ ત્રણ લોકો પ્રસ્તાવ છે. અગ્નિ વાયુ અને આદિત્ય એ ઉદ્ગીથ છે. નક્ષત્રો, પક્ષીઓ અને સૂર્યના કિરણો તે પ્રતિહાર છે. સર્પો, ગન્ધર્વો અને પિતરો એ નિધન છે. આ સામ સૌમાં ઓતપ્રોત છે. ॥ ૧ ॥

स य एवं एतद् साम सर्वस्मिन् प्रोतं वेद सर्वं ह भवति ॥२॥

જે આ સામને સૌમાં ઓતપ્રોત જાણે તે સર્વરૂપ થાય છે. ॥ ૨ ॥

तदेष: श्लोकः। यानि पञ्चधा त्रीणि त्रीणि तेभ्यो न ज्यायः परमन्यदस्ति ॥ ३ ॥

તે બાબતમાં આ મન્ત્ર પ્રમાણરૂપ છે. જે પાંચ પ્રકારે આ ત્રણ ત્રણ છે તેઓ કરતાં વધારે સારી વસ્તુ બીજી કોઈ નથી. ॥ ૩ ॥

यः तत् वेद स वेद सर्वं सर्वाः दिशः बलिं अस्मै हरन्ति सर्वं अस्मि इति उपासीत तद् व्रतम् तद् व्रतम् ॥ ४ ॥

જે તે જાણે છે તે બધું જાણે છે બધીય દિશાઓ એને માટે ઉપહાર લાવે છે. હું સર્વરૂપ છું એમ ઉપાસે તે વ્રત છે. તે વ્રત છે. ॥ ૪ ॥

॥ इति एकविंशः खण्डः ॥

---

## ॥ अथ द्वाविंशः खण्डः ॥

विनर्दिसाम्नः वृणे पशव्यम् इति अग्नेः उद्गीथः अनिरुक्तः प्रजापतेः, निरुक्तः सोमस्य, मृदु श्लक्ष्णं वायोः, श्लक्ष्णं बलवद् इन्द्रस्य, क्रौञ्चं बृहस्पतेः, अपध्वान्तं वरुणस्य, तान् सर्वान् एव उपसेवेत वारुणं तु एव वर्जयेत् ॥ १ ॥

બળદના અવાજ જેવા સ્વરવાળું, સામનું સંબંધી, અગ્નિરૂપી દેવતાવાળું, પશુઓ માટે હિતકર જે ઉદ્ગાન છે તે હું પ્રાર્થું છું. પ્રજાપતિનું અસ્પષ્ટ, સોમનું સ્પષ્ટ, વાયુનું મૃદુ અને મધુર, ઈન્દ્રનું મધુર અને બલવાન, બૃહસ્પતિનું ક્રૌંચ પક્ષીના અવાજ જેવું અને વરુણનું ફુટેલા કાંસ્ય પાત્રના અવાજ જેવું ઉદ્ગાન હોય છે. તે બધાની જ ઉપાસના કરે. ફક્ત એક વરુણ સંબંધી ઉદ્ગાનને ત્યજે. ॥ ૧ ॥

अमृतत्वं देवेभ्य आगायानि इति आगायेत्, स्वधां पितृभ्यः आशां मनुष्येभ्यः, तृणोदकं पशुभ्यः स्वर्गं लोकं यजमानाय, अन्नं आत्मनः आगायानि इति एतानि मनसा ध्यायन् अप्रमत्तः स्तुवीत ॥२॥

દેવોને માટે અમૃતત્વ, પિતૃઓ માટે સ્વધા, મનુષ્યો માટે આશા, પશુઓ માટે ઘાસપાણી, યજમાનને માટે સ્વર્ગ અને જાતને માટે અન્નને આપું એમ ધ્યાન ધરીને, સાવધપણે એકાગ્ર મનથી સ્તવન કરે! ॥ ૨ ॥

सर्वे स्वराः इन्द्रस्य आत्मानः, सर्वे ऊष्माणः प्रजापतेः आत्मानः, सर्वे स्पर्शाः मृत्योः आत्मानः, तं यदि स्वरेषु उपालमेत इन्द्रं शरणं प्रपन्नः अभूवं स त्वा प्रतिवक्ष्यति इति एनं ब्रूयात् ॥३॥

તમામ સ્વરો ઈન્દ્રના અવયવો છે. તમામ ઉષ્માક્ષરો પ્રજાપતિના અવયવ છે. તમામ સ્પર્શવ્યંજનો મૃત્યુના અવયવો છે. સ્વરોની બાબતમાં કોઈ ઉદ્‌ગાતાને ઠપકો આપે તો "હું ઈન્દ્રને શરણે ગયો છું તે તને યોગ્ય જવાબ દેશે" એમ કહે. ॥ ૩ ॥

अथ यद् एनम् उष्मसु उपालमेत प्रजापतिं शरणं प्रपन्नः अभूवं स त्वा प्रतिपेक्ष्यति इति एनं ब्रूयात्। अथ-यत् एनं स्पर्शेषु उपालमेत, मृत्युं शरणं प्रपन्नः अभूवं स त्वा प्रतिधक्ष्यति इति एनं ब्रूयात् ॥ ४ ॥

હવે જો એને ઉષ્માક્ષરોની બાબતમાં ઠપકો આપે તો "હું પ્રજાપતિને શરણે ગયો છું તે તને ચૂર્ણિત કરશે" એમ તેને કહે. હવે જો કોઈ એને સ્પર્શ વ્યંજનોની બાબતમાં ઠપકો આપે તો "હું મૃત્યુદેવને શરણે ગયેલો છું તે તને બાળીને ભસ્મ કરશે" એમ જવાબ દે. ॥ ૪ ॥

सर्वे स्वरा घोषवन्तः बलवन्तः वक्तव्याः इन्द्रे बलं ददानि इति। सर्वे ऊष्माणः अग्रस्ता अनिरस्ताः विवृत्ताः वक्तव्याः। प्रजापतेः आत्मानं परिददानीत। सर्वे स्पर्शाः लेशेन अनभिहताः वक्तव्या। मृत्योः आत्मानं परिहराणि इति ॥ ५ ॥

તમામ સ્વરો ઘોષવાળા અને બલવાનપણે બોલવા યોગ્ય છે. એ બોલતી વખતે ઈન્દ્રમાં હું બળ આપું છું એમ ધ્યાન ધરે. તમામ ઉષ્માક્ષરો અગ્રસ્ત, અનિરસ્ત, અને વિવૃતપણે ઉચ્ચારવા યોગ્ય છે. પ્રજાપતિને મારી જાત દઉં છું એમ તે વેળા ધ્યાન ધરે. તમામ સ્પર્શ વ્યંજનો ધીરે ધીરે અને એકબીજામાં ન ગૂંચવાયેલ રીતે ઉચ્ચારવા યોગ્ય છે. મૃત્યુના આત્માને હું મારામાંથી બહાર કાઢું છું એમ તે વેળા ચિન્તવે. ॥ ૫ ॥

॥ इति द्वाविंशः खण्डः ॥

આગલા અધ્યાયમાં વિવિધ દૃષ્ટિએ સામની વિવિધ ઉપાસનાઓ વર્ણવી! ઉપાસનાની પાછળ રહેલું રહસ્ય એક વખત સમજાય, એનું તત્ત્વ હૃદયંગત થાય એટલે પછી એના બાહ્ય આકારો–ભલે પછી તે અસંખ્ય હોય–મુંઝવણનો વિષય નથી. એ વિવિધ બાહ્ય આકારો રુચિભેદ અને દર્શનભેદનાં ફક્ત પ્રતીક છે. એમાં સિદ્ધાન્તભેદ નથી! આથી ઉપાસનાની પાછળનો સિદ્ધાન્ત મુખ્ય છે. એનો બાહ્ય આકાર ગૌણ છે! ઉપનિષદ્‌માં આવતી અસંખ્ય ઉપાસનાઓમાં તાત્ત્વિક એકતા છે! સિદ્ધાન્તની સમરસતા છે! બાહ્ય આકારો એટલા તો પરસ્પર ભિન્ન છે! જેની પાસે, એક સમગ્ર-પ્રજાની દૃષ્ટિ સમજવાની ધીરજ નથી, સમય નથી, ઇચ્છા કે કુતૂહલ નથી, અને સૌથી મુખ્ય તો જેની પાસે કદર કરવાની આંખ નથી તે માણસને એમાં–આ ઉપાસનાઓમાં એક જાતનો નિરુપયોગી ખીચડો પણ જણાય! આજના યુગને માટે જે અગત્યની વાત છે તે આ ઉપાસનાઓના બાહ્યાકાર નથી. એમાં રહેલી જે દૃષ્ટિ છે તે અગત્યની છે! કોઈપણ દેશના–કાળના કે પરિસ્થિતિના માનવને ચિત્તની એકાગ્રતા સિવાય તત્ત્વની સમજ, કે પ્રાપ્તિ થતી નથી! અને ચિત્તની એકાગ્રતા માટે ઉપાસના સહાયક છે! ઉપાસનામાં પણ ઉત્કર્ષની દૃષ્ટિએ ઉત્તરોત્તર ઉપાસનાનું લક્ષ્ય ઉચ્ચ થતું ઘટે. સ્થૂલથી સૂક્ષ્મ અને સૂક્ષ્મથી સૂક્ષ્મતર અને સૂક્ષ્મતમમાં ચિત્તની ધીરે ધીરે યોગ દ્વારા–ઉપાસના દ્વારા ગતિ અને પ્રતિષ્ઠા થાય છે! અને છેવટે સૂક્ષ્મતાની અવધિરૂપ પરમાત્મામાં પણ મનુષ્ય ઉપાસનાના પરિપાકના ક્રમે પ્રતિષ્ઠિત થાય છે. વિશુદ્ધ ચિત્તની નિર્મલ અને એકતાન ધ્યેયનિષ્ઠ પ્રવાહિતા એ ઉપાસનાનું ફળ છે. અને એ ફળ દરેક કાળે દરેક દેશમાં અને દરેક જીવને માટે ચાહવા યોગ્ય છે! નિર્મળ અને એકાગ્ર ચિત્તમાં હજારો સૂર્યની એકી વખતે પ્રકટતી જ્યોતિ કરતાં પણ વધુ દર્શક જ્યોતિ હોય છે! નિર્મળ ચિત્તમાં વિશ્વદર્શનનું સામર્થ્ય હોય છે! બસ. આ છે અહીં રહસ્ય. આ રહસ્ય એક વખત સારી પેઠે સમજ્યા બાદ ઉપાસનાનાં બાહ્ય પ્રતીકો ગૌણ બની જાય છે! છાંદોગ્યના બીજા અધ્યાયમાં પણ ઉપાસનાનું જ ખીચોખીચ વર્ણન છે! કોઈક ખંડમાં એક દૃષ્ટિ તો વળી બીજામાં બીજી દૃષ્ટિ. આ દૃષ્ટિભેદે એક જ રહસ્યનો વારંવાર ઉકેલ આપવાની ઋષિની વિશિષ્ટ શૈલી છે! વળી દરેક ઉપાસનાનું ફળ પણ તે તે ઉપાસનાના મહત્ત્વ મુજબ બતાવવામાં આવે છે! પહેલા બાવીસ ખંડમાં આજ રીતે જુદી જુદી દૃષ્ટિથી સામની ઉપાસના બતાવી છે. તેનો શબ્દાર્થ માત્ર જ આજકાલ ઉપયોગી છે. ક્વચિત્ ક્વચિત્ જીવનમાં ઉપયોગી જણાય એવી વિગતો શબ્દાર્થનું મનન કરવાથી પાઠક સ્વયમેવ સમજી જશે! આથી પ્રત્યેક ખંડનું અહીં જુદું જુદું ભાષ્ય આપ્યું નથી.

(ખંડ ૧ થી ૨૨)

## ॥ अथ त्रयोदशः खण्डः ॥

त्रयः धर्मस्कन्धाः। यज्ञः अध्ययनं दानं इति प्रथमः, तप एव द्वितीयः। ब्रह्मचारी आचार्यकुलवासी तृतीयः अत्यन्तं आत्मानं आचार्यकुले अवसादयन्। सर्वे एते पुण्यलोकाः भवन्ति ब्रह्मसंस्थः अमृतत्वं एति ॥ १ ॥

ધર્મરૂપી ઝાડના ત્રણ સ્કન્ધો-વિશાળ ડાળીઓ છે. દેવયજ્ઞ, સ્વાધ્યાય યજ્ઞ અને દાન, આ ત્રણમાં પહેલો સ્કન્ધ છે. કેવળ તપ એ બીજો સ્કન્ધ છે. જે વિદ્યાને માટે પોતાના શરીરને તપથી અત્યંત ક્ષીણ કરતો હોઈને ગુરુકુલમાં રહેનારો, બ્રહ્મચારી એ ત્રીજો સ્કન્ધ છે. એ બધા-ગૃહસ્થ, વાનપ્રસ્થી અને બ્રહ્મચારી-એ ત્રણે પુણ્યલોકવાળા થાય છે. તેમાં એ જે બ્રહ્મનિષ્ઠ છે તે અમૃતત્વને પામે છે. ॥ ૧ ॥

प्रजापतिः लोकान् अभ्यतप्यत्। तेभ्यः अभितप्तेभ्यः त्रयी विद्या संप्रास्रवत् ताम् अभ्यतपत् तस्याः एतानि अक्षराणि संप्रास्रवन्त भूः भुवः स्वः इति ॥ २ ॥

પ્રજાપતિએ લોકોને ચારે તરફથી તપાવ્યા. તે તપાવેલા લોકોમાંથી વેદ વિદ્યા ઝરપી. તેને તેણે તપાવી. તપાવેલી એવી તે વેદ વિદ્યામાંથી "ભૂર્ભુવઃ સ્વઃ" એવા આ ત્રણ અક્ષરો ઝરપ્યા. ॥ ૨ ॥

तान् अभ्यतप्यत् तेभ्यः अभितप्तेभ्यः ॐकारः संप्रास्रवत् तत् यथा शंकुना सर्वाणि पर्णानि संतृण्णानि एवम् ॐकारेण सर्वा वाक् संतृण्णोंकारः एव इदं सर्वं ॐकारः एव इदं सर्वम् ॥ ३ ॥

તે અક્ષરોને તેણે તપાવ્યાં. તપાવેલા એવા તે અક્ષરોમાંથી ૐકાર ઝરપ્યો. જેમ શંકુ (પાંદડાની ડાંડી)થી સમસ્ત પાંદડાં વ્યાપ્ત છે તેમ ૐકારથી સમસ્ત વાણી વ્યાપ્ત છે. આ બધું ૐકાર જ છે. આ બધું ૐકાર જ છે. ॥ ૩ ॥

તેવીસમાં ખંડમાં ધર્મનું એક ઝાડરૂપે વર્ણન છે. એ ધર્મરૂપ ઝાડની ત્રણ વિશાળ ડાળીઓ છે! તેમાં પહેલી ડાળીમાં દેવયજ્ઞ, સ્વાધ્યાય યજ્ઞ અને દાન યજ્ઞનો સમાવેશ થાય છે! બીજીમાં તપનો અને ત્રીજીમાં નૈષ્ઠિક બ્રહ્મચર્યનો સમાવેશ થાય છે. અર્થાત્ ઈશ્વરનું યજન પૂજન, સ્વાધ્યાયનું પઠનપાઠન, દ્રવ્યનું દાન, તપનું આચરણ અને નૈષ્ઠિક બ્રહ્મચર્ય આટલાં છે ધાર્મિક જીવનનાં અંગોપાંગ. આટલાનું માણસ જો વિધિપૂર્વક આચરણ કરે તો તેનું જીવન ધર્મથી રંગાયેલું ગણાય!

આ ત્રણ ડાળો એટલે જ ગૃહસ્થ, વાનપ્રસ્થ અને બ્રહ્મચર્ય આશ્રમનું પાલન! આ ત્રણે ધર્મનું આચરણ કરતા હોઈ તે પુણ્યશીલોના લોકને પામે છે! અને જે મનુષ્ય આ ધર્મના આચરણને લઈને પવિત્ર થયેલ હોઈને બ્રહ્મમાં નિષ્ઠાવાળો હોય છે તે અમૃતબ્રહ્મને પામે છે! તેને લોકની પ્રાપ્તિ નથી!

આમ પહેલી ઋચામાં ધાર્મિક જીવનનો સમાવેશ શેમાં થાય છે તે બતાવી આ બધું ૐકાર જ છે! એટલે કે ૐ–પરમાત્મા જ દશ્ય અને અદશ્ય જગતનો સાર છે એમ લાક્ષણિક શૈલીથી બતાવતાં કહે છે કે પ્રજાપતિએ લોકોને ચારે કોરથી તપાવ્યા. અહીં પ્રજાપતિ એટલે વિવેકી મનુષ્ય. તેણે લોકો એટલે ચોમેર પ્રસરી રહેલાં આ જગતને ચોમેરથી એટલે પૂર્ણપણે તપાવ્યા એટલે વિચારદષ્ટિએ માપી જોયાં! જગતના બારીક અવલોકનમાંથી વેદવિદ્યાની ઉત્પત્તિ થઈ! વેદવિદ્યાના સૂક્ષ્મ અવલોકનમાંથી ભૂર્ભુવઃ સ્વઃ એટલે કે "સત્ ચિત્ આનંદ" તત્ત્વનું સ્ફુરણ થયું! એ સચ્ચિદાનંદ તત્ત્વનું પણ સારાવલોકન કરતાં ૐ હાથ લાગ્યો! બસ. પરમાત્માના નામરૂપ ૐકાર જ આ બધું છે! પાંદડાંમાં જેમ શંકુ તેમ જગતમાં ૐકાર વ્યાપ્ત છે! આથી તે ઉપાસ્ય છે. ॥ ૧–૩ ॥

॥ इति त्रयोविंशः खण्डः ॥

---

## ॥ अथ चतुर्विंशः खण्डः ॥

**ब्रह्मवादिनः वदन्ति यद् वसूनां प्रातः सवनं, रुद्राणां माध्यन्दिनं सवनं, आदित्यानां च विश्वेषां च देवानां तृतीयं सवनम् ॥ १ ॥**

વેદવાદીઓ માંહોમાંહે કહે છે–પ્રાતઃ સવન વસુઓનું છે. માધ્યંદિન સવન રૂદ્રોનું છે. આદિત્ય અને વિશ્વેદેવોનું સાયંકાલીન સવન છે. (વસુઓએ પૃથ્વી, રુદ્રોએ અંતરિક્ષ અને આદિત્ય વગેરેએ સ્વર્ગલોક કબજે કરેલો છે.) ॥ ૧ ॥

**क्व तर्हि यजमानस्य लोकः इति स यः तं न विद्यात् कथं कुर्यात् अथ विद्वान् कुर्यात् ॥ २ ॥**

તો પછી યજમાનનો લોક ક્યાં? આમ યજમાન માટે લોકનો અભાવ હોવાથી જે યજમાન તે લોકને ન જાણે તે યજ્ઞ કેવી રીતે કરે? તેથી વિદ્વાન–જાણીને તે કરે. ॥ ૨ ॥

पुरा प्रातः अनुवाकस्य उपाकरणात् जघनेन गार्हपत्यस्य उदङ्मुखः उपविश्य स वासवं साम अभिगायति ॥ ३ ॥

પ્રાતઃકાળના અનુવાકનું ગાન કરતાં પહેલાં, ગાર્હપત્યની પાછળ ઉત્તર તરફ મુખ કરીને યજમાન વસુદૈવત્ય સામ ગાય છે. ॥ ૩ ॥

लो३ कद्वारमपावा ३र्णू ३३ पश्येम त्वा वयंरा ३ ३ ३ ३ ३ हुं ३ आ ३ ३ ना ३ यो ३ आ ३२१११ इति ॥ ४ ॥

હે અગ્ને! લોકની પ્રાપ્તિ માટે દ્વારને ખુલ્લાં કરો! અમો આપને રાજ્યની પ્રાપ્તિ માટે જોઈએ! ॥ ૪ ॥

अथ जुहोति नमः अग्नये पृथिवीक्षिते लोकक्षिते लोकं मे यजमानाय विन्दैष वै यजमानस्य लोक एतास्मि ॥ ५ ॥

ત્યાર બાદ આ મંત્રથી હોમ કરે છે:-પૃથ્વી ઉપર રહેનારા અને લોકમાં રહેનારા અગ્નિને વન્દન. હું આપના યજમાન માટે લોકની પ્રાપ્તિ કરું. આ હું યજમાનના લોકમાં મૃત્યુ બાદ જનાર છું. ॥ ૫ ॥

अत्र यजमानः परस्तादायुषः स्वाहाऽपजहि परिघमित्युक्त्वा उत्तिष्ठति तस्मै वसवः प्रातः सवनं संप्रयच्छन्ति ॥ ६ ॥

આ લોકમાં યજમાન આયુષ્ય બાદ જનાર છે. સ્વાહા. પૃથ્વીલોકના પરિઘને દૂર કરો. એમ કહીને યજમાન ઉઠે છે. તેને વસુઓ પ્રાતઃ સવન આપે છે. ॥ ૬ ॥

पुरा माध्यंदिनस्य सवनस्य उपाकरणात् जघनेनाग्निध्रीयस्य उदङ्मुखः उपविश्य स रौद्रं साम अभिगायति ॥ ७ ॥

માધ્યંદિન સવનના ગાન પહેલાં દક્ષિણાગ્નિની પાછળ ઉત્તર તરફ મુખ કરીને તે યજમાન રુદ્ર દૈવત્ય સામ ગાય છે. ॥ ૭ ॥

लो३कद्वारमपावा ३र्णू ३३ पश्येम त्वा वयं वैरा ३ ३ ३ ३ ३ हुं ३ आ ३ ३ जा ३ यो ३ आ ३२१११ इति ॥ ८ ॥

હે અગ્ને! લોકના દ્વારને ખોલો. વૈરાજ્ય માટે અમો આપને જોઈએ! ॥ ૮ ॥

अथ जुहोति नमः वायवे अन्तरिक्षक्षिते लोकं मे यजमानाय विन्द एष वै यजमानस्य लोक एतास्मि ॥ ९ ॥

ત્યાર બાદ હોમ કરે છે. અંતરિક્ષમાં રહેનારા લોકમાં રહેનારા વાયુને નમસ્કાર. તું યજમાન માટે લોકની પ્રાપ્તિ કરો. આ હું યજમાનના લોકમાં આવનાર છું. ॥૯॥

**अत्र यजमानः परस्ताद् आयुषः स्वाहाऽपजहि परिघं इति उक्त्वा उत्तिष्ठति तस्मै रुद्राः माध्यंदिनं सवनं सम्प्रयच्छन्ति ॥१०॥**

આ લોકમાં યજમાન જીવન બાદ આવનાર છે. સ્વાહા. અંતરિક્ષ લોકના દ્વારની પરિઘને દૂર કરો. આમ કહીને ઉઠે છે. તેને રુદ્રો માધ્યંદિન સવન આપે છે. ॥ ૧૦ ॥

**पुरा तृतीय सवनस्य उपाकरणात् जघनेन आहवनीयस्य उदङ्मुखः उपविश्य स आदित्यं स वैश्वदेवं साम अभिगायति ॥११॥**

ત્રીજા સવનની સરુઆત પહેલાં આહવનીયની પાછળ ઉત્તરાભિમુખ બેસીને તે આદિત્ય તથા વિશ્વેદેવા દૈવત્ય સામને ગાય છે. ॥ ૧૧ ॥

**लो३ कद्वारमपावा ३र्णू ३३ पश्येम त्वा वयं स्वारा ३ ३ ३ ३ ३ हुं ३ आ ३ ३ ज्या ३ यो ३ आ ३२१११ इति ॥ १२ ॥**

હે અગ્ને! લોકદ્વારને ખોલો! સ્વારાજ્ય માટે અમો આપને જોઈએ. ॥ ૧૨ ॥

**आदित्यं अथ वैश्वदेवं लो ३ कद्वारमपावा ३र्णू ३ ३ पश्येम त्वा वयं साम्रा ३ ३ ३ ३ ३ हुं ३ आ ३ ४ ३ यो ३२१११ इति ॥१३॥**

આદિત્ય દૈવત્ય સામ બાદ વિશ્વેદેવા-દૈવત્ય સામ ગાય છે. હે અગ્ને! લોકદ્વારને ખોલો. સામ્રાજ્યને માટે અમો આપને જોઈએ. ॥ ૧૩ ॥

**अथ जुहोति नमः आदित्येभ्यः च विश्वेभ्यः च देवेभ्यः दिविक्षिद्भ्यः लोकक्षिद्भ्य लोक मे यजमानाय विन्दत ॥ १४ ॥**

ત્યાર બાદ હોમ કરે છે. નમસ્કાર હો આદિત્યને અને નમન હો વિશ્વદેવોને કે જેઓ સ્વર્ગલોકમાં રહેનારા છે. જેઓ લોકમાં રહેનારા છે. હું યજમાન માટે સ્વર્ગલોકની પ્રાપ્તિ કરો. ॥ ૧૪ ॥

**एष वै यजमानस्य लोके एतास्मि अत्र यजमानः परस्ताद् आयुषः स्वाहाऽपहत परिघं इति उक्त्वा उत्तिष्ठति ॥ १५ ॥**

આ હું યજમાનોના લોકમાં આવનાર છું. અહીં યજમાન હું આયુષ્ય બાદ આવનાર છું. સ્વાહા. સ્વર્ગલોકની પરિઘને દૂર કરો. એમ કહીને ઉઠે છે. ॥ ૧૫ ॥

**तस्मा आदित्याः च विश्वे च देवाः तृतीयं सवनं सम्प्रयच्छन्ति एष ह वै यज्ञस्य मात्रां वेद य एवं वेद य एवं वेद ॥ १६ ॥**

તેને આદિત્યો અને વિશ્વેદેવો તૃતીય સવન આપે છે. જે કોઈ આ યજ્ઞની માત્રાને નિશ્ચય જાણે છે—જે આમ નિશ્ચય જાણે છે તે ઉપર્યું ફળ મેળવે છે. ॥ ૧૬ ॥

ઋત્વિજો તો વિદ્વાન હોવા જ ઘટે પણ જે યજ્ઞનો કરનારો યજમાન હોય તેણે પણ વિદ્વાન હોવું ઘટે. અર્થાત્ જે કર્મ કરવું હોય તે કર્મને લગતી પૂરી માહિતી હોવી ઘટે. અર્થાત્ પ્રત્યેક કર્મ જ્ઞાનપૂર્વક હોવું ઘટે—આ સિદ્ધાન્ત છે. આ સિદ્ધાન્તનો ઉલ્લેખ ચોવીસમા ખંડમાં કરવામાં આવે છે।

યજ્ઞ વૈરાજ્ય, સ્વારાજ્ય અને સામ્રાજ્યનું પણ સાધન થઈ શકે છે—જો જ્ઞાનપૂર્વક કરવામાં આવે તો. આ છે આખા યે ખંડનો સાર. આખાય ખંડમાં જે પારિભાષિક ભાષાનો ધ્વનિ છે તે આજના યુગ માટે નિરૂપયોગી છે! આથી સિદ્ધાન્ત માત્રનો ઉલ્લેખ કરીને જ સંતોષ માનીએ છીએ.

॥ इति चतुर्विंशः खण्डः ॥

॥ इति छांदोग्योपनिषदि द्वितीयः अध्यायः ॥

॥ हरि ॐ तत्सत् ॥

---

ॐ

## ॥ अथ छांदोग्ये तृतीयोऽध्यायः ॥

### ॥ अथ प्रथमः खण्डः ॥

ॐ असौ वा आदित्यो देवमधुः तस्य द्यौः एव तिरश्चीनवंशः अन्तरीक्षं अपूपः मरीचयः पुत्राः ॥ १ ॥

ॐ નિશ્ચય પેલો આદિત્ય એ દેવમધુ=દેવોનું મધ છે. આ દ્યૌ એ જ એનો આધાર વાંસ છે. અન્તરિક્ષ એ મધપૂડો છે. સૂર્યકિરણોમાં રહેલું પાણી એ પુત્રો= મધમાખનાં ઇંડાં છે. ॥ ૧ ॥

तस्य ये प्राञ्चः रश्मयः ता एव अस्य प्राच्यः मधुनाड्यः ऋच एव मधुकृतः ऋग्वेद एव पुष्पं ता अमृता आपः ता वा एताः ऋचः ॥ २ ॥

એ સૂર્યનાં જે પૂર્વ તરફનાં કિરણો છે તે જ એની પૂર્વ મધનાડીઓ-મધપૂડાનાં છિદ્રો છે. ઋચાઓ એ જ મધમાખ છે, ઋગ્વેદ એ જ ફુલ છે યજ્ઞીય કર્મોમાં વપરાતાં જલો એ જ અમૃત જલો છે. તે આ ઋચાઓ મધમાખની માફક એ અમૃતરસને લઈને મધ બનાવે છે ॥ ૨ ॥

एतम् ऋग्वेदम् अभ्यतपत् तस्य अभितप्तस्य यशः तेजः इन्द्रियं वीर्यं अन्नाद्यं रसः अजायत ॥ ३ ॥

તેઓ ઋચાઓરૂપી મધમાખોએ ઋગ્વેદનું ચોમેરથી આલોચન કર્યું. આલોચિત થયેલા તે ઋગ્વેદમાંથી યશ, તેજ, ઈન્દ્રિય, વીર્ય અને ભોગ્ય અન્ન ઉપજ્યું. ॥ ૩ ॥

तद् व्यक्षरत् तद् आदित्यं अभितः आश्रयत् तद् वा एतद् यद् एतद् आदित्यस्य रोहितं रूपम् ॥ ४ ॥

તે યશ વગેરે વિશેષ રૂપે સરક્યું. અને આદિત્યનો તેણે ચોમેરથી આશ્રય લીધો. તે નિશ્ચય આ છે જે આ આદિત્યનું રોહિત=રાતું રૂપ છે. ॥ ૪ ॥

इति प्रथमः खण्डः

तस्मा आदित्याः च विश्वे च देवाः तृतीयं सवनं सुप्रयच्छन्ति एष ह वै यज्ञस्य मात्रां वेद य एवं वेद य एवं वेद ॥ १६ ॥

તેને આદિત્યો અને વિશ્વેદેવો તૃતીય સવન આપે છે. જે કોઈ આ યજ્ઞની માત્રાને નિશ્ચય જાણે છે—જે આમ નિશ્ચય જાણે છે તે ઉપર્યું ફળ મેળવે છે. ॥ ૧૬ ॥

ઋત્વિજો તો વિદ્વાન હોવા જ ઘટે પણ જે યજ્ઞનો કરનારો યજમાન હોય તેણે પણ વિદ્વાન હોવું ઘટે. અર્થાત્ જે કર્મ કરવું હોય તે કર્મને લગતી પૂરી માહિતી હોવી ઘટે. અર્થાત્ પ્રત્યેક કર્મ જ્ઞાનપૂર્વક હોવું ઘટે—આ સિદ્ધાન્ત છે. આ સિદ્ધાન્તનો ઉલ્લેખ ચોવીસમા ખંડમાં કરવામાં આવે છે!

યજ્ઞ વૈરાજ્ય, સ્વારાજ્ય અને સામ્રાજ્યનું પણ સાધન થઈ શકે છે—જો જ્ઞાનપૂર્વક કરવામાં આવે તો. આ છે આખા યે ખંડનો સાર. આખાય ખંડમાં જે પારિભાષિક ભાષાનો ધ્વનિ છે તે આજના યુગ માટે નિરુપયોગી છે! આથી સિદ્ધાન્ત માત્રનો ઉલ્લેખ કરીને જ સંતોષ માનીએ છીએ.

॥ इति चतुर्विंशः खण्डः ॥

॥ इति छांदोग्योपनिषदि द्वितीयः अध्यायः ॥

॥ हरि ॐ तत्सत् ॥

ॐ

# ॥ अथ छांदोग्ये तृतीयोऽध्यायः ॥

## ॥ अथ प्रथमः खण्डः ॥

ॐ असौ वा आदित्यो देवमधुः तस्य द्यौः एव तिरश्चीनवंशः अन्तरीक्षं अपूपः मरीचयः पुत्राः ॥ १ ॥

ॐ નિશ્ચય પેલો આદિત્ય એ દેવમધુ=દેવોનું મધ છે આ દ્યૌ એ જ એનો આધાર વાસ છે. અન્તરિક્ષ એ મધપૂડો છે સૂર્યકિરણોમા રહેલું પાણી એ પુત્રો=મધમાખના ઇંડા છે ॥ ૧ ॥

तस्य ये प्राञ्च रश्मयः ता एव अस्य प्राच्यः मधुनाड्यः ऋच एव मधुकृतः ऋग्वेद एव पुष्पं ता अमृता आपः ता वा एताः ऋचः ॥ २ ॥

એ સૂર્યના જે પૂર્વ તરફના કિરણો છે તે જ એની પૂર્વ મધનાડીઓ-મધપૂડાના છિદ્રો છે ઋચાઓ એ જ મધમાખ છે, ઋગ્વેદ એ જ ફુલ છે યજ્ઞીય કર્મોમા વપરાતા જલો એ જ અમૃત જલો છે તે આ ઋચાઓ મધમાખની માફક એ અમૃતરસને લઈને મધ બનાવે છે ॥ ૨ ॥

एतम् ऋग्वेदम् अभ्यतपत् तस्य अभितप्तस्य यशः तेजः इन्द्रियं वीर्यं अन्नाद्यं रसः अजायत ॥ ३ ॥

તેઓ ઋચાઓરૂપી મધમાખોએ ઋગ્વેદનું ચોમેરથી આલોચન કર્યું આલોચિત થયેલા તે ઋગ્વેદમાથી યશ, તેજ, ઇન્દ્રિય, વીર્ય અને ભોગ્ય અન્ન ઉપજ્યું ॥ ૩ ॥

तद् व्यक्षरत् तद् आदित्यं अभितः आश्रयत् तद् वा एतद् यद् एतद् आदित्यस्य रोहितं रूपम् ॥ ४ ॥

તે યશ વગેરે વિશેષ રૂપે સરક્યુ અને આદિત્યનો તેણે ચોમેરથી આશ્રય લીધો તે નિશ્ચય આ છે જે આ આદિત્યનુ રોહિત=રાતુ રૂપ છે ॥ ૪ ॥

इति प्रथमः खण्डः

**तस्मा आदित्याः च विश्वे च देवाः तृतीयं सवनं सम्प्रयच्छन्ति एष ह वै यज्ञस्य मात्रां वेद य एवं वेद य एवं वेद ॥ १६ ॥**

તેને આદિત્યો અને વિશ્વેદેવો તૃતીય સવન આપે છે જે કોઈ આ યજ્ઞની માત્રાને નિશ્ચય જાણે છે—જે આમ નિશ્ચય જાણે છે તે ઉપરનું ફળ મેળવે છે ॥ ૧૬ ॥

ઋત્વિજો તો વિદ્વાન હોવા જ ઘટે પણ જે યજ્ઞનો કરનારો યજમાન હોય તેણે પણ વિદ્વાન હોવું ઘટે. અર્થાત્ જે કર્મ કરવું હોય તે કર્મને લગતી પૂરી માહિતી હોવી ઘટે. અર્થાત્ પ્રત્યેક કર્મ જ્ઞાનપૂર્વક હોવું ઘટે—આ સિદ્ધાન્ત છે આ સિદ્ધાન્તનો ઉલ્લેખ ચોવીસમા ખંડમા કરવામા આવે છે।

યજ્ઞ વૈરાજ્ય, સ્વારાજ્ય અને સામ્રાજ્યનું પણ સાધન થઈ શકે છે—જો જ્ઞાનપૂર્વક કરવામા આવે તો. આ છે આખા યે ખંડનો સાર. આખાય ખંડમાં જે પારિભાષિક ભાષાનો ધ્વનિ છે તે આજના યુગ માટે નિરુપયોગી છે। આથી સિદ્ધાન્ત માત્રનો ઉલ્લેખ કરીને જ સંતોષ માનીએ છીએ.

॥ इति चतुर्विंशः खण्डः ॥

॥ इति छांदोग्योपनिषदि द्वितीयः अध्यायः ॥

॥ हरि ॐ तत्सत् ॥

## ॥ अथ चतुर्थः खण्डः ॥

अथ ये अस्य उदञ्चः रश्मयः ता एव अस्य उदीच्यः मधुनाड्यः अथर्वाङ्गिरस एव मधुकृतः इतिहासपुराणं पुष्पं ता अमृताः आपः ॥ १ ॥

હવે જે આનાં ઉત્તરનાં કિરણો છે તેજ આની ઉત્તરની મધનાડીઓ છે. અથર્વ-વેદના મંત્રો જ મધમાખ છે. ઇતિહાસપુરાણ એ પુષ્પ છે. તે અમૃત પાણી છે. ॥ ૧ ॥

ते वा एते अथर्वाङ्गिरसः एतद् इतिहासपुराणं अभ्यतपत् तस्य अभितप्तस्य यशः तेजः इन्द्रियं वीर्यं अन्नाद्यं रसः अजायत ॥२॥

તે આ અથર્વમંત્રોએ આ ઇતિહાસપુરાણને ચોમેરથી અવલોક્યાં. અવલોકિત એવા તેમાંથી યશ, તેજ, ઇન્દ્રિય, વીર્ય ભોજ્ય અન્નનો રસ જન્મ્યો. ॥ ૨ ॥

तद् व्यक्षरत् तद् आदित्यं अभितः अश्रयत् तद् वा एतद् यद् एतद् आदित्यस्य परं कृष्णं रूपम् ॥ ३ ॥

તે વિશેષ રૂપે સરક્યો. અને તેણે આદિત્યનો આશરો લીધો. તે આ નિશ્ચય આદિત્યનું પરમ કૃષ્ણ રૂપ છે. ॥ ૩ ॥

॥ इति चतुर्थः खण्डः ॥

---

## ॥ अथ पञ्चमः खण्डः ॥

अथ ये अस्य ऊर्ध्वाः रश्मयः ताः एव अस्य ऊर्ध्वाः मधुनाड्यः गुह्याः एव आदेशाः मधुकृतः ब्रह्मैव पुष्पं ताः अमृताः आपः ॥ १ ॥

હવે જે આ સૂર્યનાં ઊર્ધ્વ રશ્મિઓ છે તે જ એની ઉર્ધ્વ મધનાડીઓ છે. ગુહ્ય આદેશો જ મધમાખ છે. ૐકાર જ પુષ્પ છે. તે અમૃત જલો છે. ॥ ૧ ॥

ते वा एते गुह्याः आदेशाः एतद् ब्रह्म अभ्यतपत् तस्य अभितप्तस्य यशः तेजः इन्द्रियं वीर्यं अन्नाद्यंरसः अजायत ॥ २ ॥

નિશ્ચય તે આ ગુહ્ય આદેશોએ આ ૐનું ચોમેરથી અવલોકન કર્યું. અવલોકિત એવા તે ૐકારમાંથી યશ, તેજ, ઇન્દ્રિય, વીર્ય, ભોજ્ય અન્નનો રસ જન્મ્યો. ॥ ૨ ॥

## ॥ अथ द्वितीयः खण्डः ॥

अथ ये अस्य दक्षिणा रश्मयः ता एव अस्य दक्षिणा मधुनाड्यः यजूंषि एव मधुकृतः यजुर्वेद एव पुष्पं ता अमृता आपः ॥ १ ॥

હવે આ આદિત્યનાં જે દક્ષિણ રશ્મિઓ છે તે જ એની દક્ષિણ મધુનાડીઓ છે. યજુમન્ત્રો જ મધમાખો છે. યજુર્વેદ જ પુષ્પ છે. તે અમૃત જલો છે. ॥ ૧ ॥

तानि वा एतानि यजूंषि एतं यजुर्वेदं अभ्यतपत् तस्य अभितप्तस्य यशः तेजः इन्द्रियं वीर्यं अन्नाद्यं रसः अजायत ॥ २ ॥

તે આ યજુર્વેદના મન્ત્રોએ આ યજુર્વેદને ચોમેરથી અવલોકયો. ચોમેરથી અવલોકાયેલ તે યજુર્વેદમાંથી યશ, તેજ, ઈન્દ્રિય, વીર્ય અને ભોગ્ય અન્નનો રસ ઉપજ્યો. ॥ ૨ ॥

तद् व्यक्षरत् तद् आदित्यं अभितः अश्रयत् तद् वा एतद् यद् एतद् आदित्यस्य शुक्लं रूपम् ॥ ३ ॥

તે રસ વિશેષરૂપે સર્યો અને આદિત્યનો ચોમેરથી તેણે આશ્રય લીધો. તે આ નિશ્ચય આ આદિત્યનું શુકલરૂપ છે. ॥ ૩ ॥

॥ इति द्वितीयः खण्डः ॥

---

## ॥ अथ तृतीयः खण्डः ॥

अथ ये अस्य प्रत्यञ्चः रश्मयः ता एव अस्य प्रतीच्यः मधुनाड्यः सामानि एव मधुकृतः सामवेद एव पुष्पः ता अमृता आपः ॥१॥

હવે જે આનાં પશ્ચિમી કિરણો છે તે જ એની પશ્ચિમી મધનાડીઓ છે. સામમન્ત્રો જ મધમાખો છે. સામવેદ જ પુષ્પ છે. તે અમૃત જલો છે. ॥ ૧ ॥

तानि वा एतानि सामानि एतं सामवेद अभ्यतपत् तस्य अभितप्तस्य यशः तेजः इन्द्रियं वीर्यं अन्नाद्यंरसः अजायत ॥ २ ॥

તે આ સામમન્ત્રો એ સામવેદને ચોમેરથી અવલોકયો. અવલોકિત એવા તેમાંથી યશ, તેજ, ઈન્દ્રિય, વીર્ય અને ભોજ્ય અન્નનો રસ જન્મ્યો. ॥ ૨ ॥

तद् व्यक्षरत् तद् आदित्यं अभितः अश्रयत् तद् वा एतद् यद् एतद् आदित्यस्य परं कृष्णं रूपम् ॥ ३ ॥

તે રસ વિશેષ રૂપે સરકયો. તેણે સૂર્યનો આશ્રય લીધો. તે આ નિશ્ચય આદિત્યનું પરમ કૃષ્ણ રૂપ છે. ॥ ૩ ॥

॥ इति तृतीयः खण्डः ॥

## ॥ अथ चतुर्थः खण्डः ॥

अथ ये अस्य उदञ्चः रश्मयः ता एव अस्य उदीच्यः मधुनाड्यः अथर्वाङ्गिरस एव मधुकृतः इतिहासपुराणं पुष्पं ता अमृताः आपः ॥ १ ॥

હવે જે આનાં ઉત્તરનાં કિરણો છે તે જ આની ઉત્તરની મધનાડીઓ છે. અથર્વ-વેદના મન્ત્રો જ મધમાખ છે. ઈતિહાસપુરાણ એ પુષ્પ છે. તે અમૃત પાણી છે. ॥ ૧ ॥

ते वा एते अथर्वाङ्गिरसः एतद् इतिहासपुराणं अभ्यतपत् तस्य अभितप्तस्य यशः तेजः इन्द्रियं वीर्यं अन्नाद्यं रसः अजायत ॥२॥

તે આ અથર્વમન્ત્રોએ આ ઈતિહાસપુરાણને ચોમેરથી અવલોકયાં. અવલોકિત એવા તેમાંથી યશ, તેજ, ઈન્દ્રિય, વીર્ય ભોજ્ય અન્નનો રસ જન્મ્યો. ॥ ૨ ॥

तद् व्यक्षरत् तद् आदित्यं अभितः अश्रयत् तद् वा एतद् यद् एतद् आदित्यस्य परं कृष्णं रूपम् ॥ ३ ॥

તે વિશેષ રૂપે સરક્યો. અને તેણે આદિત્યનો આશરો લીધો. તે આ નિશ્ચય આદિત્યનું પરમ કૃષ્ણ રૂપ છે. ॥ ૩ ॥

॥ इति चतुर्थः खण्डः ॥

---

## ॥ अथ पञ्चमः खण्डः ॥

अथ ये अस्य ऊर्ध्वाः रश्मयः ताः एव अस्य ऊर्ध्वाः मधुनाड्यः गुह्याः एव आदेशाः मधुकृतः ब्रह्मैव पुष्पं ताः अमृताः आपः ॥ १ ॥

હવે જે આ સૂર્યનાં ઊર્ધ્વ રશ્મિઓ છે તે જ એની ઊર્ધ્વ મધનાડીઓ છે. ગુહ્ય આદેશો જ મધમાખ છે. ૐકાર જ પુષ્પ છે. તે અમૃત જલો છે. ॥ ૧ ॥

ते वा एते गुह्याः आदेशाः एतद् ब्रह्म अभ्यतपत् तस्य अभितप्तस्य यशः तेजः इन्द्रियं वीर्यं अन्नाद्यंरसः अजायत ॥ २ ॥

નિશ્ચય તે આ ગુહ્ય આદેશોએ આ ૐનું ચોમેરથી અવલોકન કર્યું. અવલોકિત એવા તે ૐકારમાંથી યશ, તેજ, ઈન્દ્રિય, વીર્ય, ભોજ્ય અન્નનો રસ જન્મ્યો. ॥ ૨ ॥

एतद् यशस्तेज इन्द्रियं वीर्यमन्नाद्यं रसोऽजायत ॥ २ ॥

**एतद् व्यक्षरत् तद् आदित्यं अभितः अश्रयत् । तद् वा एतद् यद् एतद् आदित्यस्य मध्ये क्षोभते इव ॥ ३ ॥**

તે રસ સરક્યો અને આદિત્યનો ચોમેરથી આશ્રય લીધો. તે આ નિશ્ચય વચ્ચે જાણે ચલે છે. તે એ રસ છે. ॥ ૩ ॥

**ते वा एते रसानां रसा वेदा हि रसाः तेषाम् एते रसाः तानि वा एतानि अमृतानां अमृतानि वेदा हि अमृताः तेषां एतानि अमृतानि ॥ ४ ॥**

તે આ નિશ્ચય રસોના પણ રસ છે. વેદો નિશ્ચય રસ છે. તેમના આ રસો છે. તે આ અમૃતોના અમૃત છે. વેદો નિશ્ચય અમૃત છે. તે અમૃત વેદના આ અમૃતો છે. ॥ ૪ ॥

**॥ इति पञ्चमः खण्डः ॥**

આગલા અધ્યાયમાં છેવટે ત્રણ ધર્મસ્કંધો બતાવી જ્ઞાનપૂર્વક કરેલાં કર્મનું મહત્વ બતાવ્યું. હવે આ ત્રીજા અધ્યાયમાં મધુવિદ્યાનો પ્રારંભ થાય છે. આ મધુવિદ્યા મધમીઠી છે. અને આખીય વિદ્યા ઋષિએ રૂપક. દ્વારા જગત સમક્ષ ધરી છે! તેના પહેલા પાંચ ખંડમાંથી ગમે તે એક બરોબર સમજાય એટલે બાકીનાની પાછળ રહેલી વિચારસરણી સ્પષ્ટ થઈ જાય છે! આથી આપણે પ્રથમ ખંડને જ પહેલા પૂરો સમજી લઈએ. ઋષિ કહે છે કે પેલો આદિત્ય એ નિશ્ચય દેવ–મધુ છે. આદિત્ય શબ્દનો અર્થ અહીં સૂર્ય નથી, પરમાત્મા છે! ચોમેર જે પ્રકાશે તે આદિત્ય એવો એનો વ્યુત્પત્તિથી અર્થ થાય છે. સૂર્ય યદ્યપિ ચોમેર પ્રકાશતો લાગે છે. પણ એની જ્યોતિ એ લૌકિક જ્યોતિ છે. આથી ચૈતન્ય જ્યોતિને એ પ્રકાશી શકતો નથી. પ્રકરણ અધ્યાત્મવિદ્યાનું છે. આથી સૂર્યાદિ જ્યોતિની પણ જ્યોતિરૂપ, ચૈતન્ય જ્યોતિ પરમાત્મા, સ્વયં પ્રકાશમાન હોઈને અહીં આદિત્ય શબ્દથી અભિપ્રેત છે. આ ચૈતન્ય જ્યોતિ પરમાત્મા જો ન હોય તો જગત આંધળું થાય! કેમકે સૂર્યપ્રકાશનો અનુભવ પણ ચૈતન્ય જ્યોતિ હોય તો જ થાય છે. આ આદિત્ય=પરમાત્મા ઋષિની દૃષ્ટિએ દેવ–મધુ છે. દેવનું મધુ=મધ એટલે દેવમધુ. દેવ એટલે પરમાત્મતત્ત્વના જાણકારો. એ પરમાત્મતત્ત્વના જાણકારો માટે પરમાત્મા મધ જેવા છે. મધ જેમ મીઠું છે, જેમ ત્રિદોષઘ્ન છે, ક્ષયાદિ રોગમાં અનુપાન છે, તેમ પરમાત્મારૂપી મધ, તેના જાણકારને–અનુભવ કરનારને–માટે મધુરતમ છે. ત્રિદોષરૂપી સંસારને હણનારું છે. અધ્યાત્મ જીવનને પીડનારા અને ક્ષીણ કરી નાંખનારાં તમામ વ્યાધિઓમાં, જુદાં જુદાં–જ્ઞાન–ભક્તિ–કર્મ આદિ ઔષધોને લેવાને માટે અનુપાનરૂપ છે! માટે ઋષિ કહે છે કે નિશ્ચય આ

પરમાત્મા, દેવોને માટે એટલે કે જે મનુષ્યોએ સ્વપ્રયત્ન અને ઈશ્વરકૃપાએ દેવપણું મેળવ્યું છે એવા મનુષ્યો માટે મધરૂપ છે! આમ પરમાત્માને મધુર રસ-પ્રધાન, નિર્દોષપ્રદ, અનુપાનશ્રેષ્ઠ, તરીકે વર્ણવવા મધનું રૂપક આપ્યું. તો જેમ લૌકિક મધ કોઈક ઝાડ ઉપર મળે એટલે કે ઝાડને આધારે રહે, મધપૂડામાં રહે, એ મધપૂડાનાં છિદ્રો હોય, મધમાખો હોય, પુષ્પો હોય, તેમ આ પરમાત્મારૂપી અલૌકિક મધ માટે પણ કોઈ આધાર હોવો ઘટે, મધપૂડો હોવો જોઈએ, એ મધપૂડાનાં છિદ્રો હોવાં જરૂરી થઈ પડે, એને સંચિત કરનારી મધમાખો આવશ્યક છે, એ પરમમધ માટે પુષ્પો અગત્યનાં ઠરે છે, એનો ભોક્તા પણ હોવો ઘટે! કેમકે આ બધુંય ન બતાવે તો રૂપક અધૂરું રહે. આથી ઋષિ રૂપકની પૂર્ણતા માટે કહે છે કે આ દ્યૌ પેલાં મધનો તિરશ્ચીન વંશ છે. દ્યૌ એટલે બ્રહ્માંડ, તિરશ્ચીન વંશ એટલે આધાર સ્તંભ. જેમ મધનો આધાર કોઈ ઝાડ વગેરે હોય છે તેમ જાણે આ પરમાત્મારૂપી મધ આ આખાય બ્રહ્માંડમાં રહે છે! અર્થાત્ સમસ્ત બ્રહ્માંડમાં એ મધ રહેલું હોય છે! પ્રત્યેક ફૂલમાં રહેલી મધકણિકાને જેમ મધમાખી જ ખેંચી શકે, બીજાને તો ફક્ત તેની સુવાસ જ સમજાય, તેમ વિશ્વની પ્રત્યેક કૃતિમાં ખીચોખીચ ભરેલું પરમમધ ઉદ્યોગી અને રસપ્રેમી વિવેકી મનુષ્યને જ મળે! બીજાને તો કદાચ તેમાં રહેલી સુવાસ જ અનુભવમાં આવે! આ છે અહીં ધ્વનિ. અંતરિક્ષ એ આ મધનો પૂડો છે! મધપૂડામાં જેમ છિદ્ર હોય છે તેમ આ મધને માટે અંતરિક્ષ એ છિદ્ર છે! અંતરિક્ષ શબ્દનો અર્થ થાય છે "અંદરથી જોવાય એવું." પ્રત્યેક વસ્તુ અંદરથી જોઈ શકાય એવી છે! ફક્ત જોવાની દૃષ્ટિ જોઈએ! આ મધ પ્રત્યેક પ્રાણીના હૃદયરૂપી છિદ્રમાં રહેલું છે! એ જ—હૃદય જ અંતરિક્ષ છે! મધપૂડામાં જેમ હજારો છિદ્ર હોય છે તેમ આ બ્રહ્માંડવ્યાપી મધપૂડામાં પ્રત્યેક પ્રાણી હૃદય એ એક એક છિદ્ર છે. તેમાં આ પરમ સ્વાદિષ્ટ પરમાત્મારૂપી મધ રહેલું છે! અને મધમાખનાં જેમ ઈંડાં હોય છે તેમ આદિત્યનાં જલગર્ભ કિરણો=પરમાત્માના શ્રદ્ધારૂપી જલથી ભરપૂર જ્ઞાનકિરણો એ મધમાખનાં ઈંડાં છે!

આ પરમાત્મારૂપી સૂર્યનાં જે પ્રાચ્યકિરણો છે તે જ આ મધપૂડાની પ્રાચ્ય મધનાડીઓ છે! ઋચા મંત્રો જ મધમાખ છે! અર્થાત્ પરમાત્માનાં જે સૌથી પહેલાં જ્ઞાનરૂપી કિરણો છે તે જ આ દેવના મધપૂડાની સૌથી પહેલી મધુનાડીઓ છે! ઋગ્વેદના મંત્રો એ મધમાખ જેવી છે! મધમાખો જેમ ફુલે ફુલે રહેલાં મધને ચૂસી એકઠું કરે છે તેમ ઋગ્વેદની ઋચાઓ દુનિયાના તમામ પદાર્થોરૂપી ફુલોમાં અદૃશ્યરૂપે રહેલા પરમમધસ્વરૂપ પરમાત્માને પકડી પકડી સંગ્રહે છે! અર્થાત્ ઋગ્વેદની પ્રત્યેક ઋચા પરમાત્મારૂપી મધથી ભરેલી છે! આ ઋચાઓને

માટે ઋગ્વેદ એ જ પુષ્પ છે! યજ્ઞીયકર્મોમાં વપરાતું પાણી જ અમૃત છે. મધમાખ જેમ મધને એકઠું કરે છે તેમ આ ઋચાઓ પરમાત્મારૂપી મધને એકઠું કરે છે! આ ઋગ્વેદરૂપી પુષ્પનું ઋચાઓ રૂપી મધમાખોએ ચોમેરથી આલોચન કર્યું. અર્થાત્ જ્ઞાની માણસોએ ઋગ્વેદનું ચિન્તન કર્યું તો તેના પરિણામે તેવા જ્ઞાનીને તેવા ફલરૂપે યશ, તેજ, ઈન્દ્રિયોનું સામર્થ્ય, આધ્યાત્મિક વીર્ય અને ભોગ્યશક્તિ મળ્યાં. જે કોઈ વેદનો સાર્થ યોગમય અભ્યાસ કરે છે તેને આ તમામ મળે છે જ. તે આ ફળ પણ આદિત્યને આશ્રયે રહ્યું એટલે કે પરમાત્મા તેવાને આ બધું આપી નવાજે છે! અને એ જ આદિત્યનો=પરમાત્માનો, રોહિત=રૂઢપણે ઉગેલો, રૂપ એટલે મહિમા છે!

અર્થાત્ મધુવિદ્યાના પ્રથમ ખંડમાં ઋષિ આટલું કહેવા ઇચ્છે છે. મધપૂડાનાં આખાં રૂપકના આશ્રયે એ પરમાત્માના જ્ઞાનનો અહીં ઉલ્લેખ કરે છે! સ્થૂલ મધ–એનો મધપૂડો, આધાર, તેની મધમાખ, તેની ફુલવાડી, તેનો આસ્વાદ એ એક પક્ષ છે. બીજે પક્ષે વિરાટમાં મધપૂડાની કલ્પના છે. તેમાં ભૌતિક સૂર્ય એ મધ છે. દ્યૌ આધાર વંશ છે. અન્તરિક્ષ મધપૂડો છે, તેના પૂર્વ દિશાનાં કિરણો મધનાડી છે, ઋચામન્ત્રો મધમાખ છે; ઋગ્વેદ ફુલવાડી છે. ત્રીજા પક્ષે પરમાત્મા એ મધ છે. બ્રહ્માંડ એ એનું નિવાસસ્થાન છે, અંતરિક્ષ–પ્રાણીમાત્રનું હૃદયછિદ્ર–એ મધપૂડો છે! જ્ઞાનનાં કિરણો મધનાડી છે; ઋચા મન્ત્રોનું જ્ઞાન એ મધમાખ છે; ઋગ્વેદ એ ફુલવાડી છે! દેવ=વિદ્વાન આ પરમાત્મારૂપી મધનો ભોક્તા છે! ઋગ્વેદરૂપી મધ ભરેલી ફુલવાડીના આલોચનથી–સાર્થ પઠનપાઠનથી યશ વગેરેની ઇશ્વરકૃપાથી પ્રાપ્તિ થાય છે! આ જ પરમાત્માનો રૂઢ=લોકપ્રસિદ્ધ મહિમા છે!

આ જ રૂપકનો અતિદેશ પહેલાં પાંચ ખંડોમાં આપે છે! ખંડે ખંડે બીજું બધું સરખું છે, ફક્ત ઋગ્વેદને બદલે બીજા વેદોને તેમાં સ્થાન આપ્યું છે. તે જ મુજબ તે તે વેદના મન્ત્રોને તે તે સ્થાને રાખ્યાં છે! અર્થાત્ ચારે વેદો અને વેદના આદેશો વગેરેમાં પરમાત્માનું જ્ઞાન ખીચોખીચ ભરેલું છે અને વેદાભ્યાસી એ જ્ઞાનરૂપી મધનો આસ્વાદ લઈ જન્મ મૃત્યુ આદિને વટાવી શકે છે એ મથિતાર્થ છે! આદિત્યના જે રોહિત વગેરે રૂપ બનાવ્યાં છે ત્યાં ત્યાં રૂપ શબ્દનો મહિમા એવો અર્થ કરવો. રોહિત એટલે રૂઢ, શુક્લ એટલે પવિત્ર, કૃષ્ણ એટલે આકર્ષક અને પરમ કૃષ્ણ એટલે પરમ આકર્ષક એવો અર્થ કરવો. આમ અર્થ કરવાથી મન્ત્રોની ક્લિષ્ટતા દૂર થશે. અને હૃદયંગમ અર્થો નીકળશે. પાંચમા ખંડમાં ૐ ને રસોનો રસ કહ્યો છે. અર્થાત્ ૐ ની ઉપાસના પેલાં પરમમધુ પરમાત્માનો આસ્વાદ કરાવે છે! આટલું છે રહસ્ય મધુવિદ્યાના પહેલા પાંચ ખંડોનું!

ખંડ ૧ થી ૫

## ॥ अथ षष्ठः खण्डः ॥

तद् यद् प्रथमं अमृतं तद् वसवः उपजीवन्ति अग्निना मुखेन न वै देवा अश्नन्ति न पिबन्ति एतद् एव अमृतं दृष्ट्वा तृप्यन्ति ॥१॥

તે બધામાં જે પ્રથમ અમૃત છે તે અમૃતને અગ્નિ દ્વારા પામીને વસુઓ જીવે છે. દેવો નિશ્ચય ખાતા નથી તેમજ પીતા નથી. પણ આ અમૃતને જોઈને જ તૃપ્ત થાય છે. ॥ ૧ ॥

ते एतद् एव रूपं अभिसंविशन्ति एतस्माद् रूपाद् उद्यन्ति ॥२॥

તે વસુઓ આ જ રૂપમાં ચોમેરથી પ્રવેશે છે. અને એમાંથી પ્રકટે છે. ॥ ૨ ॥

स य एतद् एवं अमृतं वेद वसूनां एव एकः भूत्वा अग्निना एव मुखेन एतद् एव अमृतं दृष्ट्वा तृप्यति । स य एतद् एव रूपं अभिसंविशति एतस्माद् रूपाद् उदेति ॥ ३ ॥

જે કોઈ આ અમૃતને જાણે છે તે પોતે વસુઓમાંનો જ એક થઈને, અગ્નિ દ્વારા જ આ અમૃતને જોઈને જ તૃપ્ત થાય છે. અને તે આ રૂપમાં જ પ્રવેશે છે અને આ રૂપમાંથી જ પ્રકટે છે. ॥ ૩ ॥

स यावद् आदित्यः पुरस्ताद् उदेता पश्चाद् अस्तमेता वसूनां एव तावद् आधिपत्यं स्वाराज्यं पर्येता ॥ ४ ॥

આવું જાણનાર પુરુષ, જ્યાં સુધી સૂર્ય આગળ ઉગે છે અને પાછળ અસ્ત પામે છે ત્યાં સુધી વસુઓના આધિપત્યને પામે છે તથા સ્વારાજ્યને પ્રાપ્ત કરે છે. ॥૪॥

॥ इति षष्ठः खण्डः ॥

---

## ॥ अथ सप्तमः खण्डः ॥

अथ यद् द्वितीयं अमृतं तद् रुद्रा उपजीवन्ति इन्द्रेण मुखेन। न वै देवाः अश्नन्ति न पिबन्ति एतद् एव अमृतं दृष्ट्वा तृप्यन्ति ॥१॥

હવે જે બીજું અમૃત છે તે, ઈન્દ્ર દ્વારા રુદ્રોનું જીવન થાય છે. દેવો નથી તો ખાતા કે નથી તો પીતા. તેઓ તો આ અમૃતને જોઈને જ તૃપ્ત થાય છે ॥ ૧ ॥

ते एतद् एव रूपं अभिसंविशन्ति एतस्माद् रूपाद् उद्यन्ति ॥२॥

તે રુદ્રો આ રૂપમાં જ પ્રવેશે છે. એમાંથી જ પ્રકટે છે. ॥ ૨ ॥

स य एतद् एव अमृतं वेद रुद्राणां एव एकः भूत्वा इन्द्रेण एव मुखेन एतद् एव अमृतं दृष्ट्वा तृप्यति स एतद् एव रूपं अभिसंविशति एतस्माद् रूपाद् उदेति ॥ ३ ॥

જે કોઈ આ અમૃતને જાણે છે તે રુદ્રો પૈકીનો એક થઈને, ઇન્દ્ર દ્વારા; આ અમૃતને જોઈને જ તૃપ્ત થાય છે. તે આજ રૂપમાં પ્રવેશે છે. એમાંથી જ પ્રકટે છે. ॥૩॥

स यावत् आदित्यः पुरस्ताद् उदेता पश्चाद् अस्तमेता द्विःतावत् दक्षिणतः उदेता उत्तरतः अस्तमेता रुद्राणां एतावद् आधिपत्यं स्वाराज्यं पर्येता ॥ ४ ॥

તેવો વિદ્વાન જ્યાં સુધી સૂર્ય પૂર્વમાં ઉગે અને પશ્ચિમમાં અસ્ત પામે, અને તેથી બેવડો વખત જ્યાં સુધી તે દક્ષિણમાં ઉગે અને ઉત્તરમાં અસ્ત પામે ત્યાં સુધી રુદ્રોનું આધિપત્ય પામે છે. સ્વારાજ્યને પામે છે. ॥ ૪ ॥

॥ इति सप्तमः खण्डः ॥

---

॥ अथ अष्टमः खण्डः ॥

अथ यत् तृतीयं अमृतं तद् आदित्या उपजीवन्ति वरुणेन मुखेन। न वै देवाः अश्नन्ति न पिबन्ति एतद् एव अमृतं दृष्ट्वा तृप्यन्ति ॥ १ ॥

હવે જે ત્રીજું અમૃત છે તે, વરુણ દ્વારા, આદિત્યોનું જીવન થાય છે. દેવો નથી તો ખાતા કે નથી તો પીતા, આ અમૃતને જોઈને જ તેઓ તૃપ્ત થાય છે ॥ ૧ ॥

ते एतद् एव रूपं अभिसंविशन्ति एतस्माद् रूपाद् उद्यन्ति ॥२॥

તે આદિત્યો આ રૂપમાં જ પ્રવેશે છે અને એમાંથી જ પ્રકટે છે. ॥ ૨ ॥

स य एतद् एवं अमृतं वेद आदित्यानां एव एकः भूत्वा वरुणेन एव मुखेन एतद् एव अमृतं दृष्ट्वा तृप्यति। स एतद् एव रूपं अभिसंविशति एतस्माद् रूपाद् उदेति ॥ ३ ॥

જે કોઈ આ અમૃતને જાણે છે તે આદિત્યો પૈકીનો એક થઈને, વરુણ દ્વારા જ, આ અમૃતને જોઈને જ તૃપ્ત થાય છે. એ જ રૂપમાં પ્રવેશે છે અને એમાંથી જ પ્રકટે છે. ॥ ૩ ॥

**स यावद् आदित्यः दक्षिणतः उदेता उत्तरतः अस्तमेता द्विः तावत् पश्चाद् उदेता पुरस्ताद् अस्तमेता आदित्यानां एव तावद् आधिपत्यं स्वाराज्यं पर्येता ॥ ४ ॥**

તેવો વિદ્વાન જ્યાં સુધી સૂર્ય દક્ષિણથી ઉગે છે અને ઉત્તરમાં અસ્ત પામે છે, તેનાથી બેવડો વખત ઉત્તરથી ઉગે અને દક્ષિણમાં અસ્ત પામે ત્યાં સુધી આદિત્યોનું આધિપત્ય પામે છે. સ્વારાજ્યને પ્રાપ્ત કરે છે. ॥ ४ ॥

**॥ इति अष्टमः खण्डः ॥**

---

## ॥ अथ नवमः खण्डः ॥

**अथ चतुर्थं अमृतं तत् मरुतः उपजीवन्ति सोमेन मुखेन। न वै देवाः अश्नन्ति न पिबन्ति एतद् एवं अमृतं दृष्ट्वा तृप्यन्ति ॥ १ ॥**

હવે જે ચોથું અમૃત છે તે સોમ દ્વારા મરુતોનું જીવન થાય છે. દેવો નથી તો ખાતા કે નથી તો પીતા. આ અમૃતને જોઈને જ તેઓ તૃપ્ત થાય છે. ॥ ૧ ॥

**त एतद् एव रूपं अभिसंविशन्ति एतस्माद् रूपाद् उद्यन्ति ॥२॥**

તે મરુતો આ રૂપમાં જ પ્રવેશે છે અને એમાંથી જ પ્રકટે છે. ॥ ૨ ॥

**स य एतद् एव अमृतं वेद मरुतां एव एकः भूत्वा सोमेन एव मुखेन एतद् एव अमृतं दृष्ट्वा तृप्यति। स एतद् एव रूपं अभिसंविशति एतस्माद् रूपाद् उदेति ॥ ३ ॥**

જે કોઈ આ અમૃતને જાણે છે તે મરુતો પૈકીનો એક થઈને, સોમ દ્વારા જ આ અમૃતને જોઇને જ તૃપ્ત થાય છે. તે એ જ રૂપમાં પ્રવેશે છે અને એમાંથી જ પ્રકટે છે. ॥ ૩ ॥

स यावद् आदित्यः पश्चाद् उदेता पुरस्ताद् अस्तमेता द्विः तावत् उत्तरतः उदेता दक्षिणतः अस्तमेता मरुतां एव तावद् आधिपत्यं स्वाराज्यं पर्येता ॥ ४ ॥

તેવો વિદ્વાન જ્યાં સુધી સૂર્ય પશ્ચિમમાંથી ઉગે અને પૂર્વમાં અસ્ત પામે, તેથી બેવડો વખત ઉત્તરમાંથી ઉગે અને દક્ષિણમાં અસ્ત પામે ત્યાં સુધી મરુતોનું આધિપત્ય પામે છે. સ્વારાજ્યને પામે છે. ॥ ૪ ॥

॥ इति नवमः खण्डः

---

## ॥ अथ दशमः खण्डः ॥

अथ यद् पंचमं अमृतं तत् साध्या उपजीवन्ति ब्रह्मणा मुखेन। न वै देवाः अश्नन्ति न पिबन्ति एतद् एव अमृतं दृष्ट्वा तृप्यन्ति ॥१॥

હવે જે પાંચમું અમૃત છે તે તે બ્રહ્મ દ્વારા સાધ્યોનું જીવન થાય છે. દેવો નથી તો ખાતા કે નથી તો પીતા. આ અમૃતને જોઈને જ તૃપ્ત થાય છે. ॥ ૧ ॥

ते एतद् एव रूपं अभिसंविशन्ति, एतस्मात् रूपात् उद्यन्ति ॥२॥

તે સાધ્યો આ રૂપમાંથી જ પ્રકટે છે અને એમાં જ પ્રવેશે છે. ॥ ૨ ॥

स य एतद् एवम् अमृतं वेद साध्यानाम् एव एकः भूत्वा ब्रह्मणा एव मुखेन एतद् एव अमृतं दृष्ट्वा तृप्यन्ति। स एतद् एव रूपं अभिसंविशति। एतस्माद् रुपाद् उदेति ॥ ३ ॥

જે કોઈ આ અમૃતને જાણે તે સાધ્યોમાંનો જ એક થઈ બ્રહ્મ દ્વારા આ અમૃતને જોઈને જ તૃપ્ત થાય છે. તે આ રૂપમાં જ પ્રવેશે છે અને એમાંથી જ પ્રકટે છે. ॥૩॥

स यावद् आदित्यः उत्तरतः उदेता दक्षिणतः अस्तं एता द्विः तावद् ऊर्ध्वं उदेता अर्वाक् अस्तं एता, साध्यानाम् एव तावद् आधिपत्यं स्वाराज्यं पर्येता ॥ ४ ॥

તેવો વિદ્વાન્ જ્યાં સુધી સૂર્ય ઉત્તરમાંથી ઉગે અને દક્ષિણમાં અસ્ત પામે, તેનાથી બેવડો વખત ઉંચે ઉગે અને નીચે અસ્ત પામે ત્યાં સુધી સાધ્યોનું આધિપત્ય પામે છે સ્વારાજ્યને પ્રાપ્ત થાય છે. ॥ ૪ ॥

॥ इति दशमः खण्डः ॥

આમ આગલા પાંચ ખંડોમાં મધુવિદ્યાનો ઉપક્રમ કર્યો. તેમાં અનુક્રમે ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ તથા ગુહ્ય આદેશો વગેરેનો ઉલ્લેખ કર્યો છે. એમાં ઋગ્વેદનું પહેલું, યજુર્વેદનું બીજું અને એ જ મુજબ બાકીના ત્રણને અમૃત તરીકે વર્ણવ્યા છે! અમૃત જેમ મીઠું તેમ આ બધાનો રસ મધમીઠો છે. તો હવે એ અમૃતના ભોક્તા કોણ છે? અર્થાત્ વેદાદિ વિદ્યામાં રહેલા પેલા પરમ સ્વાદિષ્ટ પરમાત્મારૂપી મધનો આસ્વાદ કોણ લે છે?–તેનાથી તૃપ્તિ કોણ પામે છે?–એ બતાવવાનો આરંભ કરે છે! તેમાં જે પહેલું અમૃત છે એટલે કે ઋગ્વેદ છે તેને આધારે વસુઓ યાવજ્જીવ રહે છે! વસુ એટલે જેઓ ગુરુને ત્યાં વેદાધ્યયન માટે પૂરી અવધિ સુધી રહે છે તે બ્રહ્મચારીઓ. તે બ્રહ્મચારીઓ અગ્નિમુખે એટલે કે અગ્નિના જેવા તેજસ્વી મુખથી. ઋગ્વેદરૂપી અમૃત એ સ્થૂલ દૈવી અમૃત નથી કે જે ખવાય કે પીવાય! આથી કહે છે કે જ્ઞાની બ્રહ્મચારીઓ આ અમૃતને ખાતા કે પીતા નથી. ફક્ત તે અમૃત બ્રહ્મના દર્શને જ દેવો તૃપ્ત થાય છે! કેમકે દર્શનનો જ તો અધ્યાત્મવિદ્યામાં આનંદ છે! તેવો પરમાત્માનો દ્રષ્ટા તે પરમાત્માના મહિમામાં જ ચોમેરથી પ્રવેશે છે! અને તે મહિમામાં રહેતા હોઈને જ આ વિશ્વરૂપથી ઉપર જાય છે! જે કોઈ આમ જાણી આ અમૃતને જોઈને તૃપ્ત થાય છે તે પણ આવું જ ફળ પામે છે! ઋગ્વેદ દ્વારા પરમાત્માના દ્રષ્ટાઓ યાવચ્ચંદ્ર દિવાકરૌ સ્વારાજ્યને પામે છે. આ છે છઠ્ઠા ખંડનું રહસ્ય. છઠ્ઠી દસ ખંડ સુધી આ જ રહસ્ય જુદા જુદા વેદની દૃષ્ટિથી સમજવાનું છે! વસુ, રુદ્ર, આદિત્ય, મરુત અને સાધ્ય શબ્દના અર્થો અનુક્રમે તે તે વેદ અને આદેશોના તત્ત્વજ્ઞ બ્રહ્મચારીઓ એવો થાય છે! અને તે તે વેદ દ્વારા જાણેલા પરમાત્મતત્ત્વના ઉપાસકોને તે તે ફળ મળે છે! છઠ્ઠા ખંડના ભાષ્યથી બીજા ખંડનું રહસ્ય સ્પષ્ટ થશે. બાકીનું વાક્યાર્થમાં જોવું.

---

## ॥ अथ एकादशः खण्डः ॥

**अथ ततः ऊर्ध्वं उदेत्य न एव उदेता न अस्तमेता एकल एव मध्ये स्थाता तद् एष श्लोकः ॥ १ ॥**

ત્યાર બાદ, તે અવસ્થા પછી સૂર્ય ઉદય પામીને પણ નથી ઉદય પામતો, નથી તો અસ્ત પામતો. એકલો જ મધ્યમાં રહે છે. આ બાબતમાં પ્રમાણભૂત શ્લોક છે. ॥ ૧ ॥

न वै तत्र न निम्लोच नोदियाय कदाचन। देवास्तेनाहं सत्येन मा विराधिषि ब्रह्मणेति ॥ २ ॥

ત્યાં સૂર્ય નથી. નથી તો ત્યાં સૂર્યાસ્ત કે નથી તો કદી પણ સૂર્યોદય. હે દેવો! આ સત્યના બળે મને બ્રહ્મ સાથે વિરોધ ન હો! ॥ २

न ह वा अस्मा उदेति न निम्लोचति सकृद्दिवा हैवास्मै भवति य एतामेव ब्रह्मोपनिषदं वेद ॥ ३ ॥

જે કોઇ આ બ્રહ્મ વેદના રહસ્યરૂપ મધુવિદ્યાને આ મુજબ જાણે છે તેને માટે પણ નિશ્ચય સૂર્ય નથી તો ઉગતો કે નથી તો અસ્ત પામતો. તેને માટે તો સતત દિવસ-પ્રકાશ જ રહે છે. ॥ ३ ॥

तद्धैतद्ब्रह्मा प्रजापतय उवाच प्रजापतिर्मनवे मनुः प्रजाभ्यः तद् ह एतद् उद्दालकाय आरुणये ज्येष्ठाय पुत्राय पिता ब्रह्म प्रोवाच ॥ ४ ॥

તે આ રહસ્ય જ્ઞાન બ્રહ્માએ પ્રજાપતિને, પ્રજાપતિએ મનુને. મનુએ પોતાની સંતતિને કહ્યું તે આ રહસ્ય વિદ્યા અરુણિએ પોતાના જ જ્યેષ્ઠ પુત્ર ઉદ્દાલક આરુણિને કહી. ॥ ४ ॥

इदं वाव तत् ज्येष्ठाय पुत्राय पिता ब्रह्म प्रब्रूयात् प्रणाय्याय वा अन्तेवासिने ॥ ५ ॥

આથી પિતા આ રહસ્ય નિશ્ચય પોતાના જ્યેષ્ઠ પુત્રને કહે. અગર તો વિનીત શિષ્યને ગુરૂ ખોલીને કહે. ॥ ५ ॥

न अन्यस्मै कस्मैचन यद्यप्यस्मा इमामद्भिः परिगृहीतां धनस्य पूर्णां दद्यादेतदेव ततो भूय एतदेव ततो भूय इति ॥ ६ ॥

જો કોઈ સમુદ્રથી વિંટળાએલી અને ધનથી ભરપૂર ધરતી પણ આચાર્યને આપી દે પણ લાયક ન હોય તો તેને આ વિદ્યા ન કહે કેમકે ધનધાન્યથી સંપન્ન સમસ્ત પૃથ્વી કરતાં પણ આ મધુવિદ્યા અદકી છે. માટે યોગ્ય શિષ્યને જ એ કહે. ॥ ६ ॥

આમ પહેલા દશ ખંડોમાં મધુવિદ્યાની ઉપાસના બતાવી. આ ઉપાસના માણસને પવિત્ર બનાવે છે. પવિત્ર થયેલ માનવ પરમાત્માને પામવાને સમર્થ થાય છે. આથી ॐ એ અમૃતોનું અમૃત છે. રસોનો પણ રસ છે. અહીંથી સુધી

સાધકને લાવી, તેનું સ્વારાજ્ય સુધીનું ફળ બતાવી હવે હિરણ્મય આદિત્યના હૃદય સાક્ષાત્કારથી માનવને શું ફળ મળે છે–તેવાની શી સ્થિતિ થાય છે તે બતાવવું રહ્યું. અર્થાત્ મુક્તાત્માને–પરમાત્માના સાક્ષાત્કારથી જેનું જન્મમરણ બીજ બળી ગયું છે તેવા દગ્ધજન્મબીજ માનવની મુક્તાવસ્થાનું વર્ણન આપવું યોગ્ય છે–તે અવસ્થાનું વર્ણન–એ અગિયારમા ખંડનો વિષય છે. ૐકારનો આશ્રય લીધા પછી ઉપાસક જે 'પ્રદેશમાં પહોંચે'છે ત્યાં'સૂર્યનો ઉદયાસ્ત નથી! અર્થાત્ ત્યાં કાળ મર્યાદા નથી! અર્થાત્ તે પ્રદેશમાં જન્મમરણ અને તેના વચગાળાના ભોગોને મર્યાદિત કરતો અને નિયમનમાં રાખતો–સૂર્યના ઉદય અને અસ્તથી ઉપજતો કાળ નથી! અર્થાત્ પરમાત્મા પોતે ત્રિકાલાબાધિત હોઇને તે ઉપાસક તેને પામે છે. અને કાળને મ્હાત કરે છે. હે વિદ્વાનો! આ સત્યદર્શનના બળે મને બ્રહ્મ સાથે વિરોધ ન હો! અર્થાત્ આ પરમ સત્યની પ્રાપ્તિથી અને પરમાત્મા સાથે સંવાદ હજો!–એમ ઋષિ પ્રતિજ્ઞા કરે છે. આ છે મધુવિદ્યાનું ફલ. જે કોઈ વેદના રહસ્યરૂપ આ મધુવિદ્યાને હૃદ્ગત કરે છે તેને માટે પણ સૂર્યનો ઉદયાસ્ત નથી. અર્થાત્ તે પણ કાળને ઓળંગી જાય છે! તેવાને માટે તો જીવનમાં હમેશાં સતત દિવસ=સતત આત્મપ્રકાશ જ હોય છે. અર્થાત્ નિરન્તર આત્મપ્રકાશ એ તેવાઓને મળતું ઈર્ષ્યાજનક ફળ છે! આમ ઈશ્વરનો દૃષ્ટા સતત પ્રકાશનો પામનારો થાય છે એમ વર્ણવી, આ વિદ્યા કોણે કોને આપી અને માનવમંડળમાં એ કેવી રીતે પ્રચાર પામી તે દર્શાવી, એ વિદ્યા પિતા જ્યેષ્ઠ પુત્રને આપે અગર–તો ગુરુ વિનીત શિષ્યને આપે એવું વિધાન કરી, અનધિકારીને તો ધનધાન્યપૂર્ણ, સમસ્ત વસુધરાના લોભે પણ કદી પણ ન આપવી એવું વિધાન કરી, ઋષિ બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિમાં લાયક કોણ છે એ નિશંકપણે બતાવી, વિરમે છે!

॥ इति एकादशः खण्डः ॥

---

## ॥ अथ द्वादशः खण्डः ॥

**गायत्री वा इदं सर्वं भूतं यदिदं किंच वाग् वै गायत्री वाग् वा इदं सर्वं भूतं गायति च त्रायते च ॥ १ ॥**

ગાયત્રી જ આ બધું–જે કાંઈ છે–તે છે. વાણી એ જ ગાયત્રી છે. કેમકે વાણી જ આ બધાં ભૂતને ગાય છે અને રક્ષે છે. ॥ १ ॥

या वै सा गायत्रीयं वाव सा येयं पृथिवी अस्यां हि इदं सर्वं भूतं प्रतिष्ठितं एतां एव नातिशीयते ॥ २ ॥

જે ગાયત્રી છે, તે જ આ જે આ પૃથ્વી છે. કેમકે આ પૃથ્વી ઉપર જ આ બધું ભૂત પ્રતિષ્ઠિત છે. એને કોઈપણ ભૂત ઓળંગી શકતું નથી. ॥ ૨ ॥

या वै सा पृथिवीयं वाव सा यत् इदं अस्मिन् पुरुषे शरीरं अस्मिन् हि इमे प्राणाः प्रतिष्ठिता एतद् एव नातिशीयन्ते ॥ ३ ॥

જે નિશ્ચય આ પૃથ્વી છે તે આ પૃથ્વી જ છે જે આ પુરૂષમાં શરીર છે. કેમકે આ શરીરમાં આ પ્રાણો છે. કેમકે એ પ્રાણો શરીરને નથી ઓળંગી શકતા. ॥ ૩ ॥

यद् वै तत् पुरुषे शरीरं इदं वाव तत् यद् इदं अस्मिन् अन्तःपुरुषे हृदयं अस्मिन् हि इमे प्राणाः प्रतिष्ठिता एतद् एव नातिशीयन्ते ॥ ४ ॥

જે આ પુરૂષમાં શરીર છે તે આ જ છે-જે આ પુરૂષની અંદર હૃદય છે. કેમકે એ હૃદયમાં પ્રાણો પ્રતિષ્ઠિત છે. એ હૃદયને પ્રાણો ઓળંગી શક્તા નથી. ॥ ૪ ॥

सा एषा चतुष्पदा षड्विधा गायत्री तद् एतद् ऋचाभ्यनूक्तम् ॥५॥

તે આ ચાર પાદવાળી અને વાણી, ભૂત, પૃથ્વી, શરીર, પ્રાણ અને હૃદયરૂપી છ પ્રકારવાળી ગાયત્રી છે તે બાબતમાં આ ઋગ્મંત્ર પ્રમાણ તરીકે કહેવામાં આવ્યો છે. ॥૫॥

तावानस्य महिमा ततो ज्यायान् च पूरुषः ॥ पादोऽस्य सर्वा भूतानि त्रिपाद् अस्य अमृतं दिवि इति ॥ ६ ॥

તેટલો આનો મહિમા છે. તેથી પણ અદકો આ પુરૂષ છે. એ પુરૂષનો એક પાદ તે સમસ્ત ભૂતો છે. એના ત્રણ અમૃત પાદો તો દ્યોમાં છે. ॥ ૬ ॥

यद् वै तद् ब्रह्म इति इदं वाव तद् यः अयं बहिर्धा पुरुषाद् आकाशः यो वै स बहिर्धा पुरुषाद् आकाशः ॥ ७ ॥

જે નિશ્ચય તે બ્રહ્મ છે એમ કહે છે તે નિશ્ચય આ છે જે આ પુરૂષથી બહાર આકાશ છે જે તે નિશ્ચય પુરૂષથી બહાર આકાશ છે. ॥ ૭ ॥

अयं वाव स यः अयं अन्तः पुरुष आकाशः यो वै सः अन्तः पुरुष आकाशः ॥ ८ ॥

આ નિશ્ચય તે બ્રહ્મ છે જે આ પુરૂષમાં અંદર આકાશ છે. જે નિશ્ચય આ પુરુષમાં અંદર આકાશ છે. ॥ ૮ ॥

**अय वाव स यः अन्तर्हृदय आकाशः तद् एतत् पूर्णं अप्रवर्ति पूर्णमप्रवर्तिनीं श्रियं लभते य एवं वेद ॥ ९ ॥**

તે આ નિશ્ચય જે અંદર હૃદયમાં આકાશ છે તે આ પૂર્ણ અને કૂટસ્થ છે. અવિનાશી છે. જે કોઈ તે અંદર હૃદયમાં રહેલા આકાશને જાણે છે તે પૂર્ણ અને અવિનાશી વિભૂતિને પામે છે. ॥ ૯ ॥

ઉપાસનાથી માણસનું હૃદય ચોકખું થાય છે. ચોકખું થયેલું હૃદય દર્શન માટે લાયક બને છે. અને લાયક બનેલું હૃદય જ્યારે ઈશ્વરનું દર્શન કરે છે ત્યારે માનવજન્મ સફળ થાય છે. આથી ઉપાસના એ બ્રહ્મપ્રાપ્તિ એટલે કે ઈશ્વર દર્શનમાં દ્વારરૂપ છે. ઉપાસનામાં પણ અધિકારભેદે તારતમ્ય હોય છે! અત્યાર સુધી અનેક પ્રકારની ઉપાસના બતાવી. હવે આ ખંડમાં ગાયત્રીની ઉપાસના ઋષિ બતાવે છે. વૈદિક સાહિત્યમાં ગાયત્રી વગેરે સાત છંદો છે. તે બધામાંય ગાયત્રી છંદ સરલ, સુગેય, મધુર અને લલિત છે! વળી એ સૌમાં ટૂંકો છે. તે ઉપરાંત ગાયત્રી મંત્ર તરીકે ભારતીય જીવનના દૈનિક કાર્યમાં મંત્રશ્રેષ્ઠ તરીકે પ્રસિદ્ધિ પામેલો મંત્ર પણ એ જ છંદમાં છે. વળી ગાયત્રીમંત્રે કરોડો આત્માને આ જ સુધી અજવાળ્યા છે. અને લાખોને માટે એ કામધેનુ નીવડ્યો છે એવો અનુભવ છે! આથી ગાયત્રી છંદની જ બ્રહ્મભાવે ઉપાસના આ ખંડમાં ઋષિ બતાવે છે! ઋષિ કહે છે જે કાંઈ સ્થાવર જંગમ જગતમાં છે તે બધું આ ગાયત્રી જ છે! ગાયત્રી અને આ દૃશ્યમાન જગતમાં ભેદ નથી. આ બધું સ્થાવર જંગમ જગત ગાયત્રી કેવી રીતે? તો કહે છે કે ગાયત્રી એ વાણીરૂપ છે! અને આખાની ભાષામાં કહીએ તો આ બધો બાવન અક્ષરનો વિસ્તાર માત્ર છે! ગાયત્રી શબ્દની વ્યુત્પત્તિ આપતાં આ જ વાતને ઋષિ કહે છે કે, વાણી આ બધાં ભૂતને તે તે નામે ગાય છે! અને વાણી જ સૌનું ભયમાંથી રક્ષણ કરે છે! આમ ગાન અને રક્ષણની દૃષ્ટિએ આ બધું ગાયત્રી જ છે! આમ ગાયત્રી જ આ બધું છે એવું સર્વસ્પર્શી વિધાન કરી ઋષિ કહે છે કે આ પૃથ્વી એ ગાયત્રી છે! કેમકે પૃથ્વી જેમ ભૂતમાત્રની પ્રતિષ્ઠા છે તેમ ગાયત્રી વાણીમાત્રની પ્રતિષ્ઠા છે! વળી પૃથ્વી અને પ્રાણીનાં શરીરો એક છે કેમકે શરીરો માટીનાં જ પૂતળાં છે! માટે ગાયત્રી જ શરીર છે! એ જ રીતે શરીરમાં રહેલા પ્રાણો પણ ગાયત્રી જ છે! તે ઉપરાંત શરીરમાં રહેલું હૃદય એ પણ ગાયત્રી છે! કેમકે હૃદયમાં પ્રાણો પ્રતિષ્ઠિત છે! આમ

या वै सा गायत्रीयं वाव सा येयं पृथिवी अस्यां हि इदं सर्वं भूतं प्रतिष्ठितं एतां एव नातिशीयते ॥ २ ॥

જે ગાયત્રી છે, તે જ આ જે આ પૃથ્વી છે. કેમકે આ પૃથ્વી ઉપર જ આ બધું ભૂત પ્રતિષ્ઠિત છે. એને કોઈપણ ભૂત ઓળંગી શકતું નથી. ॥ ૨ ॥

या वै सा पृथिवीयं वाव सा यत् इदं अस्मिन् पुरुषे शरीरं अस्मिन् हि इमे प्राणाः प्रतिष्ठिता एतद् एव नातिशीयन्ते ॥ ३ ॥

જે નિશ્ચય આ પૃથ્વી છે તે આ પૃથ્વી જ છે જે આ પુરૂષમાં શરીર છે. કેમકે આ શરીરમાં આ પ્રાણો છે. કેમકે એ પ્રાણો શરીરને નથી ઓળંગી શકતા. ॥ ૩ ॥

यद् वै तत् पुरुषे शरीरं इदं वाव तत् यद् इदं अस्मिन् अन्तःपुरुषे हृदयं अस्मिन् हि इमे प्राणाः प्रतिष्ठिता एतद् एव नातिशीयन्ते ॥ ४ ॥

જે આ પુરૂષમાં શરીર છે તે આ જ છે-જે આ પુરૂષની અંદર હૃદય છે. કેમકે એ હૃદયમાં પ્રાણો પ્રતિષ્ઠિત છે. એ હૃદયને પ્રાણો ઓળંગી શકતા નથી. ॥ ૪ ॥

सा एषा चतुष्पदा षड्विधा गायत्री तद् एतद् ऋचाभ्यनूक्तम् ॥५॥

તે આ ચાર પાદવાળી અને વાણી, ભૂત, પૃથ્વી, શરીર, પ્રાણ અને હૃદયરૂપી છ પ્રકારવાળી ગાયત્રી છે તે બાબતમાં આ ઋગ્મંત્ર પ્રમાણ તરીકે કહેવામાં આવ્યો છે. ॥૫॥

तावानस्य महिमा ततो ज्यायान् च पूरुषः ॥ पादोऽस्य सर्वा भूतानि त्रिपाद् अस्य अमृतं दिवि इति ॥ ६ ॥

તેટલો આનો મહિમા છે. તેથી પણ અદકો આ પુરૂષ છે. એ પુરૂષનો એક પાદ તે સમસ્ત ભૂતો છે. એના ત્રણ અમૃત પાદો તો દ્યૌમાં છે. ॥ ૬ ॥

यद् वै तद् ब्रह्म इति इदं वाव तद् यः अयं बहिर्धा पुरुषाद् आकाशः यो वै स बहिर्धा पुरुषाद् आकाशः ॥ ७ ॥

જે નિશ્ચય તે બ્રહ્મ છે એમ કહે છે તે નિશ્ચય આ છે જે આ પુરૂષથી બહાર આકાશ છે જે તે નિશ્ચય પુરૂષથી બહાર આકાશ છે. ॥ ૭ ॥

अयं वाव स यः अयं अन्तः पुरुष आकाशः यो वै सः अन्तः पुरुष आकाशः ॥ ८ ॥

આ નિશ્ચય તે બ્રહ્મ છે જે આ પુરુષમાં અંદર આકાશ છે. જે નિશ્ચય આ પુરુષમાં અંદર આકાશ છે. ॥ ૮ ॥

**अथ याव स यः अन्तर्हृदय आकाशः तद् एतत् पूर्णमप्रवर्ति पूर्णमप्रवर्तिनीं श्रियं लभते य एवं वेद ॥ ९ ॥**

તે આ નિશ્ચય જે અંદર હૃદયમાં આકાશ છે તે આ પૂર્ણ અને કૂટસ્થ છે. અવિનાશી છે. જે કોઈ તે અંદર હૃદયમાં રહેલા આકાશને જાણે છે તે પૂર્ણ અને અવિનાશી વિભૂતિને પામે છે. ॥ ૯ ॥

ઉપાસનાથી માણસનું હૃદય ચોક્ખું થાય છે. ચોક્ખું થયેલું હૃદય દર્શન માટે લાયક બને છે. અને લાયક બનેલું હૃદય જ્યારે ઈશ્વરનું દર્શન કરે છે ત્યારે માનવજન્મ સફળ થાય છે. આથી ઉપાસના એ બ્રહ્મપ્રાપ્તિ એટલે કે ઈશ્વર દર્શનમાં દ્વારરૂપ છે. ઉપાસનામાં પણ અધિકારભેદે તારતમ્ય હોય છે! અત્યાર સુધી અનેક પ્રકારની ઉપાસના બતાવી. હવેના ખંડમાં ગાયત્રીની ઉપાસના ઋષિ બતાવે છે. વૈદિક સાહિત્યમાં ગાયત્રી વગેરે સાત છંદો છે. તે બધામાંય ગાયત્રી છંદ સરલ, સુગેય, મધુર અને લલિત છે! વળી એ સૌમાં ટૂંકો છે. તે ઉપરાંત ગાયત્રી મંત્ર તરીકે ભારતીય જીવનના દૈનિક કાર્યમાં મંત્રશ્રેષ્ઠ તરીકે પ્રસિદ્ધિ પામેલો મંત્ર પણ એ જ છંદમાં છે. વળી ગાયત્રીમંત્રે કરોડો આત્માને આ જ સુધી અજવાળ્યા છે. અને લાખોને માટે એ કામધેનુ નીવડ્યો છે એવો અનુભવ છે! આથી ગાયત્રી છંદની જ બ્રહ્મભાવે ઉપાસના આ ખંડમાં ઋષિ બતાવે છે! ઋષિ કહે છે જે કાંઈ સ્થાવર જંગમ જગતમાં છે તે બધું આ ગાયત્રી જ છે! ગાયત્રી અને આ દૃશ્યમાન જગતમાં ભેદ નથી. આ બધું સ્થાવર જંગમ જગત ગાયત્રી કેવી રીતે? તો કહે છે કે ગાયત્રી એ વાણીરૂપ છે! અને અત્યારની ભાષામાં કહીએ તો આ બધો બાવન અક્ષરનો વિસ્તાર માત્ર છે! ગાયત્રી શબ્દની વ્યુત્પત્તિ આપતાં આ જ વાતને ઋષિ કહે છે કે, વાણી આ બધાં ભૂતને તે તે નામે ગાય છે! અને વાણી જ સૌનું ભયમાંથી રક્ષણ કરે છે! આમ ગાન અને રક્ષણની દૃષ્ટિએ આ બધું ગાયત્રી જ છે! આમ ગાયત્રી જ આ બધું છે એવું સર્વસ્પર્શી વિધાન કરી ઋષિ કહે છે કે આ પૃથ્વી એ ગાયત્રી છે! કેમકે પૃથ્વી જેમ ભૂતમાત્રની પ્રતિષ્ઠા છે તેમ ગાયત્રી વાણીમાત્રની પ્રતિષ્ઠા છે! વળી પૃથ્વી અને પ્રાણીનાં શરીરો એક છે કેમકે શરીરો માટીનાં જ પૂતળાં છે! માટે ગાયત્રી જ શરીર છે! એ જ રીતે શરીરમાં રહેલા પ્રાણો પણ ગાયત્રી જ છે! તે ઉપરાંત શરીરમાં રહેલું હૃદય એ પણ ગાયત્રી છે! કેમકે હૃદયમાં પ્રાણો પ્રતિષ્ઠિત છે! આમ

ચાર મંત્રમાં કહેલા ચાર પાદવાળી અને વાણી, ભૂત, પૃથ્વી, શરીર પ્રાણ અને હૃદયરૂપી ૭ પ્રકારોવાળી ગાયત્રી છે. અર્થાત્ આ બધું ગાયત્રી સ્વરૂપ છે! અને ગાયત્રીના જ આવિર્ભાવરૂપ આ સ્થાવર જંગમ જગત પેલા પરમપુરુષનો મહિમા છે! એ મહિમા એનો પૂર્ણ મહિમા નથી! એ તો ફક્ત એનો એક પાદ માત્ર-અંશ માત્ર છે! એ પરમ પુરુષ પરમાત્માનો આથી અનન્તગણો મહિમા તો દ્યૌમાં-પ્રકાશ સ્વરૂપ નિજરૂપમાં રહેલો છે! માટે ગાયત્રી એ પરમ પુરુષના એક પાદરૂપી આ સ્થાવરજંગમ જગતરૂપી હોઇને ગાયત્રી પરમાત્મા છે! આ પરમાત્મા અંતર્બહિર્નિરંતર સર્વત્ર આકાશની પેરે અસંગ અને વ્યાપ્ત અને સર્વાધાર છે! બસ. અંતરમાં રહેલું ચિદાકાશ છે તે પૂર્ણ છે! અને કૂટસ્થ છે! જે કોઈ આ ગાયત્રી દ્વારા અંદર રહેલાં તે ચિદાકાશને પૂર્ણ=ઊનતા રહિત અને કૂટસ્થ જાણે છે તે પૂર્ણ અને અવિનાશી વિભૂતિને પામે છે! આ છે ફળ! ૧-૯.

॥ इति द्वादशः खण्डः ॥

---

## ॥ अथ त्रयोदशः खण्डः ॥

**तस्य ह वा एतस्य हृदयस्य पञ्च देवसुषयः स योऽस्य प्राङ् सुषिः स प्राणः तत् चक्षुः स आदित्यः तद् एतत् तेजः अन्नाद्यम् इति उपासीत तेजस्वी अन्नादः भवति य एवं वेद ॥ १॥**

નિશ્ચય તે આ હૃદયનાં પાંચ દેવચ્છિદ્રો છે. આ હૃદયનું જે પૂર્વચ્છિદ્ર છે તે પ્રાણ છે. તે ચક્ષુ તે આદિત્ય છે. તે આ પ્રાણરૂપી છિદ્રને તેજ તરીકે અને અન્નાદ્ય તરીકે ઉપાસે. જે આમ ઉપાસ છે તે તેજસ્વી અને અન્નાદી થાય છે. ॥ ૧ ॥

**अथ यः अस्य दक्षिणः सुषिः स व्यानः तत् श्रोत्रं स चन्द्रमाः तद् एतत् श्रीश्च यशश्च इति उपासीत श्रीमान् यशस्वी भवति यः एवं वेद ॥ २ ॥**

હવે જે આનું દક્ષિણી છિદ્ર છે તે વ્યાન છે. તે શ્રોત્ર છે. તે ચન્દ્રમા છે. તે આ વ્યાનને શ્રી અને યશ તરીકે ઉપાસે. જે આમ ઉપાસે છે તે શ્રીમાન્ અને યશસ્વી થાય છે. ॥ ૨ ॥

**अथ यः अस्य प्रत्यङ्सुषिः सः अपानः सा वाक् सः अग्निः तद् एतद् ब्रह्मवर्चसम् अन्नाद्यम् इति उपासीत ब्रह्मवर्चस्वी अन्नादो भवति य एवं वेद ॥ ३ ॥**

હવે જે આ હૃદયનું પશ્ચિમી છિદ્ર છે તે અપાન છે. તે વાક્ છે. તે અગ્નિ છે. તે આ અપાનને બ્રહ્મવર્ચસ અને અન્નાદ તરીકે ઉપાસે. જે આમ ઉપાસે છે તે બ્રહ્મવર્ચસ્વી અને અન્નાદી થાય છે. ॥ ૩ ॥

अथ यः अस्य उदङ् सुषिः स समानः तत् मनः स पर्जन्यः तत् एतत् कीर्तिश्च व्युष्टिश्च इति उपासीत कीर्तिमान् व्युष्टिमान् भवति य एवं वेद ॥ ४ ॥

હવે જે આનું ઉત્તર છિદ્ર છે તે સમાન છે. તે મન છે. તે પર્જન્ય છે. તે આ સમાનને કીર્તિ અને વ્યુષ્ટિ તરીકે ઉપાસે. જે આમ ઉપાસે છે તે કીર્તિમાન્ અને વ્યુષ્ટિમાન થાય છે. ॥ ૪ ॥

अथ यः अस्य ऊर्ध्वः सुषिः स उदानः स वायुः स आकाशः तद् एतद् ओजश्च महश्च इति उपासीत ओजस्वी महस्वान् भवति य एवं वेद ॥ ५ ॥

હવે જે આનું ઊર્ધ્વ છિદ્ર છે તે ઉદાન છે. તે વાયુ છે. તે આકાશ છે. તે આ ઉદાનને ઓજ અને મહ તરીકે ઉપાસે. જે આમ ઉપાસે છે તે ઓજસ્વી અને મહસ્વાન્ થાય છે. ॥ ૫ ॥

ते वा एते पञ्च ब्रह्मपुरुषाः स्वर्गस्य लोकस्य द्वारपाः स य एतान् एवं पञ्च ब्रह्मपुरुषान् स्वर्गस्य लोकस्य द्वारपान् वेद अस्य कुले वीरः जायते प्रतिपद्यते स्वर्गं लोकं य एतान् एवं पञ्च ब्रह्मपुरुषान् स्वर्गस्य लोकस्य द्वारपान् वेद ॥ ६ ॥

નિશ્ચય તે આ પાંચ પ્રાણો, બ્રહ્મપુરુષ છે. એ પાંચ સ્વર્ગલોકના દ્વારપાળો છે. તે પુરુષ કે જે આને-આ પ્રમાણે એટલે કે પાંચ બ્રહ્મપુરુષોને-સ્વર્ગલોકના દ્વારપાળ તરીકે જાણે છે, એના કુળમાં વીર ઉપજે છે. જે આને આ મુજબ-પાંચ બ્રહ્મપુરુષ=સ્વર્ગલોકના દ્વારપાળ તરીકે ઉપાસે છે તે સ્વર્ગલોકને પામે છે. ॥ ૬ ॥

अथ यद् अतः परः दिवः ज्योतिः दीप्यते विश्वतः पृष्ठेषु सर्वतः पृष्ठेषु अनुत्तमेषु उत्तमेषु लोकेषु इदं वाव तत् यद् इदं अस्मिन् अन्तः पुरुषे ज्योतिः ॥ ७ ॥

तस्य एषा दृष्टिः यत्र एतद् अस्मिन् शरीरे संस्पर्शेन उष्णिमानं विजानाति तस्य एषा श्रुतिः यत्र एतत् कर्णौ अपिगृह्य निनदम् इव नदथुः इव अग्नेः इव ज्वलत उपशृणोति तद् एतद् दृष्टं च श्रुतं च इति उपासीत चक्षुष्यः श्रुतो भवति य एवं वेद य एवं वेद ॥ ८ ॥

હવે આ જે સ્વર્ગલોકથી પર જ્યોતિ ઝળકે છે, જે વિશ્વના આધારોમાં, ચોમેરના આધારોમાં, અનુત્તમ અને ઉત્તમ લોકોમાં ચમકી રહી છે, તે જ્યોતિ તે નિશ્ચય આ છે-જે આ પુરુષમાં અંદર જ્યોતિ છે. તેની આ દૃષ્ટિ છે-પરીક્ષા છે:-"જ્યારે આ શરીરમાં સંસ્પર્શથી ઉષ્ણતાને જાણે છે," તેની આ શ્રુતિ છે-"જ્યારે આ કાનોને બંધ કરીને રથના ઘોષ જેવો બળદના ઘોષ જેવો, પ્રજ્વલિત અગ્નિના જેવો શબ્દ સાંભળે છે." તે આને દૃષ્ટ અને શ્રુત તરીકે ઉપાસે. જે આમ જાણે છે-તે ચક્ષુષ્ય અને શ્રુત થાય છે. ॥ ૭-૮ ॥

ગાયત્રી બ્રહ્મદર્શનમાં સહાયક હોવાથી, તેની ઉપાસના આગલા ખંડમાં કરી. બ્રહ્મદર્શનમાં આ ક્રમ અનુભવથી સમર્થિત થાય છે. પહેલાં સપરિવાર પ્રકૃતિનું યથાર્થ દર્શન; ત્યારે પ્રકૃતિના ત્યાગપૂર્વક પ્રકૃતિથી પર, અને પ્રાણીમાત્રના હૃદયમાં રહેલા જીવાત્માનું યથાર્થ દર્શન. અને ત્યાર બાદ જીવાત્માના પણ અંતર્યામિ પરમાત્માનું યથાર્થ જ્ઞાન. જેણે સપરિવાર પ્રકૃતિનું ત્યાગાન્ત જ્ઞાન નથી મેળવ્યું, જેણે જીવાત્માના સ્વરૂપનો બોધ નથી મેળવ્યો, તેને સૂક્ષ્મતમ પરમાત્માનો બોધ કદી થઈ શકતો નથી! આથી પરમાત્માની સાક્ષાત્ ઉપાસના શરુ કરે તે પહેલાં હવેના ખંડમાં જીવાત્માની ઉપાસના ઋષિ કહે છે! આ ખંડ જ્ઞાનદૃષ્ટિએ મહત્વનો છે!

હૃદય જીવાત્મા અને પરમાત્માનું નિવાસસ્થાન છે. એ હૃદયમંદિરનાં પાંચ દેવચ્છિદ્રો છે એટલે કે પાંચ એના દરવાજા છે. એ પાંચ દરવાજા એટલે પાંચ જ્ઞાનેન્દ્રિયો! દેવ શબ્દનો અર્થ અહીં ઇન્દ્રિયો થાય છે! તો જેમ રાજમહેલના પાંચ દ્વાર હોય અને પાંચ દ્વારો ઉપર દ્વારપાલ હોય અને તે અંદર રહેલા રાજાને રક્ષે છે-તેની આજ્ઞા ઉઠાવે છે-બહારની વસ્તુઓ અંદર આણી તેની સેવા ઉઠાવે છે તેમ આ પાંચ ઇન્દ્રિયોરૂપી હૃદયમંદિરના પાંચ દરવાજા છે. તે ઇન્દ્રિયોની શુભાશુભ શક્તિરૂપી પાંચ એના દ્વારપાલ છે. એ દ્વારપાલો હૃદયમંદિરમાં વિરાજતા જીવાત્માને રક્ષે છે. તેની આજ્ઞા ઉઠાવે છે. તેની સેવામાં સમસ્ત સંસારને ધરે છે! તે પાંચ પૈકી પૂર્વનું જે દ્વાર છે તે પ્રાણ છે! તે પ્રાણ જ ચક્ષુ છે. આમ અંદરની દુનિયામાં પ્રાણ અને ચક્ષુ છે, તેમ બહારની દુનિયામાં તેજ પ્રાણ સૂર્ય છે-આદિત્ય છે! પ્રાણ, ચક્ષુ અને આદિત્ય પરસ્પર ઉપકારક છે. એમની પરસ્પર ઉપકારકતાને લઇને દર્શન શક્ય બને છે! આ પ્રાણરૂપી છિદ્રને તેજ તરીકે ઉપાસે એવું વિધાન કરે છે. અને તેનું ફળ પણ સાથે બતાવે છે. આ જ રીતે બીજા મંત્રમાં વ્યાન, શ્રોત્ર અને ચંદ્રમાનું એકત્વ બનાવી, તેની ઉપાસના વિહિત કરી તેનું ફળ દર્શાવે છે. અને તેમજ અપાન, વાક્ અને અગ્નિ; સમાન, મન અને પર્જન્ય; તથા ઉદાન વાયુ અને આકાશની એકતા બતાવી તે તે ઉપાસનાનું ફળ પ્રદર્શિત કરે

છે! આખાય ખંડમાં બાહ્ય અને આંતર જગતનું ઐક્ય બતાવી વ્યષ્ટિ સમષ્ટિની એકતા ઋષિ સાધે છે! ત્યાર બાદ આ પાંચે ઇન્દ્રિયોને-પ્રાણોને બ્રહ્મ પુરુષ તરીકે ઋષિ ઓળખાવે છે! એ પાંચે સ્વર્ગલોકનાં એટલે આંતર અલૌકિક જ્યોતિના દ્વારપાલો છે એમ બતાવી જે કોઈ આ પાંચ ઇન્દ્રિયોને વિવેક દ્વારા વશ લાવી વર્તે છે તેને ત્યાં વીર પ્રજા ઉપજે છે એવું ફળ બતાવી, અને તે આધ્યાત્મિક જ્યોતિને જીવાત્મા અને પરમાત્માના દર્શનને પણ પામે છે એમ કહે છે. આમ હૃદય સુધી પહોંચવાની કળા બતાવી એટલે કે યોગ દ્વારા-ઉપાસના દ્વારા જેણે ઇન્દ્રિયોને ખાળી છે તે હૃદયમાં પહોંચે છે એમ બતાવ્યું. હવે હૃદયમાં ઉતરેલો ઉપાસક ત્યાં શું જુવે છે તે બતાવે છે કે આ સ્વર્ગલોકથી પર જે જ્યોતિ ઝળકે છે તે જ્યોતિ તે આ શરીરમાં રહેલી 'અંતર-આત્માની જ્યોતિ છે! સ્વર્ગલોક એટલે હૃદયનો પ્રદેશ. એ હૃદયના પ્રદેશમાં જે આત્માની જ્યોતિ ઝળકે છે તે જ આત્મા છે. અર્થાત્ ઇન્દ્રિયોની સ્થિર ધારણા પછી જીવાત્માના સાક્ષાત્કારની લાયકાત મળે છે. અને એ જીવાત્મા શરીરની અંદર છેક હૃદય પ્રદેશને પણ વટાવીને રહેલો છે. એ સૂક્ષ્મ જીવાત્માની જ્યોતિનો સાધકને અનુભવ થાય છે! આ જીવાત્માની જ્યોતિ સ્થાવર જંગમ, ઉત્તમ અધમ સર્વ દેહોમાં સૂક્ષ્મપણે પ્રવર્તી રહી છે. અને એ જ વાત ઋષિ "જે આ વિશ્વના આધારોમાં ચોમેરના આધારોમાં" વગેરે શબ્દથી કહેવા માગે છે! આ જીવાત્મા અત્યંત બારીક હોઈને પકડાતો નથી! અર્થાત્ એ પ્રત્યક્ષ જણાતો નથી! આથી એ છે એની કસોટી શી? તો ઋષિ કહે છે કે માણસના શરીરનો સ્પર્શ કરતાં જે ગરમાશ લાગે છે તે ગરમાશ તે આ જીવાત્માની અસ્તિમાં પ્રમાણ છે. આથી તો જેવું શરીર ઠંડુ પડી જાય છે તે નિર્જીવ ગણાય છે! તે જ મુજબ આપણા બન્ને કાનો બંધ કરીએ ત્યારે જે અવાજ અંદર સંભળાય છે તે અવાજ રથના બળદના કે પ્રજ્વલિત અગ્નિના ઘોષ જેવો સમજાય છે એ અવાજ તે જીવાત્માની અસ્તિમાં પ્રમાણરૂપ છે. એ અવાજ સંભળાતો બંધ થાય ત્યારે જીવનની અવધિ આવી રહેલી ગણાય છે! આમ આત્માની અસ્તિમાં આ બે સ્વાનુભવગમ્ય કસોટી છે! તે આ આત્માને દૃષ્ટ અને શ્રુત તરીકે ઉપાસે! અર્થાત્ એ દ્રષ્ટવ્ય છે અને શ્રોતવ્ય છે એટલે કે એને સાક્ષાત્ ચિત્તની એકાગ્રતા દ્વારા સમાધિભૂમિકાએ અનુભવવો જોઈએ. એને સાંભળવો જોઈએ. આત્માના દર્શન અને શ્રવણ સિવાય ક્યાંયે શાતા નથી-એમ સૌ સમજે. જે માણસ આ રીતે આત્માને જુવે છે, સ્વરૂપે અનુભવે છે અને જે આના અવાજને સાંભળે છે અને તે અવાજ મુજબ વર્તે છે તે પોતે તેના ફળ રૂપે જોવા યોગ્ય અને કીર્તિમાન થાય છે! ૧-૭

॥ इति त्रयोदशः खण्डः ॥

## ॥ अथ चतुर्दशः खण्डः ॥

सर्वं खलु इदं ब्रह्म तज्जलान् इति शान्त उपासीत। अथ खलु क्रतुमयः पुरुषः यथा क्रतुः अस्मिन् लोके पुरुषः भवति तथा इतः प्रेत्य भवति स क्रतुं कुर्वीत ॥ १ ॥

આ બધું નિશ્ચય બ્રહ્મ છે કેમકે આ બધું તે બ્રહ્મમાંથી જન્મેલું તેમાં લય પામનારું અને તેમાં જીવનવાળું છે. આથી શાન્ત થઈ સર્વરૂપ બ્રહ્મની ઉપાસના કરે. સંકલ્પરૂપ નિશ્ચય મનુષ્ય છે. જેવા સંકલ્પવાળો મનુષ્ય આ લોકમાં થાય છે, તેવો અહીંથી મરીને થાય છે. હવે-ઉપાસના કાળે-તે આ સંકલ્પ કરે ॥ ૧ ॥

मनोमयः प्राणशरीरः भारूपः सत्यसंकल्पः आकाशात्मा सर्वकर्मा सर्वकामः सर्वगन्धः सर्वरसः सर्वं इदमभ्यात्तोऽवाक्य नादरः ॥ २ ॥

તે બ્રહ્મ મનોમય=મનનું મન છે, પ્રાણ શરીર=પ્રાણનો પ્રાણ છે, પ્રકાશ સ્વરૂપ છે, સત્ય સંકલ્પ છે, આકાશ જેવાં વ્યાપક સ્વરૂપનો છે, આવાં જગદ્રૂપી કર્મવાળો છે, સર્વ પદાર્થોવાળો છે, સર્વ ગન્ધો અને સર્વ રસોવાળો છે. આ સમસ્તને એણે ચોમેરથી પકડેલું છે. તે અવાકી-વાણીનો અવિષય છે. તે અનાદર-કોઈપણ પદાર્થમાં 'મારે અમુક હો' એવી સ્પૃહા-આદરવાળો નથી એટલે કે બેપરવાહ છે. ॥ ૨ ॥

एष म आत्मा अन्तर्हृदये अणीयान् व्रीहेर्वा यवाद्वा सर्षपाद्वा श्यामाकाद्वा श्यामाकतण्डुलाद्वा। एष म आत्मा अन्तर्हृदये ज्यायान् पृथिव्या ज्यायान् अन्तरिक्षात् ज्यायान् दिवः ज्यायान् एभ्यः लोकेभ्यः ॥ ३ ॥

એ મારો આત્મા છે. અંદર હૃદયમાં છે. તે નિશ્ચય વ્રીહિ-યવ-સરસવ-સામો કે સામાના ચોખાથી, નિશ્ચય ખુબજ નાનો છે. એ મારો આત્મા છે. એ અંદર છે. એ પૃથ્વીલોકથી, અન્તરિક્ષલોકથી, દ્યુલોકથી, ઘણો મોટો છે એ ત્રણે લોકોથી એ ઘણો મોટો છે. ॥ ૩ ॥

सर्वकर्मा सर्वकामः सर्वगन्धः सर्वरसः सर्वमिदमभ्यात्तोऽवाक्य नादर एष म आत्मा अन्तर्हृदये। एतद् ब्रह्म एतम् इतः प्रेत्य अभिसंभविता अस्मि इति यस्य स्याद् अद्धा न विचिकित्सा अस्ति इति ह स्माह शाण्डिल्यः शाण्डिल्यः ॥ ४ ॥

સમસ્ત જગત જેનું કર્મ છે, જે સૌ પદાર્થોવાળો છે, જે સર્વ ગંધોવાળો છે, જે સૌ રસવાળો છે, જે આ બધાને ચોમેરથી પકડી રહેલ છે, જે વાણીનો વિષય નથી, જેને કોઈપણ પદાર્થમાં પ્રાપ્ય બુદ્ધિ નથી, એ મારો આત્મા છે. અંદર હૃદયમાં છે. એ બ્રહ્મ છે. હું અહીંથી મરીને એને પ્રાપ્ત થઈશ; આ જેનો ઠીક ઠીક દૃઢ સંકલ્પ છે, તેની બ્રહ્મપ્રાપ્તિમાં સંશય નથી એમ નિશ્ચય પૂર્વકાલમાં શાંડિલ્યે કહ્યું છે. શાંડિલ્યે કહ્યું છે. ॥ ૪ ॥

આગલા ખંડમાં પાંચ દ્વારપાલોથી સુરક્ષિત હૃદયમંદિરમાં અંદર રહેતા સૂક્ષ્મતર જીવાત્માની ઉપાસના વર્ણવી. જીવાત્માના જ્ઞાન બાદ પરમાત્માનું જ્ઞાન આવે છે. આ જ દર્શનનો ક્રમ છે. આથી ચૌદમા ખંડમાં હવે પરમાત્માની સાક્ષાત્ ઉપાસના શાંડિલ્ય ઋષિ બતાવે છે. શાંડિલ્યનું આ દર્શન હોઈને આ વિદ્યા શાંડિલ્યવિદ્યાને નામે પ્રસિદ્ધ છે! ઋષિ કહે છે કે હે મનુષ્યો! આ બધું નિશ્ચય બ્રહ્મ છે! અર્થાત્ સ્થાવર જંગમ જગત બ્રહ્મ-સ્વરૂપ છે! બ્રહ્મથી જુદું નથી! વસ્તુમાત્ર પરમાત્માની પરમ સૂક્ષ્મ સત્તાથી ભરપૂર છે! પરમાત્મા જ બધાં જગદ્રૂપે કેમ છે? કેમકે આ જગત ઉત્પત્તિકાળે તેમાંથી જન્મ્યું છે, સ્થિતિકાળે તેમાં જ જીવે છે, લયકાળે તેમાં જ લીન થાય છે. જેમાંથી ઉત્પત્તિ, જેમાં સ્થિતિ અને જેમાં લય તે જ પરમ કારણ છે! અને કારણ જ કાર્યરૂપે પ્રતીત થાય છે એવો નિયમ છે. આથી સર્વરૂપ પરમાત્મા જ છે એવો પવિત્ર નિશ્ચય કરવો ઘટે! જ્યાં બધું જ—ઉપાસક પોતે પણ—પરમ આત્મસ્વરૂપ હોય ત્યાં રાગદ્વેષને માટે અવકાશ નથી! કેમકે રાગદ્વેષાદિ—આપણાથી કોઈ સ્વરૂપે ભિન્ન હોય તેના ઉપર સંભવે! જ્યાં કોઈ પરાયું જ નથી ત્યાં રાગદ્વેષ ક્યાં હોય? આથી ઉપાસક શાન્ત —રાગદ્વેષ હીન થઈ સર્વરૂપ બ્રહ્મની ઉપાસના કરે. અર્થાત્ પ્રશાન્ત હૃદયે સર્વત્ર ઈશ્વર છે એવું હૃદયની વસ્તુમાત્ર પ્રત્યે સ્થિતિ કરે! આમ કરવાનું કારણ એ છે કે મનુષ્ય ક્રતુમય=સંકલ્પમય છે! માણસના સંકલ્પમાં ચિન્તામણિના ગુણો છે—પારસમણિના ગુણો છે! કલ્પલતાના ગુણો છે!—આથી જેનો જીવનકાળે જેવો સંકલ્પ તેવી જ તેની મર્યા પછી પણ ગતિ થાય છે એ નિયમ છે! અર્થાત્ મનુષ્યનું સંકલ્પબળ તેના ભાવિ અને વર્તમાન જીવનનું નિયામક બળ છે! આથી જેણે જેવા થવું હોય તેવા સંકલ્પમાં તેણે સમાધિ કેળવવી રહી! અને મનુષ્ય વિવેકી પ્રાણી હોઈને તેને માટે આ બધું આત્મરૂપ છે—એ જાતનો જ સંકલ્પ કરવો શોભે! આથી ઋષિ તેને ઉપાસનાકાળે કેવા સ્વરૂપ માટે સંકલ્પ સેવવો ઘટે તે બતાવતાં કહે છે કે તે પરમાત્મા—મનનું મન છે, પ્રાણનો પ્રાણ છે, પ્રકાશ સ્વરૂપ છે, સત્ય સંકલ્પ છે, આકાશ જેવા વ્યાપક સ્વરૂપનો છે, આખાં જગતરૂપી કર્મવાળો છે, સર્વ પદાર્થોવાળો છે, વગેરે. અર્થાત્ પરમાત્માની શક્તિથી મન મન.

છે, પ્રાણ પ્રાણ છે. પરમાત્મા ચૈતન્ય પ્રકાશરૂપ છે. એનો સંકલ્પ કદી મિથ્યા હોતો નથી. એ આકાશની માફક સર્વવ્યાપી છે. સૂક્ષ્મતમ છે. અસંગ છે. આ જગત એ એનું કર્મ છે! બીજા કોનું હોઈ શકે? કોણ સાગર ખોદી શકે? નદી વહેવરાવી શકે? સૂર્યચન્દ્ર નક્ષત્રગણને સળગાવી શકે? સમસ્ત બ્રહ્માંડને પ્રતિક્ષણ ભમાવી શકે? એને, સર્વવ્યાપી હોઇને, પદાર્થમાત્ર સદા પ્રાપ્ત છે! એટલે કે એ નિરીહ છે! એનામાં સર્વ ગન્ધ રસ રહ્યાં છે! એનામાં જે ન હોય તે જગતમાં ક્યાંથી આવે? આ આખાં જગતને એણે ચોમેરથી પકડી રાખ્યું છે. અને આથી તો એ વેરણછેરણ થઈ જતું નથી. બાકી જગતનાં પાણી અગ્નિ વગેરે તત્ત્વો પરસ્પર વિરોધી ગુણ કર્મવાળાં હોઇને ક્ષણભર પણ જગત ટકી શકે એમ નથી! આ પરમાત્મા વાણીનો વિષય નથી એટલે કે વાણી દ્વારા એનું યથાર્થ વર્ણન થઈ શકતું નથી! વળી તે પરમાત્મા સર્વજ્ઞ હોઈને અનાદર એટલે કે પરમ નિઃસ્પૃહ છે! કેમકે જ્યાં પૂર્ણ જ્ઞાન છે ત્યાં પૂર્ણ નિઃસ્પૃહતા છે! પરમાત્મા પરમ-નિઃસ્પૃહી છે! આવા મહાયોગ–સામર્થ્યવાળા પરમાત્મા, એ જ મારો આત્મા છે! અર્થાત્ હું ઉપાસક અને તે ઉપાસ્ય એ બેમાં તફાવત નથી! હું પોતે પરમાત્મા છું. આથી મારે પરમાત્માનું–વર્તનમાં અનુકરણ કરવું ઘટે! અલ્પાત્માનું જીવનકાળે નહીં. આ પરમાત્મા મારા હૃદયનાં ઊંડાણમાં છે! આ હૃદયસ્થ પરમાત્મા સૂક્ષ્મમાં સૂક્ષ્મ છે! અને મહાનમાં મહાન છે! સમસ્ત બ્રહ્માંડ જેના રોમકૂપમાં સળવળે છે તે પરમાત્માની મહત્તાની વાત શી? વળી આ જ વાતનું પુનરાવર્તન ઋષિ ચોથી ઋચામાં કરે છે! અને અંતે કહે છે "હું બ્રહ્મ છું. આ દેહ છોડ્યા બાદ હું મારા સ્વરૂપભૂત પરમાત્મામાં લીન થનાર છું." આ જાતનો દૃઢ સંકલ્પ કરે. જેનો આવો સંકલ્પ છે તેને તે સંકલ્પાનુસાર જીવતાંજીવત જરૂર બ્રહ્મપ્રાપ્તિ થાય છે. અને જીવન્મુક્તિ જે અનુભવે તેને વિદેહમુક્તિ માટે સંશય નથી રહેતો. આ શાંડિલ્યવિદ્યાનું રહસ્ય. ॥ ૧ થી ૪ ॥

॥ इति चतुर्दशः खण्डः ॥

---

## ॥ अथ पञ्चदशः खण्डः ॥

अन्तरिक्षोदरः कोशो भूमिर्बुध्नो न जीर्यति दिशो ह्यस्य स्रक्तयो द्यौरस्योत्तरं बिलं स एष कोशो वसुधानस्तस्मिन् विश्वमिदं श्रितम् ॥ १ ॥

અન્તરિક્ષરૂપી ઉદર અને ભૂમિરૂપી મૂળવાળો આ સંસાર કોશ અનન્તકાળ સુધી નાશ પામતો નથી. દિશાઓ આ કોશના ખૂણાઓ છે. દ્યૌ એનું ઉત્તર છિદ્ર છે. આ કોશ વસુધાન છે કેમકે તેમાં આખું વિશ્વ રહેલું છે. ॥ ૧ ॥

तस्य प्राची दिग्जुहूर्नाम सहमाना दक्षिणा राज्ञी नाम प्रतीची सुभूता नामोदीची तासां वायुर्वत्सः स य एतमेवं वायुं दिशां वत्सं वेद न पुत्ररोदं रोदिति सोऽहमेतमेवं वायुं दिशां वत्सं वेद मा पुत्ररोदं रुदम् ॥ २ ॥

એ કોશની પૂર્વ દિશાનું નામ જુહુ છે. દક્ષિણ દિશાનું નામ સહમાના છે. પશ્ચિમ દિશાનું નામ રાજ્ઞી છે. ઉત્તર દિશાનું નામ સુભૂતા છે. તે દિશાઓના વાયુ એ વત્સ છે. તે પુરુષ કે જે આ વાયુને દિશાઓના પુત્ર તરીકે આમ જાણે છે તે પુત્ર માટે રુદન કરતો નથી. તે હું ઉપાસક પણ આ વાયુને આ રીતે દિશાઓના વત્સ તરીકે જાણું છું માટે હું પણ પુત્ર માટે ન રોઉં. ॥ ૨ ॥

अरिष्टं कोशं प्रपद्येऽमुनाऽमुनाऽमुना प्राणं प्रपद्येऽमुनाऽमुनाऽमुना भूः प्रपद्येऽमुनाऽमुनाऽमुना भुवः प्रपद्येऽमुनाऽमुनाऽमुना स्वः प्रपद्येऽमुनाऽमुनाऽमुना ॥ ३ ॥

હું આ-આ-આ પુત્રના દીર્ઘાયુ માટે અવિનાશી કોશને, પ્રાણને, ભૂઃ ને, ભુવઃ ને અને સ્વઃ ને શરણે જાઉં છું. ॥ ૩ ॥

स यदवोचं प्राणं प्रपद्ये इति प्राणो वा इदं सर्वं भूतं यदिदं किंच तमेव तत्प्रापत्सि ॥ ४ ॥

તે જે આમ બોલ્યો કે હું પ્રાણને શરણે જાઉં છું-તેનો આ અર્થ છે-કે પ્રાણ જ આ બધું જે કાંઈ છે તે નિશ્ચય છે. તેથી તેના વડે હું તેને જ શરણે થયો છું. ॥૪॥

अथ यदवोचं भूः प्रपद्य इति पृथिवीं प्रपद्येऽन्तरिक्षं प्रपद्ये दिवं प्रपद्ये इत्येव तदवोचम् ॥ ५ ॥

હવે તે જે એમ બોલ્યો કે હું ભૂઃ ને શરણે થયો છું-એનો આ અર્થ છે કે હું પૃથિવી, અન્તરિક્ષ અને દ્યૌને શરણે થયો છું. એ જ મેં કહ્યું છે. ॥ ૫ ॥

अथ यदवोचं भुवः प्रपद्य इति अग्निं प्रपद्ये आदित्यं प्रपद्ये वायुं प्रपद्ये आदित्यं प्रपद्ये इत्येव तदवोचम् ॥ ६ ॥

હવે તે જે એમ બોલ્યો કે હું ભુવઃ ને શરણે થયો છું-તેનો એ અર્થ છે કે હું અગ્નિ વાયુ અને આદિત્યને શરણે થયો છું ॥ ६ ॥

**अथ यदवोचं स्वः प्रपद्ये इत्यृग्वेदं प्रपद्ये यजुर्वेदं प्रपद्ये सामवेदं प्रपद्ये इत्येतदवोचं तदवोचं ॥ ७ ॥**

હવે જે એમ બોલ્યો કે હું સ્વઃ ને શરણે થયો છું-તેનો એ અર્થ છે કે હું ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદને શરણે થયો છું. આ જ પ્રમાણે હું બોલ્યો છું. બોલ્યો છું. ॥ ७ ॥

આગલા ખંડમાં શાંડિલ્યવિદ્યાનું નિરૂપણ કર્યું. હવેના-પંદરમા ખંડમાં સંસારનું કોશરૂપે વર્ણન કરે છે. એ સંસારરૂપી કોશમાં દીર્ઘકાળ માટે પુત્રપૌત્રાદિ સહિત કેમ જીવવું તેની ઉપાસના કહે છે! જે મનુષ્ય કુદરત સાથે સંવાદી જીવન ગાળવાનો નિશ્ચય કરે છે તે મનુષ્ય પુત્ર પૌત્રાદિ સંતતિ સહિત દીર્ઘકાળ સુધી જીવે છે! અને આથી જ કુદરતના ખોળામાં અવિકૃત જીવન ગાળવું જોઈએ એવો આ ખંડનો ધ્વનિ છે! વધુ જિજ્ઞાસુ વાક્યાર્થ ઉપરથી આ ખંડને વિસ્તારથી સમજી લેશે. વાક્યાર્થ સ્પષ્ટ છે. ॥ १–७ ॥

॥ इति पञ्चदशः खण्डः ॥

---

## ॥ अथ षोडशः खण्ड ॥

**पुरुषो वाव यज्ञस्तस्य यानि चतुर्विंशतिवर्षाणि तत्प्रातः सवनं चतुर्विंशत्यक्षरा गायत्री गायत्रं प्रातः सवनं तदस्य वसवोऽन्वायत्ताः प्राणा वाव वसव एते हीदं सर्वं वासयन्ति ॥ १ ॥**

પુરુષ નિશ્ચય ઓમયજ્ઞરૂપ છે. તે પુરુષનાં પહેલાં જે ચોવીસ વર્ષો છે તે યજ્ઞનું પ્રાતઃસવન છે. કેમકે ચોવીસ અક્ષરવાળી ગાયત્રી છે અને ગાયત્રીને લગતું પ્રાતઃસવન હોય છે. તે આ પુરુષ યજ્ઞના આ પ્રાતઃસવનમાં વસુઓ ઓતપ્રોત છે. કેમકે પ્રાણો નિશ્ચય વસુઓ છે. તે પ્રાણો જ નિશ્ચય આ સમસ્તને વાસ કરાવે છે. ॥ १ ॥

**तं चेदेतस्मिन् वयसि किंचिदुपतपेत् स ब्रूयात् प्राणाः वसवः इदं मे प्रातः सवनं माध्यन्दिनं सवनं अनुसन्तनुतेति माहं प्राणानां वसूनां मध्ये यज्ञो विलोप्सीयेत्युद्धैव तत एत्यगदो ह भवति ॥२॥**

તે પુરુષને જો કોઈ આ કાળ દરમ્યાન સતાવે તો તે આ મન્ત્રનો જપ કરે- "હે પ્રાણરૂપ વસુઓ! આ મારાં પ્રાતઃસવનને માધ્યંદિન સવન સુધી ફેલાવો! રખે હું યજ્ઞ સ્વરૂપ પુરુષ, વચ્ચે જ પ્રાણરૂપ વસુઓથી વિચ્છિન્ન થાઉં!" આ મન્ત્રના જાપથી તે ઉપર થાય છે. નિશ્ચય તે નિરોગી થાય છે. ॥ ૨ ॥

**अथ यानि चतुश्चत्वारिंशद्वर्षाणि तन्माध्यन्दिनं सवनं चतुश्चत्वारिंशदक्षरा त्रिष्टुप् त्रैष्टुभं माध्यन्दिनं सवनं तदस्य रुद्रा अन्वायत्ताः प्राणा वाव रुद्रा एते हि इदं सर्वं रोदयन्ति ॥ ३ ॥**

હવે જે ૪૪ વર્ષો છે તે માધ્યંદિન સવન છે. ૪૪ અક્ષરવાળો ત્રિષ્ટુપ્ છંદ છે. માધ્યન્દિન સવન ત્રિષ્ટુભ્‌ને લગતું છે. તે માધ્યંદિન સવનમાં રુદ્રો ઓતપ્રોત છે. પ્રાણો નિશ્ચય રુદ્રો છે તે પ્રાણો જ સૌને રડાવે છે. ॥ ૩ ॥

**तं चेत् एतस्मिन् वयसि किंचिदुपतपेत् स ब्रूयात् प्राणाः रुद्रा इदं मे माध्यंदिनं सवनं तृतीयसवनं अनुसन्तनुत इति माहं प्राणानां रुद्राणां मध्ये यज्ञो विलोप्सीयेत्युद्धैव तत एत्यगदो ह भवति ॥ ४ ॥**

તેને જો કોઈ તે કાળે સતાવે તો તે આ મન્ત્રને જપે-"હે પ્રાણરૂપ રુદ્રો! આ મારાં માધ્યંદિન સવનને આપ ત્રીજાં સવન સુધી ફેલાવો! યજ્ઞ સ્વરૂપ હું રખે પ્રાણરૂપી રુદ્રોથી વચ્ચે જ વિખૂટો પડતો!" આ જાપથી તે ઉપર થાય છે અને નિરોગી થાય છે. ॥ ૪ ॥

**अथ यान्यष्टाचत्वारिंशद्वर्षाणि तृतीयसवनं अष्टाचत्वारिंशदक्षरा जगती जागतं तृतीयसवनं तदस्यादित्या अन्वायत्ताः प्राणा वाव आदित्याः एते हि इदं सर्वं आददते ॥ ५ ॥**

હવે જે અડતાલીશ વર્ષો છે તે ત્રીજું-સાયં સવન છે. કેમકે ૪૮ અક્ષરવાળો જગતી છંદ છે ત્રીજું સવન જગતી છંદને લગતું છે. તે આ સવનમાં આદિત્યો ઓતપ્રોત છે. પ્રાણો નિશ્ચય આદિત્ય છે. કેમકે આ પ્રાણો જ બધું પકડે છે. ॥ ૫ ॥

**तं चेत् एतस्मिन् वयसि किंचिद् उपतपेत् स ब्रूयात् प्राणाः आदित्याः इदं मे तृतीयसवनं आयुः अनुसंतनुत इति माहं प्राणानां आदित्यानां मध्ये यज्ञो विलोप्सीयेत्युद्धैव तत एत्यगदो हैव भवति ॥ ६ ॥**

તેને જો કોઈ આ વયમાં સતાવે તો આ મન્ત્ર જપે. હે પ્રાણરૂપ આદિત્યો! આ મારું ત્રીજું સવન છે. મારાં આયુષ્યને ફેલાવો. રખે હું યજ્ઞ સ્વરૂપ વચ્ચે જ આદિત્યોરૂપી પ્રાણોથી વિખૂટો પડું. આ જપથી તે ઉપર જાય છે અને નીરોગી થાય છે. ॥ ૬ ॥

एतद्ध स्म वै तद्विद्वानाह महिदास ऐतरेयः स किं म एतदुपतपसि योऽहमनेन न प्रेष्यामि इति, स ह षोडशं वर्षशतं अजीवत्प्र ह षोडशं वर्षशतं जीवति य एवं वेद ॥ ७ ॥

આ નિશ્ચય તે પ્રસિદ્ધ વેદવેત્તા ઈતરાના પુત્ર પાંચનાદ મહિદાસે કહ્યું છે કે, "હે રોગ! તું શા માટે મને આમ સતાવે છે? એનાથી હું મરનાર નથી!" એ મહીદાસ ઐતરેય ૧૧૬ વર્ષો જીવ્યા. જે કોઈ આમ જીવનને યજ્ઞરૂપ જાણે છે તે પણ ૧૧૬ વર્ષો સુધી જીવે છે. ॥ ૭ ॥

આગલા ખંડમાં પુત્ર પૌત્રાદિના દીર્ઘજીવન કેમ થાય તેની ઉપાસના કહી હવે મનુષ્ય પોતે કેવી રીતે દીર્ઘ જીવન પ્રાપ્ત કરી શકે તે બતાવવાનો ઉપક્રમ કરે છે. આ ખંડ આ કાળમાં ખૂબ ઉપયોગી છે. કેમકે આ જમાનો જીવનથી કંટાળેલો છે! જીવન જીવવા જેવી ચીજ છે—એમાં આનંદ છે—નીતરી મઝા છે—એ આપણે ભૂલી ગયાં છીએ. કેમકે જીવનની કળા આપણે ગુમાવી બેઠાં છીએ! અને આથી જ જુવાન માણસ પણ આજે આપઘાતી જીવનચર્યા સેવી રહ્યો છે! ઉપનિષદ્‌ના ઋષિ જીવનને બહુમૂલ્ય ચીજ સમજતા અને રહસ્યમય, હેતુમય, પ્રયોજનપૂર્ણ જીવન જીવવું એ એક મહા આનંદ છે એમ જગતને ઉપદેશતા. તેવો જ અનુભવપૂર્વકનો જ્ઞાન જીવનનો એક પ્રયોગ આ ખંડમાં ઋષિ જગત સમક્ષ ધરે છે. અને જીવન ક્યારે જીવવા જેવું લાગે છે તે બતાવે છે. ઋષિની નજરમાં પુરુષ=માનવજીવન એ એક મહાયજ્ઞ છે. મનુષ્યજીવન યજ્ઞમય થાય તો જીવનની કળા હાથ લાગે! આપણું આધુનિક જીવન યજ્ઞશૂન્ય, પાપમય થયું છે, તેથી દીર્ઘજીવન આપણને અકારું લાગે છે. આ ખંડમાં આવતી શ્રૌત વાતો સાથે આજે આપણને એછી લેવાદેવા છે. પણ જે સનાતન સિદ્ધાન્ત છે તેની જ આપણને જરૂર છે! મનુષ્યના જીવનરૂપી મહાન યજ્ઞમાં જે પહેલા ચોવીસ વર્ષો છે તે યજ્ઞનો પ્રાતઃકાળ છે! અર્થાત્ પહેલાં ચોવીસ વર્ષો એ બ્રહ્મચર્યનો અને બ્રહ્મચર્યપૂર્વકના અભ્યાસનો સમય છે! આ સમયમાં શક્તિનો સંચય અને પૂર્ણ વિકાસ થાય છે! વીર્યરક્ષક જાતિ કદી અવનત થતી નથી! પ્રાણહીન નિસ્તેજ અને કમતાકાત નીવડતી નથી! આપણા સામુદાયિક જીવનયજ્ઞનો આ કાળ—બ્રહ્મચર્યકાળ લગભગ લુપ્ત થઈ ગયો છે! આથી જીવન પાપમય યજ્ઞશૂન્ય થઈ ગયું છે! જેવો પાયો તેવું મકાન! આ બ્રહ્મચર્ય કાળમાં બ્રહ્મચારીને જો કોઈ સતાવે—તેની આ અવસ્થાને, ત્યાગવા માટે, વિઘ્નો નાંખી કોઈ બળજબરી કરે તો તેણે તેનો સમસ્ત પ્રાણથી વિરોધ કરવો ઘટે, એવો ઋષિનો અહીં આદેશ છે! અર્થાત્ વિદ્યાર્થી અવસ્થામાં કોઈ પરણવાની વગેરે અનેક અનુચિત બાધા લાવે

તો તેનો તેણે પોતાના સમસ્ત આત્મબળે વિરોધ કરવો! આમ વિરોધ કરી શક્તિની ઉપાસના તેણે અસંગ રાખવી. એમ કરવાથી તે પ્રાણવાન અને આથી જ નીરોગી થશે! અને જેનો બ્રહ્મચર્યકાળ સચવાયો તેનો ગૃહસ્થકાળ એની મેળે સચવાય! યજ્ઞીય જીવન ગાળવા માટે બ્રહ્મચર્યકાળનો સદુપયોગ અનિવાર્ય સાધન છે! તે જ મુજબ પછીના ૪૪ વર્ષો સુધી તેને ગૃહસ્થજીવન ગાળવાનો આદેશ છે! તેમાં પણ કોઈ યજ્ઞભાવનાનો ભંગ કરવા આવે તો તેનો વિરોધ કરવાનો ઋષિ આદેશ કરે છે! ગૃહસ્થજીવન પણ યજ્ઞમય જ-પરોપકારમય જ હોવું ઘટે! પારકા માટે વધારેમાં વધારે અને પોતાને માટે ઓછામાં ઓછું જીવવું એનું જ નામ યજ્ઞીય જીવનની કળા છે! આમ ચોવીસ અને ચુમ્માલીસ વર્ષો પ્રાણની-જીવનની યજ્ઞમય દીક્ષા પછીના ૪૮ વર્ષો જીવનયજ્ઞનો ત્રીજો વિભાગ છે! આ વાનપ્રસ્થ કાળ છે. અને આથી જ તે કાળ તો કેવળ પરોપકાર માટે છે! ઘરમાં પુત્ર પૌત્રોને વ્યવસ્થા સોંપી આ કાળમાં ગૃહસ્થે અપરિગ્રહી થઈને કેવળ પરોપકારમાં સમય વ્યતીત કરવો રહ્યો! આ કાળમાં તેને કોઈ સતાવે તો તેનો પણ તેણે વિરોધ કરવો રહ્યો! ખાસ કરીને આ અવસ્થામાં મનુષ્યને વૃદ્ધાવસ્થાને લઈને રોગાદિનો ઉપદ્રવ થવા સંભવ છે! પણ ઋષિ તો કહે છે કે રોગાદિ મને ન પીડી શકે! કેમકે હું પ્રાણનો ઉપાસક છું. બલવીર્યનો ઉપાસક છું. મોતને મારનારો છું. આ બાબતમાં પાંચનદ-પંચનદ પ્રદેશના રહેવાસી મહીદાસ ઐતરેયનો જીવન અનુભવ પણ ઋષિ ટાંકે છે! એ મહીદાસ ઐતરેય નામના ઋષિ ૧૧૬ વર્ષનું દીર્ઘ નીરોગી આયુષ્ય જીવ્યા! અને જે મહીદાસને માટે સાચું છે તે સૌને માટે સૌ દેશકાળમાં સાચું છે. ફક્ત જીવન જીવવાની કળા હાથ લાગવી જોઈએ! અને તે કળા તે શક્તિની સાધનાપૂર્વકની યજ્ઞમય જીવન ગાળવાની દૃઢ પ્રતિજ્ઞા છે! આજે પણ દરેક જીવે ૧૧૬ વર્ષ જીવવાની દૃઢ ભાવના કરવી ઘટે અને આટલું દીર્ઘ જીવન યજ્ઞમય બનાવવાની કળા કેળવવી ઘટે! ઉપનિષદ્‌નો સમર્થ આશાવાદ આજના યુગને પ્રેરક નીવડવો ઘટે. ॥ ૧ થી ૭ ॥

॥ इति षोडशः खण्डः ॥

---

## ॥ अथ सप्तदशः खण्डः ॥

**स यदशिशिषति यत्पिपासति यन्न रमते ता अस्य दीक्षाः ॥ १ ॥**

તે જે ભૂખ્યો રહે છે, જે તરસ્યો રહે છે, જે નથી રમતો=ભોગ ભોગવતો તે એની-બ્રહ્મચારીની દીક્ષાઓ-યજ્ઞકાલમાં પાલનીય નિયમ વિશેષોની શિક્ષાઓ છે. ॥૧॥

अथ यदश्नाति यत्पिबति यद्रमते तदुपसदैरेति ॥ २ ॥

હવે જે ખાય છે, જે પીયે છે, જે રમે છે તે ઉપસદોથી યજ્ઞને પ્રાપ્ત થાય છે. ॥ ૨ ॥

अथ यद्धसति यज्जक्षति यन्मैथुनं चरति स्तुतशस्त्रैरेव तदेति ॥ ३ ॥

હવે જે હસે છે, જે ખાય ખવડાવે છે, જે સંભોગ કરે છે તે સ્તોત્રો અને શસ્ત્રોથી યજ્ઞને પ્રાપ્ત થાય છે. ॥ ૩ ॥

अथ यत्तपो दानमार्जवमहिंसा सत्यवचनमिति ता अस्य दक्षिणाः ॥ ४ ॥

હવે (વાનપ્રસ્થ અને સંન્યાસાશ્રમમાં) જે તપ, વિદ્યાદાન, સરળતા, અહિંસા અને સત્ય ભાષણ છે તે એની-મનુષ્ય યજ્ઞની દક્ષિણાઓ છે. ॥ ૪ ॥

तस्मादाहुः सोष्यत्यसोष्टेति पुनरुत्पादनमेवास्य तन्मरणमेवास्यावभृथः ॥ ५ ॥

તેથી સોમરસ કાઢશે? તો કાઢયો એમ કહેવામાં આવે છે. તે જ તેની પુનઃઉત્પત્તિ છે. મરણ એ જ એનું અવભૃત સ્નાન છે. ॥ ૫ ॥

तद्धैतद्घोर आङ्गिरसः कृष्णाय देवकीपुत्रायोक्त्वोवाचापिपास एव स बभूव सोऽन्तवेलायामेतत्त्रयं प्रतिपद्येताक्षितमस्यच्युतमसि प्राणसंशितमसीति तत्रैते द्वे ऋचौ भवतः ॥ ६ ॥

તે આ યજ્ઞ વિદ્યા, આંગિરા ગોત્રમાં ઉપજેલા, ઘોર નામના ઋષિએ દેવકી પુત્ર કૃષ્ણ નામના ઋષિને કહી. તેણે કહ્યું કે અન્તકાળે આ ત્રણ મંત્રને શરણે જાય. "તું અક્ષત છે. તું અચ્યુત છે. તું પ્રાણથી સૂક્ષ્મ છે." એ બાબતમાં આ બે મંત્રો છે. આ સાંભળી તે દેવકી પુત્ર કૃષ્ણ અન્ય વિદ્યા માટે તરસ વિનાનો જ થયો ॥ ૬ ॥

आदित्प्रत्नस्य रेतस उद्वयं तमसस्परि ज्योतिः पश्यन्त उत्तरं स्वः पश्यन्त उत्तरं देवं देवत्रा सूर्यमगन्म ज्योतिरुत्तममिति ज्योतिरुत्तममिति ॥ ७ ॥

હવે અજ્ઞાન દૃષ્ટિથી ઉત્કૃષ્ટ-રમણીય એવી પ્રકૃતિ અને પ્રકૃતિના કાર્યરૂપ જગતથી પર અતિ ઉત્કૃષ્ટ ઈશ્વર ચૈતન્ય જ્યોતિસ્વરૂપ આત્માને ચોમેરથી જોતા હોઈને, અત્યન્ત ઉત્કૃષ્ટ-શ્રેષ્ઠતમ, પુરાણ, જગદ્બીજ, ચૈતન્ય જ્યોતિ પરમાત્માને પ્રાપ્ત થયા છીએ. પ્રાપ્ત થયા છીએ ॥ ૭ ॥

આગલા ખંડમાં માનવજીવન એક મહાયજ્ઞ છે એમ ઋષિએ કહ્યું. યજ્ઞમાં જેમ ત્રણ સવનો હોય છે તેમ માનવજીવનરૂપી યજ્ઞના પણ ત્રણ સવનો હોય છે. યજ્ઞનું પહેલું સવન ગાયત્રી છંદનું હોઈને ચોવીસ વર્ષનું હોય છે. યજ્ઞનું બીજું સવન ત્રિષ્ટુભ છંદનું હોઈને ચુમ્માલીસ અક્ષરવાળું છે. તેમ જીવન યજ્ઞનું બીજું ગૃહસ્થાશ્રમરૂપી સવન ચુમ્માલીસ વર્ષનું છે. યજ્ઞનું ત્રીજું સવન જગતી છંદનું હોઈને અડતાલીશ અક્ષરવાળું છે તેમ જીવનયજ્ઞનું ત્રીજું વાનપ્રસ્થાશ્રમરૂપી સવન અડતાલીશ વર્ષનું છે. આમ ૧૧૬ વર્ષના ગાળામાં ફેલાયેલા પૂર્ણ જીવનયજ્ઞની ઋષિએ આપણને કલ્પના આપી છે. હવે જેમ યજ્ઞમાં ઉપસદ નામના ઋત્વિજો હોય છે, જેમ ઋગ્વેદના અને સામવેદના મંત્રો હોય છે, જેમ સોષ્યતિ=સોમરસ કાઢવાની અને અસોષ્ટ=સોમરસ કાઢ્યો નામની જે ક્રિયા આવે છે તેની આ જીવનયજ્ઞમાં કઈ ક્રિયાઓ છે?—આ છે પ્રશ્ન. સત્તરમા ખંડમાં આનો જવાબ આપી ઋષિ યજ્ઞના રૂપકને પૂર્ણ કરે છે. બ્રહ્મચર્ય અવસ્થામાં મનુષ્ય જે ભૂખ્યો રહે છે—તરસ્યો રહે છે અને ખાવાનું કે પીવાનું મળે તેમાં આસક્તિ રાખતો નથી—આ ભૂખ તરસને સહવાની અને અનાસક્ત રહેવાની જે ક્રિયા છે તે જ યજ્ઞની એટલે બ્રહ્મચર્યકાળની દીક્ષાઓ છે. યજ્ઞમાં જેમ ઉપસદ નામના ઋત્વિજ હોય છે તેમ આ જીવનયજ્ઞમાં આ દીક્ષા એ જ ઉપસદ છે. હવે ગૃહસ્થકાળમાં હસવું, ખાવું ખવરાવવું, વગેરે જે ક્રિયાઓ છે તે જ અહીં—જીવનયજ્ઞમાં સ્તોત્રો=સામ મન્ત્રો અને શસ્ત્રો=ઋક મન્ત્રો જાણવા. તે ઉપરાંત વાનપ્રસ્થમાં અને ચતુર્થ આશ્રમમાં તપ, વિદ્યાદાન વગેરે જે કરવામાં આવે છે તે જ આ યજ્ઞની દક્ષિણા છે. બ્રહ્મચારીનો જન્મ એ જ સોષ્યતિ નામની ક્રિયા છે, અને બ્રહ્મચારીનું મરણ એ જ અવભૃથ નામનું યજ્ઞીય સ્નાન છે. આમ જીવનયજ્ઞ અને સોમયજ્ઞની વચ્ચેની તુલના પૂર્ણ થાય છે. આ વિદ્યા—જીવન એ એક મહાયજ્ઞ છે—આ દર્શન આંગિરસ ગોત્રમાં ઉપજેલા ઘોર નામના ઋષિને થયું છે. તે તેણે દેવકીપુત્ર કૃષ્ણ નામના ઋષિને આપ્યું. આ દર્શનથી કૃષ્ણ ઋષિને જીવનભર તૃપ્તિ મળી ગઈ! યજ્ઞમય જીવન જીવનારી કોને તૃપ્તિ ન થાય! આમ યજ્ઞમય જીવન જીવનારને માટે અંતકાળે પરમાત્મા અક્ષત—અચ્યુત—અતિશય સૂક્ષ્મરૂપે, શરણ્ય થાય છે! ઋષિએ આવું જીવન જીવી અંતે પરમાત્માનો સાક્ષાત્કાર કર્યો છે—એમ છેલ્લા મંત્રમાં વૈદિક ઋચાનું પ્રમાણ આપી ખંડની પૂર્તિ કરે છે કે—અજ્ઞાનને લઈને પ્રકૃતિ અને તેનાં કાર્યો સુંદર જણાય છે. પણ એ અજ્ઞાન દૂર થતાં પ્રકૃતિથી પર જીવાત્માનું દર્શન થાય છે. અને જીવાત્માના દર્શન બાદ પરમાત્માનું દર્શન કરી અમો તેને જ પ્રાપ્ત થયા છીએ! અને આ જ દર્શનક્રમ છે. ॥ ૧-૭ ॥

॥ इति सप्तदशः खण्डः ॥

## ॥ अथ अष्टादशः खण्डः ॥

मनो ब्रह्मेत्युपासीतेत्यध्यात्मम् अथ अधिदैवतं आकाशः ब्रह्म इति उभयं आदिष्टं भवति अध्यात्मं चाधिदैवतं च ॥ १ ॥

'મન બ્રહ્મ છે' એમ ઉપાસે. આ અધ્યાત્મ ઉપાસના છે. હવે આધિદૈવિક ઉપાસના કહીએ છીએ "આકાશ બ્રહ્મ છે" આમ અધ્યાત્મ અને આધિદૈવિક ઉપાસના ઉપદેશેલી છે. ॥ ૧ ॥

तद् एतत् चतुष्पाद् ब्रह्म वाक् पादः प्राणः पादः चक्षुः पादः श्रोत्रं पाद इत्यध्यात्मम् अथ अधिदैवतम् अग्निः पादः वायुः पादः आदित्यः पादः दिशः पाद इत्युभयमेवादिष्टं भवत्यध्यात्मं चैवाधिदैवतं च ॥ २ ॥

તે આ મનરૂપી બ્રહ્મ ચતુષ્પાદ છે. વાણી, પ્રાણ, આંખ અને કાન એ ચાર પાદો છે. એમ અધ્યાત્મને લગતો ઉપદેશ છે. ત્યાર બાદ અધિદૈવ, અગ્નિ, વાયુ, આદિત્ય અને દિશાઓ એ ચાર પાદો છે. આમ અધ્યાત્મ અને અધિદૈવ એમ બન્ને ઉપદેશ છે. ॥ ૨ ॥

वागेव ब्रह्मणश्चतुर्थः पादः सोऽग्निना ज्योतिषा भाति च तपति च भाति च तपति च कीर्त्या यशसा ब्रह्मवर्चसेन य एवं वेद ॥ ३ ॥

વાણી જ બ્રહ્મનો ચોથો પાદ છે. તે અગ્નિરૂપ જ્યોતિથી ચળકે છે. અતિશીલ થાય છે. જે આમ જાણે છે તે કીર્તિ, યશ અને બ્રહ્મવર્ચસથી ચમકે છે. ઐશ્વર્યશાલ થાય છે. ॥ ૩ ॥

प्राण एव ब्रह्मणश्चतुर्थः पादः स वायुना ज्योतिषा भाति च तपति च भाति च तपति च कीर्त्या यशसा ब्रह्मवर्चसेन य एवं वेद ॥ ४ ॥

પ્રાણ જ બ્રહ્મનો ચોથો પાદ છે. તે વાયુરૂપ જ્યોતિએ ચળકે છે અને તપે છે. જે આમ જાણે છે તે કીર્તિ, યશ અને બ્રહ્મચર્ય વડે ચળકે છે ઐશ્વર્યવાન થાય છે. ॥૪॥

चक्षुरेव ब्रह्मणश्चतुर्थः पादः स आदित्येन ज्योतिषा भाति च तपति च भाति च तपति च कीर्त्या यशसा ब्रह्मवर्चसेन य एवं वेद ॥ ५ ॥

આંખ જ બ્રહ્મનો ચોથો પાદ છે. તે આદિત્યરૂપી જ્યોતિથી ચળકે છે અને તપે છે. જે આમ જાણે છે તે કીર્તિ, યશ અને બ્રહ્મચર્ય વડે ચળકે છે. ઐશ્વર્યવાન થાય છે. ॥ ૫ ॥

**श्रोत्रमेव ब्रह्मणश्चतुर्थः पादः स दिग्भिर्ज्योतिषा भाति च तपति च भाति च तपति च कीर्त्या यशसा ब्रह्मवर्चसेन य एवं वेद ॥ ६ ॥**

શ્રોત્ર-કાન જ બ્રહ્મનો ચોથો પાદ છે. તે દિશાઓરૂપી જ્યોતિથી ચમકે છે. તપે છે, જે આમ જાણે છે તે કીર્તિ યશ અને બ્રહ્મચર્ય વડે ચમકે છે. ઐશ્વર્યશાળી બને છે. ॥ ૬ ॥

સોળ અને સત્તરમા ખંડમાં જીવનયજ્ઞની સમાલોચના કરી હવે આ અઢારમા ખંડમાં બ્રહ્મની અધ્યાત્મ અને અધિદૈવ ઉપાસના બતાવે છે. મન આત્મા–શરીરની અંદર હોઈને અધ્યાત્મ છે. તેમાં બ્રહ્મદૃષ્ટિ કરવી. આકાશ અધિદૈવ છે. આ આકાશમાં બ્રહ્મદૃષ્ટિ કરવી. આ મન અને આકાશ બન્નેને ચાર ચાર પાદો છે. વાણી, પ્રાણ, આંખ અને કાન એ મનોબ્રહ્મના ચાર પાદ અને અગ્નિ, વાયુ, આદિત્ય અને દિશાઓ એ આકાશ બ્રહ્મના ચાર પાદો છે. વાણી, પ્રાણ, આંખ અને કાનના, અગ્નિ, વાયુ, આદિત્ય અને દિશાઓ અનુગ્રાહક છે. અને એ રીતે અધ્યાત્મ અને અધિદૈવ ઉપાસનાઓ એકમેક સાથે સંકળાયેલ છે. વ્યષ્ટિમાં જે વાણી આદિરૂપે છે. તે જ સમષ્ટિમાં અગ્નિ આદિરૂપે છે. અને એ બ્રહ્મ છે. પરમાત્મા છે. આમ સમજીને વ્યક્તિ અને વિરાટ ઉભયમાં બ્રહ્મદૃષ્ટિ કરવી. તેનું જુદું જુદું ફળ ખંડમાં વર્ણવ્યું છે. તે વાક્યાર્થમાં જોઈ લેવું. ૧–૬.

॥ इति अष्टादशः खण्डः ॥

---

## ॥ अथ नवदशः खण्डः ॥

**आदित्यः ब्रह्म इति आदेशः तस्य उपव्याख्यानम् असद् एव इदं अग्रे आसीत् तत् सत् आसीत् तत् समभवत् तत् अण्डं निरवर्तत तत् संवत्सरस्य मात्राम् अशयत तत् निरभिद्यत ते आण्डकपाले रजतं च सुवर्णं च अभवताम् ॥ १ ॥**

"આદિત્ય બ્રહ્મ છે" આ ઉપદેશ છે. તેનું સ્પષ્ટીકરણ કરીએ છીએ. આ ચરાચર જગત ઉત્પત્તિ પૂર્વે અસત્–નામરૂપે અપ્રકટ હતું. છતાં તે સત્-બીજરૂપે છતું-હતું. તે સૂક્ષ્મરૂપે પહેલાં થયું. ત્યાર બાદ તે ઇંડાકારે વર્ત્યું. તે એક વર્ષની માત્રા સુધી સ્થિર રહ્યું. ત્યાર બાદ તે ભેદાયું. તેના એક રૂપાનો અને એક સોનાનો એમ બે કટકા થયા. ॥ ૧ ॥

तद् यत् रजतं सा इयं पृथिवी यत् सुवर्णं सा द्यौः यत् जरायुः ते पर्वताः यत् उल्बं स मेघो नीहारः या धमनयः ता नद्यः यद् वास्तेयं उदकं स समुद्रः ॥ २ ॥

તે બેમાંથી જે ચાંદીનું કપાલ હતું તે જ આ પૃથ્વી છે. જે સોનાનું કપાલ તે આ દ્યૌ છે. તેનું જે ગર્ભવેષ્ટનનું ચામડું તે પર્વતો થયા. જે ઓર તે મેઘ અને ઝાકળ થઈ. જે ધમનીઓ તે નદીઓ. તેનું મૂત્રાશયનું જલ તે સમુદ્ર થયો. ॥ ૨ ॥

अथ यत् तत् अजायत सः असौ आदित्यः तं जायमानं घोषाः उलूलवः अनूदतिष्ठन्त सर्वाणि च भूतानि च सर्वे कामाः तस्मात् तस्य उदयं प्रति प्रत्यायनं प्रति घोषाः उलूलवः अनूत्तिष्ठन्ति सर्वाणि च भूतानि सर्वे चैव कामाः ॥ ३ ॥

ત્યાર બાદ તે ઇંડામાં જે હતું તે જન્મ્યું. તે જ આ આદિત્ય છે. તેને જન્મતાની સાથે જ વિસ્તીર્ણ રવવાળા ઘોષો થયા. તેની પાછળ સમસ્ત ભૂતો અને સમસ્ત પદાર્થો ઉત્પન્ન થયાં. તેથી જ તે સૂર્યના ઉદય અને અસ્તકાળે આજે પણ વિસ્તીર્ણ રવવાળા ઘોષો ઉઠે છે. સમસ્ત ભૂતો અને પદાર્થો જન્મે છે. ॥ ૩ ॥

स य एतं एवं विद्वान् आदित्यं ब्रह्म इति उपास्ते अभ्याशः ह यद् एनं साधवः घोषाः आ च गच्छेयुः उप च निम्रेडेरन्निम्रेडेरन् ॥४॥

તે પુરુષ કે જે આમ જાણતો હોઈને આદિત્યને બ્રહ્મ તરીકે ઉપાસે છે તેની નજીક તરત જ સુખદાયી ઘોષો ઉપસ્થિત થાય છે તેને સુખ દે છે—સુખ દે છે. ॥ ૪ ॥

હવે આદિત્ય એ બ્રહ્મ છે એમ ઉપાસના કરવાનું વિધાન કરે છે. આદિત્ય એ બ્રહ્મ છે. એનું ઋષિ પોતાની વિશિષ્ટ શૈલીમાં સ્પષ્ટીકરણ કરે છે! આ ખંડમાંના ઉત્પત્તિ પ્રકરણમાંના વિચારોની વિશાળતા ધ્યાન ખેંચે એવી છે! વાક્યાર્થ એટલો સ્પષ્ટ છે કે વિવરણની આવશ્યકતા નથી. આદિત્ય એ સૃષ્ટિનું પહેલું કાર્ય છે. અને તેમાંથી જ ચરાચર જગતની ઉત્પત્તિ થાય છે એ ખૂબ પ્રસિદ્ધ વાત છે. આપણું સૌર જગત આ વાતમાં સાક્ષી રૂપ છે. આજનું વિજ્ઞાન પણ ઘણે અંશે આ દર્શન સાથે સંમત છે.

इति एकोनविंशः खण्डः

॥ इति तृतीयोऽध्यायः ॥

॥ हरिः ॐ तत्सत ॥

ॐ

## ॥ अथ छांदोग्ये चतुर्थोऽध्यायः ॥

### ॥ अथ प्रथमः खण्डः ॥

ॐ जानश्रुतिर्ह पौत्रायणः श्रद्धादेयो बहुदायी बहुपाक्य आस स ह सर्वत आवसथान्मापयांचक्रे सर्वत एव मेऽत्स्यन्तीति ॥ १ ॥

જનશ્રુત રાજાના પુત્રનો પૌત્ર નામે જાનશ્રુતિ નિશ્ચય શ્રદ્ધાથી દેનારો, પુષ્કળ દેનારો અને પરાર્થે પુષ્કળ અન્ન રંધાવનારો હતો. ચોમેર લોકો મારું અન્ન ખાય એ ભાવનાથી તેણે ચોમેર અન્નક્ષેત્રો ધર્મશાળાઓ વગેરે કરાવ્યાં હતાં ॥ ૧ ॥

अथ ह हंसा निशायामतिपेतुस्तद्धैवं हंसो हंसमभ्युवाद हो होऽयि भल्लाक्ष भल्लाक्ष जानश्रुतेः पौत्रायणस्य समं दिवा ज्योतिराततं तन्मा प्रसाङ्क्षीस्तत्त्वा मा प्रधाक्षीरिति ॥ २ ॥

ત્યારબાદ એક વેળા નિશ્ચય હંસો રાત્રે ઉડતા ઉડતા તેના મહેલ ઉપરથી પસાર થતા હતા. ત્યારે પાછળના હંસે નિશ્ચય આગળના હંસને આમ કહ્યું કે " હે ભલ્લાક્ષ! હે ભલ્લાક્ષ! જાનશ્રુતિ પૌત્રાયણની જ્યોતિ દિવસપેરે ફેલાયેલી છે. તેને તું રખે અડતો તે તને રખે બાળીને ભસ્મ કરતો ॥ ૨ ॥

तमु ह परः प्रत्युवाच कम्वर एनमेतत्सन्तं सयुग्वानमिव रैक्वमात्थ इति । यो नु कथं सयुग्वा रैक्व इति ॥ ३ ॥

ત્યારે તેને-આગલા-બીજા હંસે કહ્યું કે-" અરે! અલ્પાનુભાવ એવા એને તો તું સન્તશિરોમણિ, રથવાળા, રૈક્વના જેવો કહી રહ્યો છે!" ત્યારે પહેલા હંસે પૂછ્યું-તો તે રૈક્વ કેવો છે?" ॥ ૩ ॥

यथा कृतायविजिताय अधरेयाः संयन्ति एवं एनं सर्वं तद् अभिसमैति यत् किंच प्रजाः साधु कुर्वन्ति यस्तद्वेद यत्स वेद स मयैतदुक्त इति ॥ ४ ॥

જેમ છતેલા કૃત નામના પાસામાં, ત્રેતા, દ્વાપર, અને કલિ નામના બીજા અવર ત્રણ પાસાઓ સમાઈ જાય છે તેમ એ રૈક્વમાં પ્રજાઓ જે કાંઈ સારું કરે છે તે તમામ સમાઈ જાય છે. તે રૈક્વ જે જાણે છે તે જે કોઈ બીજો જાણે છે તેને પણ એ જ ફળ મળે છે. આ મેં તને રૈક્વ કહ્યો. ॥ ૪ ॥

**तदु ह जानश्रुतिः पौत्रायण उपशुश्राव स ह संजिहान एव क्षत्तारमुवाचाङ्गारे ह सयुग्वानमिव रैक्वमात्थ इति यो नु कथं सयुग्वा रैक्व इति ॥ ५ ॥**

તે હંસોની વાત જાનશ્રુતિ પૌત્રાયણે સાંભળી સવારે પથારી છોડતાંવેંત તેણે બંદીજનને કહ્યું કે " હે પ્રિય ! જા. રથવાળા રૈક્વને કહે કે હું તેમને મળવા ઈચ્છું છું." બંદીજને કહ્યું "તે ગાડીવાળા રૈક્વ કેવા છે ? ॥ ૫ ॥

**यथा कृताय विजितायाधरेयाः संयन्त्येवमेनं सर्वं तद् अभिसमेति यत् किंच प्रजाः साधु कुर्वन्ति यस्तद्वेद यत्स वेद स मयैतदुक्त इति ॥ ६ ॥**

જેમ છતેલા કૃત નામના પાસામાં બીજા અવર પાસાઓ સમાઈ જાય છે, તેમ એ રૈક્વમાં પ્રજાઓ જે કાંઈ સારું કરે છે તે તમામ સમાઈ જાય છે. તે રૈક્વ જે જાણે છે, તે જે કોઈ બીજો જાણે તેને પણ તે જ ફળ મળે છે. આ મેં તને તે રૈક્વ કહ્યો ॥ ૬ ॥

**स ह क्षत्तान्विष्य नाविदमिति प्रत्येयाय तं होवाच यत्रारे ब्राह्मणस्यान्वेषणा तदेनमर्च्छेति ॥ ७ ॥**

તે બંદીજન નિશ્ચય રૈક્વને શોધી વળ્યો પણ તેઓ તેને ન મળ્યા તેથી તે પાછો આવ્યો ત્યારે તેને જાનશ્રુતિએ કહ્યું—અરે ! જ્યાં બ્રાહ્મણોની શોધ કરવી ઘટે ત્યાં તું એમને શોધ ! ॥ ૭ ॥

**सोऽधस्ताच्छकटस्य पामानं कषमाणमुपोपविवेश तं हाभ्युवाद त्वं नु भगवः सयुग्वा रैक्व इत्यहं ह्यरा ३ इति ह प्रतिजज्ञे स ह क्षत्ताऽविदमिति प्रत्येयाय ॥ ८ ॥**

ત્યારબાદ તે બંદીજને ગાડીની નીચે, દરાજને ખંજવાળતા, જોયા અને તેમની નિકટ બેઠો. અને—"આપ જ રથવાળા રૈક્વ છો ? આમ પૂછ્યું." હું જ નિશ્ચય તે છું—" એમ રૈક્વે સ્વીકાર કર્યો. નિશ્ચય તે બંદીજને "મેં એમની ભાળ કાઢી" એમ વિચારી પાછો આવ્યો. ॥ ૮ ॥

ત્રીજા અધ્યાયને અંતે આદિત્ય બ્રહ્મ છે માટે આદિત્યની બ્રહ્મભાવે ઉપાસના કરવી ઘટે એમ જણાવ્યું. હવે ચોથા અધ્યાયની શરૂઆતમાં "સંવર્ગ" નામે પ્રસિદ્ધ અને રૈક્વ નામના મહર્ષિએ જીવનમાં શોધેલી અને જોયેલી અને અનુભવેલી વિદ્યાનું પ્રકરણ આરંભે છે. આ વિદ્યાનું પ્રતિપાદન આખ્યાયિકા દ્વારા ઋષિ શિષ્યને કરે છે. દૃષ્ટાંત દ્વારા સિદ્ધાન્ત જલદી સમજાય છે. આ છે સનાતન પ્રથા. આથી ભગવતિ શ્રુતિ એક રમણીય આખ્યાયિકા દ્વારા સંવર્ગવિદ્યાનું રહસ્ય કહેવાની શરૂઆત કરે છે. શબ્દાર્થ ખૂબજ સ્પષ્ટ છે એટલે પ્રથમ ખંડનું સંક્ષિપ્ત સમાલોચન જ અહીં આપ્યું છે.

જાનશ્રુતિ નામે એક રાજા હતા. તે દાનવીર હતા. તે જે કાંઇ દેતા તે શ્રદ્ધાથી દેતા. વળી લેનારનો આત્મા ધરાય ત્યાં સુધી દેતા હતા. આ ઉપરાંત તેને ત્યાં અન્નનું સદાવ્રત હતું. આટલું જ નહીં–પોતાનું જ રંધેલું સૌ ખાય એવી વિશાળ અને મહા ગૃહસ્થને છાજે એવી ભાવનાવાળા હોવાથી તેમણે પોતાના રાજ્યમાં બધે મુસાફરો અને યાત્રાળુઓને માટે અન્નક્ષેત્રો ધર્મશાળા વગેરે પણ પોતાને પૈસે ઉભાં કર્યાં હતાં. આમ રાજા દાની હતો. શ્રદ્ધાળુ હતો. યજ્ઞ જીવનનો ઉપાસક હતો. અન્નદાને મુક્ત–હસ્ત હતો.

પણ એકલા દાનથી તો પ્રભુ મળતા નથી! પરમાત્માને પ્રાપ્ત કરવા માટે દાન એ એક સાધન છે. પણ તે એકલું જ સાધન નથી. વળી પ્રજા પાસે કર લઈ પ્રજાના હિતમાં તે દ્રવ્યનો ખર્ચ કરવો એ યોગ્ય છે. હિતકર છે. છતાં એ તો જેનું હતું તેને જ અપાતું હોઇને તે કર્તવ્ય માત્ર હતું. અચોરી માત્ર હતી! આથી તે શ્રદ્ધાળુ અને સાત્વિક રાજાને આટલાથી આત્મસંતોષ કે આત્મસમાધાન ન થયું. દાન તો પરસેવાના પૈસાનું હોવું ઘટે. અહંતા અને મમતાનો સર્વથા ત્યાગ એ મહાદાન છે. એ દાન રાજા કને ન હતું. આથી તેનું હૃદય ઉણતાભર્યું રહેતું હતું. આમ અકૃતાર્થ રાજા દિવસો પસાર કરતો હતો.

એક રાત્રે તેના મહેલના છત ઉપર, તે સૂતો હતો તેવામાં, બે હંસો પરસ્પર વાત કરતાં, ઉડતાં તેણે જોયાં. અર્થાત્ તેના શરીરરૂપી મહેલમાં, તેના આત્મારૂપી રાજાએ, વિવેક વિચારરૂપી હંસોને, હૃદયરૂપી આકાશમાં ફરકતા જોયા! દાનના પ્રભાવે શુદ્ધ થયેલા હૃદયને વિવેક વિચાર અવશ્ય આવે જ. તેમાં પાછળના હંસે આગળના હંસને કહ્યું "કે ભલ્લાક્ષ! રખે તું આ જાનશ્રુતિ રાજાને ઓળંગતો! કેમકે એની દાનજન્ય જ્યોતિ દિવસની પેરે સતત ફેલાયેલી છે. જો તું ઓળંગશે તો બળીને ભસ્મ થઈ જશે! મહાત્માઓને ઓળંગવામાં આત્મઘાત છે! ત્યારે

પેલા આગળના હંસે તેને હસી કાઢતાં કહ્યું કે હે. મૂર્ખ! તું તો આ રાજાને જાણે રૈક્વ હોય તેમ જણાવે છે! પણ ક્યાં તે રૈક્વ અને ક્યાં આ જાનશ્રુતિ!" ત્યારે પાછળના હંસે આશ્ચર્યભાવથી રૈક્વ કોણ છે તેની ઓળખ માગી. આગળના હંસે રૈક્વનો પ્રભાવ વર્ણવતાં કહ્યું કે "જેમ કૃત નામના પાસામાં, ત્રેતા, દ્વાપર અને કલિ નામના બીજા ત્રણે પાસાનો ધુતની રમતમાં સમાવેશ થઈ જાય છે, તેમ આ સંસારના ફલક ઉપર રમાતી આ સંસાર રમતમાં જેટલાં સત્કર્મરૂપી પાસા છે તે બધા પેલા રૈક્વમાં સમાઈ જાય છે! અર્થાત્ જેટલાં પ્રાણીઓ જે કાંઈ સત્કર્મ કરે છે તે તમામનું ફળ રૈક્વને મળે છે. કેમકે તે બ્રહ્મજ્ઞાની મહર્ષિ છે! આ જાનશ્રુતિ તો તેવો નથી! તો પછી મને કાં રૈક્વને ગણાવે છે?" બ્રહ્મજ્ઞાનનું આવું મહાફળ હંસ પાસેથી સાંભળીને પેલા જાનશ્રુતિના હૃદયનો સંતાપ ઓર વધ્યો! પોતાને આટલો ઉદાર હોવા છતાં પણ જે ફળ સહેજે નથી મળતું તે પેલા રૈક્વને શું જાણવાથી મળ્યું તે શોધી કાઢવાનો અને તે રૈક્વ પાસે શિષ્યભાવે પહોંચી તે વિદ્યા શીખવાનો દૃઢ નિશ્ચય કર્યો. સવાર થતાં તેણે તપાસ કરાવી. રૈક્વ પહેલી તપાસે તો ન મળ્યા. પછી જ્યાં એમના જેવા બ્રહ્મર્ષિઓ રહેતા હોય ત્યાં તપાસ કરાવી તો એક ખખડગાડાની નીચે દરાજને ખજવાળતા તે મહર્ષિ રૈક્વને બેઠેલા-તેના નોકર દ્વારા સાંભળ્યા! જેની નજરમાં સર્વત્ર બ્રહ્મ છે-સર્વબ્રહ્મ છે તેને માટે કોઈપણ જગ્યા એ પવિત્ર જગ્યા જ છે! સાપ જેમ કાંચળીને તેમ જેણે શરીરને મનથી તજી દીધું છે તેને દરાજ થાઓ કે દર્દ થાઓ-સંતાપ નથી! આમ વિલક્ષણ પરિસ્થિતિમાં એક ગાડાં નીચે અજ્ઞાતપણે બેઠેલા રૈક્વનો જાનશ્રુતિ રાજાને પત્તો મળ્યો. ૧-૮.

॥ इति प्रथमः खण्डः ॥

---

## ॥ अथ द्वितीयः खण्डः ॥

तदु ह जानश्रुतीः पौत्रायणः षट् शतानि गवां निष्कमश्वतरीरथं तदादाय प्रतीचक्रमे तं ह अभ्युवाद ॥ १ ॥

ત્યારબાદ નિશ્ચય તે જાનશ્રુતિ પૌત્રાયણ, છસો ગાય, સોનાનો હાર, અને ખચ્ચરડીએ જોડેલો રથ લઈ, તેમની સામે ગયો અને તેમને કહ્યું ॥ ૧ ॥

रैक्व इमानि षट् शतानि गवामयं निष्कोऽयमश्वतरीरथो नु म एतां भगवो देवतां शाधि यां देवतामुपास्स इती ॥ २ ॥

હે રૈક્વ ! આ છસો ગાય, આ સોનાનો હાર અને આ વાહન સહિત રથ લ્યો. અને તે દેવતા વિષે મને આપ ઉપદેશ દો જેને આપ ઉપાસો છો. ॥ ૨ ॥

तमु ह परः प्रत्युवाचाह हारे त्वा शूद्र तवैव सह गोभिरस्तु इति तदु ह पुनरेव जानश्रुतिः पौत्रायणः सहस्रं गवां निष्कं अश्वतरीरथं दुहितरं तदादाय प्रतिचक्रमे ॥ ३ ॥

"અરે રે ! હે શુદ્ર ! ગાયો સહિત આ બધું તને જ મુબારક હો !" એમ એ બીજાએ-રૈક્વે તેને કહ્યું ત્યારે નિશ્ચય તે જાનશ્રુતિ પૌત્રાયણ એક હજાર ગાય, સોનાનો હાર, સવાહન રથ અને પોતાની કન્યા-આ બધું લઈને તેની પાસે આવ્યો. ॥૩॥

तं हाभ्युवाद रैक्वेदं सहस्रं गवामयं निष्कः अयं अश्वतरीरथ इयं जाया अयं ग्रामः यस्मिन्नास्सेऽन्वेव मा भगवः शाधीति ॥ ४ ॥

અને તેને કહ્યું હે રૈક્વ ! નિશ્ચય આ હજાર ગાય, આ સુવર્ણ હાર, આ વાહન સહિત રથ, આ જાયા, જેમાં આપ રહો છો તે ગામ-આટલું લ્યો. અને આપ પૂજ્ય મને ઉપદેશ કરો. ॥ ૪ ॥

तस्या ह मुखमुपोद्गृह्णन्नुवाचाजहारेमाः शूद्रानेनैव मुखेन आलापयिष्यथा इति ते हैते रैक्वपर्णा नाम महावृषेषु यत्रास्मा उवास तस्मै होवाच ॥ ५ ॥

વિદ્યા પ્રાપ્તિમાં રાજકન્યાનું દાન પણ સાધનરૂપ બને છે એમ જાણતા હોઈને રૈક્વે કહ્યું-"હે શુદ્ર ! તેં આ ગાયો વગેરે આણ્યું છે એ બધાં સાધનો દ્વારા જ તું મને બોલાવી શકશે. મહાવૃષ નામના દેશમાં જ્યાં રૈક્વ વસતા હતા, તે ગામો "રૈક્વપર્ણ" નામે પ્રસિદ્ધ હતાં. તે ગામો રાજાએ તેને આપ્યાં તે રાજાને રૈક્વે કહ્યું. ॥ ૫ ॥

જાનશ્રુતિ રાજાએ રૈક્વ પાસેથી બ્રહ્મવિદ્યા મેળવવાનો નિશ્ચય કર્યો હતો. આથી તેને ગુરુ તરીકે સ્વીકારી, અને ગુરુ પાસે ખાલી હાથે ન જવું જોઈએ એ સદાચાર જાણતો હોઈને પુષ્કળ દ્રવ્ય લઈ, શિષ્યભાવે રાજા તે રૈક્વ મહર્ષિ પાસે પહોંચ્યો ! ગુરુએ એ દ્રવ્યનો અસ્વીકાર કર્યો. કેવળ દ્રવ્યદાનથી બ્રહ્મવિદ્યા મળતી નથી ! આથી પહેલી જ મુલાકાતે રૈક્વે જાનશ્રુતિને આ શીખવ્યું કે "હે ગમાર ! વિદ્યાનું વેચાણ નથી થઈ શકતું." આમાં સૂચિત કર્યા બાદ રાજાએ વળી વધુ દ્રવ્ય અને રાજકન્યાને લઈને ગુરુ પાસે ગમન કર્યું: વિદ્યાની પ્રાપ્તિ માટે જડ કે ચેતન કોઈપણ દ્રવ્ય ગુરુને અદેય નથી ! એ એનો ધ્વનિ છે. ઋષિએ

જાનશ્રુતિને રૈકવે જે વિદ્યા આપી તે વિદ્યા ને સંવર્ગ વિદ્યા કહેવામાં આવે છે. ઋષિ. કહે છે કે હે રાજન્! વાયુ નક્કી સંવર્ગ છે. વાયુ એટલે સર્વવ્યાપી ગતિશીલ જીવનરાશિ પરમાત્મા. આ જીવનરાશિરૂપ પરમાત્મા જ નક્કી સંવર્ગ છે. સંવર્ગ એટલે પોતાની અંદર સમસ્ત જડચેતન જગતનો ઉપસંહાર કરનાર અર્થાત્ લય કારણ છે! અર્થાત્ જેમાં જેનો લય તેનું તે જ કારણ હોય છે! ઘડાનો લય જો માટીમાં છે તો ઘડાનું કારણ પણ માટી જ થાય છે! આથી કેવળ લય કારણ બનાવવામાં હેતુ એ છે કે પરમાત્મા આ સમસ્ત સૃષ્ટિના ઉત્પત્તિ સ્થિતિ અને લયનું સર્વથા કારણ છે. આ પરમાત્માની ઉપાસના આ જ કારણે સંવર્ગ દૃષ્ટિથી કરવી જોઈએ! અગ્નિ, સૂર્ય, ચંદ્ર જલ વગેરે મહાન કુદરતી બળો જ્યારે નાશ પામે છે ત્યારે તે બધાં વાયુમાં જ ભળી જાય છે! આપણું સૌર જગત સૂર્યનો જ ચમત્કાર માત્ર છે અને એ સૂર્ય પણ વાયુનો—ગેસનો એક પ્રચંડ ગોળો છે! આમ સૂર્યાદિ દ્યુલોકનાં તત્ત્વો અસ્તકાળે વાયુમાં લીન થાય છે. આ છે અધિદૈવ દૃષ્ટિથી સંવર્ગરૂપ પરમાત્માની સમજ. જેમ બાહ્ય જગતમાં વાયુ એ સર્વલયનું કારણ છે! માણસની રોજિંદી ઉંઘ અને મહાનિદ્રા બન્ને વેળા વાણી, આંખ, કાન, મન વગેરે તમામ ઈન્દ્રિયો પ્રાણમાં જ લીન થઈ જાય છે! આમ બાહ્ય જગતમાં વાયુ અને આંતર જગતમાં પ્રાણ એ બે સંવર્ગ છે. આ સંવર્ગ એટલે પરમાત્મા છે!

આમ પરમાત્માને લગતી સંવર્ગ ઉપાસના રૈક્વ ઋષિએ જાનશ્રુતિ રાજાને આપી. તેના સમર્થનમાં—એટલે કે, સંવર્ગ વિદ્યાનાં ઉપાસકને, પ્રજા જે કાંઈ સારૂં કરે છે તે બધું પહોંચે છે એ ફળના સમર્થનમાં—એક નાની આખ્યાયિકા કહીને સંવર્ગ વિદ્યાનો ઋષિ ઉપસંહાર કરે છે. શૌનક કાપેય અને અભિપ્રતારી કાક્ષસેની નામના બે ઋષિઓની પાસે જમતી વેળા એક બ્રહ્મચારી ભિક્ષા લેવા આવે છે. તેમને તેઓ પહેલાં ભિક્ષા આપતા નથી. ત્યારે બ્રહ્મચારી સંવર્ગ વિદ્યાનો જાણકાર હોવાથી તે બન્ને ઋષિની સાન ઠેકાણે લાવે છે. તે કહે છે કે અગ્નિ, સૂર્ય, ચંદ્ર, જલ રૂપી આ ચાર મહાન દેવોને=દૈવી શક્તિઓને દેવોના દેવ પ્રજાપતિ પરમાત્મા ગળી જાય છે! જે જગતનો ગ્રાસ કરે છે તે જ જગતનું રક્ષણ કરે છે. આ પરમપિતાને મર્ત્ય માનવો ચોમેર જોઈ શકતા નથી. એટલે કે તે પરિપૂર્ણ છે—અણુમાં પણ પૂર્ણ છે અને મહાનમાં પણ પૂર્ણ છે—તેનાં સિવાયની કાંઈ રજ પણ હાલી નથી એમ જાણતા નથી. તે પરમાત્મા વિશ્વરૂપે વસે છે! તેનું જ આ અન્ન છે. હું પણ તે જ રૂપ છું તો જેનું આ અન્ન છે તેને તે આપ દેતા નથી તો તેમાં આપનો ભારે અવિવેક છે! બન્ને ઋષિઓને પોતાની ભૂલ

સમજાય છે અને તે બ્રહ્મચારીનાં વાક્યનો વિચાર કરતાં પોતે પણ તે સર્વભક્ષી, સર્વજનક, અવ્યય પરમાત્માના જ ઉપાસક છે એમ સ્ફુરી તેને–પેલા બ્રહ્મચારીને ભિક્ષા કરાવે છે. આ સુંદર બોધદાયી આખ્યાયિકાનો મર્મ એટલો અહીં આપ્યો છે. એના શબ્દાર્થને માટે વાક્યાર્થનું વારંવાર આલોચન કરવાથી વધારે આનંદ આવશે. ૧–૮.

॥ इति तृतीयः खण्डः ॥

---

## ॥ अथ चतुर्थः खण्डः ॥

सत्यकामो ह जाबालो जबालां मातरमामन्त्रयांचक्रे ब्रह्मचर्यं भवति विवत्स्यामि किंगोत्रो न्वहमस्मीति ॥ १ ॥

પ્રસિદ્ધ સત્યકામ જાબાલે, પોતાની માતા જબાલાને પૂછ્યું–હે ભવતી! હે પૂજ્યા! હું બ્રહ્મચર્યપૂર્વક આચાર્યકુલમાં રહેવા ઈચ્છું છું. તો હું ક્યાં ગોત્રવાળો છુ તે કહો. ॥ ૧ ॥

सा हैनमुवाच नाहमेतद्वेद तात यद्गोत्रस्त्वमसि बह्वहं चरन्ती परिचारिणी यौवने त्वामलभे साऽहमेतन्न वेद यद्गोत्रस्त्वमसि जबाला तु नामाहमस्मि सत्यकामो नाम त्वमसि स सत्यकाम एव जाबालो ब्रुवीथा इति ॥ २ ॥

તેણે–જબાલાએ–એને નિશ્ચય આ કહ્યુ કે "હે બેટા! તું ક્યા ગોત્રનો છે એ હું જાણતી નથી. દાસીની માફક ઘરમા અનેક પ્રકારની સેવા કરતી એવી મે યુવાનીમાં તને પ્રાપ્ત કર્યો. દિનરાત આમ સેવામા લગ્ન એવી હુ એ નથી જાણતી કે તુ ક્યા ગોત્રનો છે પરતુ 'જબાલા' એ નામવાળી હું છુ. અને 'સત્યકામ' એ નામવાળો તુ છે. તો તુ ગુરુને 'સત્યકામ જાબાલ' હુ છુ એમ જ કહેજે. ॥ ૨ ॥

स ह हारिद्रुमतं गौतममेत्योवाच ब्रह्मचर्य भगवति वत्स्यामि उपेयां भगवन्तमिति ॥ ३ ॥

તે સત્યકામ જાબાલે ગૌતમગોત્રી પ્રસિદ્ધ હારિદ્રુમતની પાસે જઈને કહ્યુ–આપ પૂજ્યની પાસે હું બ્રહ્મચર્યપૂર્વક વાસ કરીશ. આપ પૂજ્યની પાસે હું આવુ? ॥ ૩ ॥

तं होवाच किंगोत्रो नु सोम्यासीति स होवाच नाहमेतद्वेद भो यद्गोत्रोऽहमस्म्यपृच्छं मातरं सा मा प्रत्यब्रवीत् बह्वहं चरन्ती परिचारिणी यौवने त्वामलभे साऽहमेतन्न वेद यद्गोत्रस्त्वमसि जबाला तु नामाहमस्मि सत्यकामो नाम त्वमसीति सोऽहं सत्यकामो जाबालोऽस्मि भो इति ॥ ४ ॥

તેને તેણે કહ્યું કે "હે પ્યારા! તું કયા ગોત્રનો છે?" તે પ્રસિદ્ધ સત્યકામે જવાબ વાળ્યો-"હે આચાર્યજી! જે ગોત્રનો હું છું, તે વાત હું જાણતો નથી! મેં મારી માને પૂછ્યું હતું ત્યારે તેણે મને જવાબ વાળ્યો હતો કે દાસીની માફક ઘરમાં અનેક પ્રકારની સેવા કરતી એવી મેં તને યુવાનીમાં પ્રાપ્ત કર્યો હતો. તે હું તેથી નથી જાણતી કે તું કયા ગોત્રનો છે. પણ જબાલા નામવાળી હું છું અને સત્યકામ નામવાળો તું છે. હે આચાર્યજી! તે હું સત્યકામ જાબાલ છું." ॥ ૪ ॥

तं होवाच नैतदब्राह्मणो विवक्तुमर्हति समिधं सोम्य आहर उप त्वा नेष्ये न सत्यादगा इति तमुपनीय कृशानामबलानां चतुःशता गा निराकृत्य उवाच इमाः सोम्य अनुसंव्रज इति ता अभिप्रस्थापयन् उवाच न असहस्रेण आवर्तेय इति स ह वर्षगणं प्रोवास ता यदा सहस्रं संपेदुः ॥ ५ ॥

તે પ્રસિદ્ધ સત્યકામને પ્રસિદ્ધ ઋષિએ કહ્યું-કે "સિવાય કે બ્રાહ્મણ બીજો કોઈ આવું વિવેકપૂર્વક કહેવાને સમર્થ નથી હે પ્યારા! તું સમિધ લઈ આવ હું તારું ઉપનયન કરીશ. કેમકે તું સત્યથી છૂટો નથી ગયો!" તેનું ઉપનયન કરીને, ગુરુએ નિર્બલ અને કૃશ થયેલી ચારસો ગાયોને વીણી કાઢીને તેને કહ્યું-"હે પ્રિય! આ ગાયોની પૂછળ જા. ગુરુની આજ્ઞાને માથે ચઢાવી તે ગાયોને હંકારી જતાં, તેને ગુરુએ કહ્યું-"બેટા! આ ચારસો ગાયો હજાર ન થાય ત્યાં સુધી પાછો ન ફરીશ." બહુ સારું -એમ કહીને તે વર્ષો સુધી અરણ્યમાં રહ્યો. તે ગાયો જ્યારે સંખ્યામાં એક હજાર થઈ ત્યારે— ॥ ૫ ॥

આમ ત્રીજા ખંડ સુધી સંવર્ગ વિદ્યાની ઉપાસના ઋષિએ બતાવી. હવેના ખંડથી એક અતિ રમણીય, ભાવલલિત, અર્થે સુંદર અને સર્વ-દેશ-કાળ-માનવને એક સરખી રીતે લાગુ પડતી, હૃદયહર, સત્ય નારાયણનો પરમ મહિમા ગાતી, આજના જમાનાના પણ અનેક સામાજિક કોયડાઓનો ઉકેલ આપતી, પવિત્ર અને કલા દૃષ્ટિએ પણ સંપૂર્ણ સૌષ્ઠવયુક્ત, પ્રસિદ્ધ આખ્યાયિકા દ્વારા બ્રહ્મોપદેશ કરવાની શ્રુતિ ભગવતી શરૂઆત કરે છે! સત્યકામ જબાલે કવિસમ્રાટ રવીન્દ્રનાથ ટાગોરને પરમપ્રેમથી આકર્ષ્યા છે! આ જ આ આખ્યાયિકાની સર્વાંગ

સુંદરતા માટે મોટું પ્રમાણપત્ર છે! નચિકેતા, પ્રહ્લાદ, ધ્રુવ, સત્યકામ જાબાલ જેવા મૃત્યુંજય બાલવીરો એ ભારતીય જીવનની મહાપ્રસાદી છે. બહુમૂલ્ય વારસો છે. ધન્યતમ દર્શન છે! અને તેટલી સહૃદયતાથી આ આખ્યાયિકાને સમજવાનો પ્રયત્ન કરી આપણે પણ પાવન થઈએ.

સત્યકામ જાબાલ નામે એક નાનો બાળક હતો. તેના પિતા નાનપણમાં જ ગુજરી ગયા હતા. મોટું કુટુંબ હતું. મોટા ગૃહસ્થ કુટુંબમાં, ભારે મર્યાદામાં રહેતી અને ઘરકામમાં ચોવીસે કલાક વ્યગ્ર રહેતી, તેની માતાને એ પણ જાણવાની ફુરસદ ન હતી કે પોતે ક્યા ગોત્રની છે! અને નાનપણમાં જ તેના સાસરિયાં મરી પરવાર્યાં. સત્યકામ અને જબાલા—આ મા દીકરા—એ જ હયાત રહ્યાં.

બાળક આઠ વર્ષનો થયો એટલે કુદરતી રીતે તેને ગુરુકુળે ભણવા જવાનો ઉમળકો થયો! આજે જેમ નિશાળમાં પ્રમાણપત્ર-દાખલા (સર્ટિફિકેટ) સિવાય દાખલ કરવામાં નથી આવતો તેમ અસલ ગોત્ર પૂછવાનો રિવાજ હતો. ગોત્રનો દાખલો મળ્યો કે વિદ્યાર્થીને ગુરુકુળમાં દાખલ થવામાં વાંધો ન આવે. સત્યકામે આ વાત આજુબાજુના વાતાવરણમાંથી જાણી લીધી અને માતાની પાસે જઈ કહેવા લાગ્યો—"મા! મારે ભણવું છે! ગુરુકુળમાં જવું છે. બ્રહ્મચર્ય દીક્ષા લેવી છે. તો મને કહે કે મારું ગોત્ર ક્યું છે? હું જાણતો નથી! તું જાણતી હશે." માતા કહે, "બેટા! તારી ભણવાની ઈચ્છાથી હું પ્રસન્ન થઈ છું. આપણે બ્રાહ્મણ એટલે વિદ્યા વિનાના ન શોભીએ. પણ બેટા! જેમ તું તેમ હું પણ જાણતી નથી કે તું ક્યા ગોત્રનો છે. કેમકે કુટુંબસેવામાં રાતદિન મશગૂલ એવી મેં એ જાણવાની દરકાર જ કરી નથી. અને હવે તો કોઈ કહે એવું રહ્યું નથી. આપણા કુટુંબમાં બધાં જ મરી પરવાર્યાં! હવે કોને પૂછું? પણ ખેર! આ આપણને મુંઝવણનો વિષય નથી. મારું નામ જબાલા છે. સત્યકામ તારું નામ છે. તો તારા ગુરુને, તેઓ પૂછે ત્યારે હું સત્યકામ જાબાલ છું એમ જ કહેજે! સાચના જેવી ઢાલ નથી! દીકરા! આ જ મારો તને ઉપદેશ છે!" ધન્ય છે એ માતાને કે જે આટલી હિંમતથી-સરળતાથી અને નિઠાથી બાળકને સત્યનિષ્ઠાનો બોધ આપે છે! જીવનનો સૌથી પહેલો પાઠ જ સત્યનો! સત્યકામ તો નામ પ્રમાણે સત્યની જ ઈચ્છાવાળો! સરલતાની મૂર્તિ! માતૃભક્ત! એટલે સીધો તે ગુરુની પાસે ગયો! ગુરુ પાસે જઈ તેમની કને રહેવાની ઈચ્છા વિનયપૂર્વક વ્યક્ત કરી. ગુરુને પૂછ્યું, "બાપુ! હું આપની કને રહીને ભણું? આપને વાંધો તો નથી?"

એક તો બ્રાહ્મણનો બાળક તેમાં વળી કમનીય કાન્તિવાળો. સરલભાવની લલિતમૂર્તિ અને તે ઉપરાંત વિનયનમ્ર. વિનય અને પ્રેમથી ભીની, મધુરી વાણીના

વશીકરણથી ગુરુ તેના પ્રથમ દર્શને જ આકર્ષાયા! ગુરુએ શિષ્ટાચાર મુજબ બાળકને પ્રેમથી તેનું ગોત્ર પૂછ્યું, સેંકડો વિદ્યાર્થીઓ વચ્ચે પણ ગુરુદેવના સ્વાભાવિક છતાં અકળાવનાર પ્રશ્નથી ન મુંઝાતાં, સત્યકામે સરળભાવે માતાએ જે શબ્દો કહ્યા હતા તેના તે જ ફરી સંભળાવ્યા. બધા વિદ્યાર્થીઓ હસી પડયા! પણ ગુરુની પાસે વિદ્યાર્થીને માપવાનો ગજ જુદો જ હતો! ગુરુ લાલબત્તીમાં માનતા ન હતા. રૂઢિચુસ્ત ન હતા. પ્રાચીન પ્રણાલિની જડતાના પૂજક ન હતા. નાના બાળકની અચલ સત્ય ભક્તિ, તેના વિનયનમ્ર આચાર, મધુર વાણી અને અડગ હિંમતથી ગુરુનું હૃદય દ્રવી ગયું. તેણે તત્કાળ નિશ્ચય કર્યો કે જેનામાં આટલી સરળતા છે–આટલી સત્યનિષ્ઠા છે–આટલી વિનયનમ્રતા છે તે કદી અબ્રાહ્મણ હોઈ શકે જ નહીં. તત્કાળ સેંકડો વિદ્યાર્થીની વચ્ચે ગુરુએ–હારિદ્રુમત ગૌતમાચાર્યે સત્યકામને કહ્યું, "બેટા! આવ. બસ. આજથી તું મારો શિષ્ય છે. કેમકે બ્રાહ્મણ સિવાય આવો સત્યનો વિવેક અને તેમાં નિષ્ઠા સંભવતી નથી. બ્રાહ્મણું સ્વભાવના એ ગુણ છે. માટે તું સમિધ લાવ. હું તને જનોઈ આપું, કેમકે તું સત્યથી વેગળો થયો નથી! સત્ય એ જ ગુરુજીનો માપદંડ! કેવો ભવ્ય નિશ્ચય! એક ઝાટકે ગુરુએ લાલબત્તીને–પ્રણાલિને–પ્રાચીન રૂઢિને–અભેરાઈએ ચઢાવી દીધી. અને બ્રહ્મવિદ્યા કે બીજી કોઈપણ વિદ્યા એ સાધનસંપત્તિ ઉપર જીવે છે–વિકસે છે–ફલિત થાય છે. કેવળ જન્મ ઉપર અવલંબતી નથી!–આ આનો ન ભૂલાય એવો આદેશ છે! મા–દીકરો અને ગુરુ–એ ત્રણેની ત્રિપુટી સત્ય ભક્ત!

આમ બ્રહ્મશિષ્યને અપનાવી, તેની જન્મશુદ્ધિનો આંતર પ્રતીતિરૂપ દાખલો આપી ગુરુએ શિષ્યની લાયકાત તપાસવા વળી એક ભારે કસોટી તેની આગળ મૂકી. ગૌશાળામાંથી વીણી વીણીને નિર્બળ અને કંતાઈ ગયેલી ગાયો તેને સોંપી, ગુરુએ કહ્યું–"બેટા! આ ચારસો ગાયનું ધણ તને આપું છું. એની સેવા કર." શિષ્યે પ્રશ્ન ન કર્યો. ન તો મહેનતની આકરી કસોટીમાં ચૂં કે ચાં ન કર્યું... પ્રસન્નભાવે શ્રમનો મહિમા તેણે સ્વીકારી લીધો. સેવાથી વિદ્યાની શરૂઆત! સુખભોગને તિલાંજલિ! ખડતલ જીવન ગાળવાનો પહેલો જ પ્રત્યક્ષ પાઠ!–આજનો વિદ્યાર્થી જો શીખવા માગે તો અહીં તેને માટે ભારી જીવન ઉજ્જ્વાલક પાઠ છે! આમ ગુરુની આજ્ઞાને હકાર સિવાય સ્વીકારી જંગલમાં જતા શિષ્યને ગુરુ કહે છે કે "જો બેટા! મારો એક આદેશ સાંભળ! આ ચારસો ગાય ચારસોને બદલે એક હજાર થાય ત્યારે પાછો અહીં આવજે!" અર્થાત્ નિર્બળ અને કૃશ ગાયોને સબળ અને પુષ્ટ કરવી. તેની અઢીગણી સંખ્યા થાય ત્યાં સુધી અરણ્યવાસ કરવો. તેમની વખતોવખત સેવા કરવી અને એ સેવાના ગર્ભમાં રહેલા

બધાય બોધપાઠો હૃદયંગત કરવા—આ કપરી કસોટી વિદ્યાર્થીને માટે યોગ્ય જ છે! ઉપર કહ્યું તેમ આજનો જમાનો જો જોવા જ ઇચ્છે, પ્રાચીનમાંથી લાભદાયક લેવા જ ઇચ્છે—કેળવણીના હૈયાં બાળતા અનેક કોયડાને ઉકેલવા જ ઇચ્છે, તો આ આધ્યાત્મિકા એને આખું કેળવણીનું દર્શન આપી શકે એમ છે! પ્રાચીન તેટલું બધું જ જેમ સારું નથી, તેમ પ્રાચીન તેથી બધું જ ખરાબ છે એમ પણ નથી! કોઈપણ પ્રજાને પોતાના સનાતન વારસાનો લાભદાયી અંશ ગુમાવતાં ન પાલવે! આજની કેળવણી સેવાથી વિખૂટી છે. જીવનથી વિખૂટી છે. અને આથી જ તે મા જેવી હોવા છતાં ઝેર દેનારીની ગરજ સારે છે. અસ્તુ.

સત્યકામે સહર્ષ ગુરુની આજ્ઞા માથે ચઢાવી ચારસો ગાયમાતાને લઈ તે અરણ્યમાં પહોંચ્યો. ગાયના દૂધ ઉપર જ તે વર્ષો સુધી રહ્યો. તેની બુદ્ધિ પણ દૂધ જેવી નિર્મળ, જીવનદાતા અને પુષ્ટિ, તુષ્ટિ અને પવિત્રતાથી યુક્ત થઈ. દુગ્ધાહાર એ વિદ્યાર્થી અને સૌ કોઈને માટે અમૃતાહાર છે! આમ વર્ષો સુધી કાર્યક્રમ પહોંચ્યો. તે વર્ષોમાં સત્યકામને નથી એકલવાસ પીડી શક્યો, નથી અરણ્યવાસ ત્રાસ આપી શક્યો, નથી ઘરસંભારણાં તેને દમી શક્યાં, નથી માતૃપ્રેમ સંતાપી શક્યો, નથી તો ગુરુકુલની સ્મૃતિ પજવી શકી, નથી એને અધૈર્ય મ્હાત કરી શક્યું કે નથી એને રાગ શોક મોહ પજવી શક્યાં. બસ. એક સેવા જ એનો આનંદ હતો. ગુરુ આદેશ જ એનો પરમ મંત્ર હતો. ગુરુભક્તિ જ એનો જીવનાધાર હતો. શ્રદ્ધા વિશ્વાસ જ એનાં નેત્ર હતાં. સદ્વિદ્યાની પ્રાપ્તિ માટે કેવી કઠોર તપસ્યા!

॥ इति चतुर्थः खण्डः ॥

---

## ॥ अथ पञ्चमः खण्डः ॥

**अथ ह एनम् ऋषभः अभ्युवाद सत्यकाम ३ इति भगव इति ह प्रतिशुश्राव प्राप्ताः सोम्य सहस्रं स्मः प्रापय न आचार्यकुलम् ॥ १ ॥**

અને એક વૃષભે કહ્યું— સત્યકામ! સત્યકામે કહ્યું હે ભગવન! શી આજ્ઞા છે? વૃષભે કહ્યુ હે સૌમ્ય! અમો હજાર થયાં છીએ. તો હવે અમોને તું આચાર્યકુલમાં પહોંચાડ. ॥ ૧ ॥

ब्रह्मणश्च ते पादं ब्रवाणि इति ब्रवीतु मे भगवान् इति तस्मै होवाच प्राची दिक्कला प्रतीची दिक्कला दक्षिणा दिक्कला उदीची दिक्कला एष वै सोम्य चतुष्कलः पादो ब्रह्मणः प्रकाशवान् नाम ॥२॥

અને આ સેવા બદલ હું તને બ્રહ્મનો એક પાદ કહું–એમ વૃષભે ઉમેર્યું. સત્યકામે કહ્યું–કે આપ પૂજ્ય મને તે કહો તે સત્યકામને તે વૃષભે કહ્યું–હે પ્રિય! પૂર્વ દિશા, પશ્ચિમ દિશા, દક્ષિણ દિશા અને ઉત્તર દિશા–આ ચારે દિશા બ્રહ્મની કલા પાદ છે. હે સૌમ્ય! નિશ્ચય આ ચાર કલાવાળો બ્રહ્મનો પાદ છે. અને એ પાદનું નામ છે, પ્રકાશવાન્ ॥ ૨ ॥

स य एतमेवं विद्वान् चतुष्कलं पादं ब्रह्मणः प्रकाशवान् इति उपास्ते प्रकाशवान् अस्मिन् लोके भवति प्रकाशवतो ह लोकान् जयति य एतम् एवं विद्वान् चतुष्कलं पादं ब्रह्मणः प्रकाशवान् इत्युपास्ते ॥ ३ ॥

તે પુરૂષ કે જે આજે.આમ જાણીને બ્રહ્મના ચાર કલાવાળા પ્રકાશવાન નામના પાદને ઉપાસે છે તે આ લોકમાં પ્રકાશવાન થાય છે. જે આમ જાણતો હોઈને બ્રહ્મના ચાર કલાવાળા પ્રકાશવાન નામના પાદને ઉપાસે છે તે પ્રકાશવાળા લોકોને જીતે છે. ॥ ૩ ॥

આમ સત્યકામે વર્ષો સુધી અરણ્યમાં રહી, ગાયમાતાની એકનિષ્ઠાથી સેવા કરી. અને કરેલી સેવા કદી નિષ્ફળ જતી નથી! સેવા તો પત્થરને પણ પીગળાવે અને વજ્રને પણ વાચા દે. આવી અનન્દનિષ્ઠાથી કરેલી સેવાથી અંતર્યામિ ભગવાન પ્રસન્ન થાય છે. અને સેવકને પોતાના જ્ઞાન માટે સ્વયમેવ અંદરથી યોગ્ય બનાવી દે છે. અને આમ યોગ્ય બનેલા પવિત્ર હૃદયને માટે તો વસ્તુ માત્ર ગુરુ બને છે. દત્તાત્રેયને ચોવીસ જ ગુરુ હતા! પણ આવા અધિકારીને માટે તો અણુઅણુમાં ગુરુપદની ગૂઢ છે! અંગ્રેજી કવિએ કહ્યું. છે. તેમ તેને માટે તો ઝાડનું પાંદડે પાંદડું જીભ બને છે; ઝરણાનું ટીપે ટીપું ગીતા બને છે, શિલા પણ ઉપદેશ સંહિતા બને છે. સત્યકામ જાબાલને માટે પણ તેમ જ થયું. સેવાના આરંભ કોર પણ પરિણામ મધુર બનાવી દેતું હૃદય એટલું તો પવિત્ર અને યોગ્ય બન્યું કે હવે તેને વસ્તુમાત્રમાં પરમાત્માનો જ મહિમા સમજાવા લાગ્યો. આવી ઉપદેશને યોગ્ય હૃદયસ્થિતિ થતાં, સૂચનમાત્ર પણ શ્રુતિવાક્યની ગરજ સારે છે. સત્યકામની બાબતમાં પણ તેમ જ થયું. તેની સમક્ષ એક બળદે આવી કહ્યું કે હે પ્રિયદર્શન! અમો સંખ્યાની દૃષ્ટિએ એક હજાર થઈ ચૂક્યાં છીએ તો હવે અમોને તુ

આચાર્યકુલમાં હંકારી જા. અને તારી આ અમૂલ્ય સેવા બદલ અમો તને શું આપીએ? સેવાનો બદલો બીજા કશાથી વળે એમ નથી. માટે હું તને બ્રહ્મ વિદ્યાનો એક અંશ કહું. સત્યકામે તે બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ માટે ઇચ્છા બતાવતાં, બળદે તેને કહ્યું કે આ ચારે દિશાઓ એ બ્રહ્મની એક કલા છે! અર્થાત્ આ ચાર દિશાઓમાં સમસ્ત બ્રહ્માંડ સમાયેલું છે. તે આ વિરાટ્ બ્રહ્મ છે. બ્રહ્મના આ પાદનું નામ પ્રકાશવાન છે. કેમકે દિશાઓ જેમ સ્થૂલ જ્યોતિની વાહક છે તેમ પરમાત્માની ચૈતન્ય જ્યોતિની પણ વાહક છે. જે કોઈ આ પરમાત્માના પ્રકાશવાન નામના પાદની ઉપાસના કરે છે તેને શું ફળ મળે છે તે બતાવી બ્રહ્મનો બીજો પાદ અગ્નિ તને ઉપદેશશે એમ કહી બળદ વિરમે છે. ૧-૩

॥ इति पञ्चमः खण्डः ॥

---

## ॥ अथ षष्ठः खण्डः ॥

अग्निष्टे पादं वक्तेति स ह श्वोभूते गा अभिप्रस्थापयांचकार ता यत्राभि सायं बभूवुस्तत्राग्निमुपसमाधाय गा उपरुध्य समिधमाधाय पश्चादग्नेः प्राङुपोपविवेश ॥ १ ॥

અગ્નિ તને બ્રહ્મનો બીજો પાદ કહેશે એમ કહીને વૃષભ વિરમ્યો. તેણે નિશ્ચય બીજે દિવસે ગાયોને ગુરુકુલ તરફ હંકારી તે ગાયોને, જ્યાં સાંજ પડી ત્યાં તેણે રોકી, અને અગ્નિમાં હોમ કર્યો. અને સમિધ લઈ અગ્નિથી પશ્ચિમ દિશામાં, પૂર્વાભિમુખ થઈ અગ્નિ સમક્ષ બેઠો. ॥ ૧ ॥

तमग्निरभ्युवाद सत्यकाम ३ इति भगव इति ह प्रतिशुश्राव ॥२॥

ब्रह्मणः सोम्य ते पादं ब्रवाणीति ब्रवीतु मे भगवानिति तस्मै होवाच पृथिवी कलाऽन्तरिक्षं कला द्यौः कला समुद्रः कलैष वै सोम्य चतुष्कलः पादो ब्रह्मणः अनन्तवान् ॥ ३ ॥

તેને અગ્નિએ કહ્યું-"સત્યકામ!" ત્યારે તેણે વિનયપૂર્વક જવાબ વાળ્યો-"હે ભગવન્! બોલો શી આજ્ઞા છે?" અગ્નિએ કહ્યું-"હે પ્રિય! હું તને બ્રહ્મનો પાદ કહું." "આપ પૂજ્ય મને કહો" એમ સત્યકામે કહ્યું. તેને અગ્નિએ કહ્યું "પૃથ્વી, અન્તરિક્ષ, દ્યૌ અને સમુદ્ર એ બ્રહ્મની કલા છે. હે સૌમ્ય! આ છે નિશ્ચય બ્રહ્મનો ચાર કલાવાળો પાદ. એનું નામ છે "અનન્તવાન્." ॥ ૨-૩ ॥

**ब्रह्मणः सोम्य ते पादं ब्रवाणीति ब्रवीतु मे भगवान् इति तस्मै होवाच प्राणः कला चक्षुः कला श्रोत्रं कला मनः कला एष वै सोम्य चतुष्कलः पादः ब्रह्मणः आयतनवान् नाम ॥ ३ ॥**

'હે પ્રિયદર્શન! હું તને બ્રહ્મનો એક પાદ કહું' એમ મદ્ગુ-જલ કુકડીએ કહ્યું. 'આપ પૂજ્ય મને જરૂર કહો' એમ તેણે કહ્યું. તેણે કહ્યું કે "પ્રાણ, ચક્ષુ, શ્રોત્ર અને મન એ બ્રહ્મની કલા છે." હે સૌમ્ય! નિશ્ચય આ બ્રહ્મનો "આયતનવાન્" નામનો ચતુષ્કલ પાદ છે. ॥ ૩ ॥

**स य एतमेवं विद्वान् चतुष्कलं पादं ब्रह्मण आयतनवान् इति उपास्ते आयतनवान् अस्मिन् लोके भवति आयतनवतः ह लोकान् जयति य एतम् एवं विद्वान् चतुष्कलं पादं ब्रह्मणः आयतनवान् इति उपास्ते ॥ ४ ॥**

જે કોઈ આને આમ જાણતો હોઈને બ્રહ્મના આયતનવાન્ નામના ચતુષ્કલ પાદને ઉપાસે છે, આ લોકમાં તે આયતનવાન્ થાય છે. જે કોઈ આમ જાણતો હોઈને બ્રહ્મના આયતનવાન્ નામના ચતુષ્કલ પાદને ઉપાસે છે તે નિશ્ચય આયતનવાન્ લોકોને જીતે છે. ॥ ૪ ॥

ત્યારબાદ જલકુકડીએ તેને કહ્યું કે પ્રાણ, ચક્ષુ, શ્રોત્ર અને મન, આ ચાર, એ બ્રહ્મના ચોથા પાદની કલાઓ છે. એ ચોથા પાદનું નામ આયતનવાન્ છે. આ આયતનવાન્ નામના પાદની ઉપાસનાનું ફળ બતાવી જલકુકડી વિરમે છે.

આમ આ ચાર ગુરુઓએ સત્યકામને બ્રહ્મના ચાર પાદો અને સોળ કળા કહી. અર્થાત્ અહીં રહસ્ય આ છે. બળદે "પ્રકાશવાન્" અગ્નિએ "અનન્તવાન્" હંસે "જ્યોતિષ્માન્" અને જલકુકડીએ "આયતનવાન્" નામના બ્રહ્મના પાદનો ઉપદેશ કર્યો. અર્થાત્ પરમાત્મા ચૈતન્યજ્યોતિ છે. અનન્ત છે. સૂર્યાદિ ભૌતિક જ્યોતિ પણ તેમની જ છે. અને સૌના આધાર રૂપ છે. ચારે દિશાઓ આધિભૌતિક જગતને, પૃથ્વી વગેરે અંતરાલના જગતને, સૂર્ય વગેરે આધિદૈવિક જગતને અને પ્રાણ વગેરે આધ્યાત્મિક જગતને સમાવી લે છે. અને આ ચારથી પર તો બીજું કશું છે. નહીં. આ ચાર પાદમાં સમસ્ત જગત સમાઈ જાય છે. અને પરમાત્મા જ આ જગતરૂપે વ્યવસ્થિત છે. આ છે બ્રહ્મજ્ઞાન. સ્થાવર જંગમ જગત્, પરમાત્માનો જ—તે તે નામ રૂપે આવિષ્કાર માત્ર છે. તે તેનાથી જુદા નથી—આવી નિષ્કલેશ સમજ તારક છે. જેમ-વીંટી, હાર વગેરે સુવર્ણનાં જ જુદા નામરૂપ માત્ર છે—મૂળમાં

બધું સુવર્ણ જ સુવર્ણ છે, તેમ અનન્ત વૈવિધ્યથી ભરપૂર, પરસ્પર અકળાવી નાંખે એવા વૈલક્ષણ્યથી પૂર્ણ આ જગતમાં એકરસ એકતા છે. સાલક્ષણ્ય છે. વિવિધતા અને વિલક્ષણતા એ વિક્ષિપ્ત ચિત્તનો ચમત્કાર છે. એકતા અને સલક્ષણતા એ એકાગ્ર ચિત્તનું દર્શન છે. અને આટલાં દર્શનફેરમાં જન્મમરણ અને મુક્તિ છૂપાયાં છે! આ છે રહસ્ય. ૧-૪.

॥ इति अष्टमः खण्डः ॥

---

## ॥ अथ नवमः खण्डः ॥

**प्राप हाऽऽचार्यकुलं तमाचार्योऽभ्युवाद सत्यकाम३ इति भगव इति ह प्रतिशुश्राव ॥ १ ॥**

આમ કરતાં કરતાં તે આચાર્યકુલમાં પહોંચ્યો. તેને આચાર્યે કહ્યું. "સત્યકામ!" "હે પૂજ્ય! શી આજ્ઞા" એમ તેણે વળતો જવાબ વાળ્યો. ॥ ૧ ॥

**ब्रह्मविदिव वै सोम्य भासि को नु त्वाऽनुशशासेति अन्ये मनुष्येभ्य इति ह प्रतिजज्ञे भगवाꣳस्त्वेव मे कामे ब्रूयात् ॥२॥**

ગુરુએ કહ્યુ-"હે પ્રિય! તું નિશ્ચય બ્રહ્મવિદ્ હોય નહીં એનો ભાસે છે. તો તને કોણે ઉપદેશ દીધો!" "હે ગુરુદેવ! મને મનુષ્યોથી બીજાઓએ જ ઉપદેશ દીધો છે," એમ તેણે જવાબ વાળ્યો. "પરંતુ આપ પૂજ્ય જ નિશ્ચય મને ઉપદેશ આપો." ॥૨॥

**श्रुतꣳ ह्येव मे भगवद्दृशेभ्य आचार्याद्ध्येव विद्या विदिता साधिष्ठं प्रापयतीति तस्मै हैतदेवोवाच अत्र ह न किंचन वीयायेति वीयायेति ॥ ३ ॥**

કેમકે મેં આપ જેવા પૂજ્યચરણો પાસેથી સાંભળ્યું છે કે "આચાર્ય પાસેથી જ જાણેલી વિદ્યા સર્વોત્તમ ગતિને પ્રાપ્ત કરાવે છે." ત્યારે તે ગુરુદેવે તેને નિશ્ચય આ જ કહ્યું કે "હે પ્રિય! અહીં-તને આપેલા ઉપદેશમાં કાંઈ પણ વિશેષ રહી જતું નથી. કાંઈપણ વિશેષ રહી જતું નથી." ॥ ૩ ॥

આમ ઉપદેશ લેતાં લેતાં અને તેને હૃદયમાં ધ્યાન દ્વારા વણી દેતાં દેતાં સત્યકામ ગુરુકુલમાં પહોંચ્યો. તેને આવેલો જોતાં જ ગુરુના હર્ષનો પાર ન રહ્યો. કેમકે બાળક સત્યકામ હવે નવજુવાન થઈને આવ્યો. અને સત્યકામ હવે સુજ્ઞ થયો!

स य एतम् एवं विद्वान् चतुष्कलं पादं ब्रह्मणः अनन्तवान् इति उपास्ते अनन्तवान् अस्मिन् लोके भवति अनन्तवतो ह लोकान् जयति य एतमेवं विद्वान् चतुष्कलं पादं ब्रह्मणः अनन्तवान् इति उपास्ते ॥ ४ ॥

તે પુરુષ કે જે આને આમ જાણતો હોઈને બ્રહ્મના અનન્તવાન્ નામના ચતુષ્કલ પાદને ઉપાસે છે. આ લોકમાં તે અનન્તવાન થાય છે. અને જે પુરુષ આને આમ જાણતો હોઈને બ્રહ્મના અનન્તવાન નામના ચતુષ્કલ પાદને ઉપાસે છે તે અનન્તવાન્ લોકોને જીતે છે. ॥ ૪ ॥

ત્યાર બાદ અગ્નિદેવતા તેને બ્રહ્મનો બીજો પાદ કહે છે. એ બીજા પાદની પૃથિવી, અન્તરિક્ષ, દ્યૌ અને સમુદ્ર એવી ચાર કલા છે–એમ સમજાવે છે. આ પાદનું નામ અનન્તવાન છે. આ પરમાત્માના અનન્તવાન પાદની ઉપાસનાનું ફળ બતાવી, હંસ તને બ્રહ્મનો ત્રીજો પાદ કહેશે એમ કહી અગ્નિદેવ વિરમે છે. ॥ ૧ થી ૪ ॥

॥ इति षष्ठः खण्डः ॥

---

## ॥ अथ सप्तमः खण्डः ॥

हंसस्ते पादं वक्तेति सः ह श्वोभूते गा अभिप्रस्थापयां चकार ता यत्राभि सायं बभूवुस्तत्राग्निमुपसमाधाय गा उपरुध्य समिधमाधाय पश्चादग्नेः प्राङुपोपविवेश ॥ १ ॥

હંસ તને બ્રહ્મનો એક પાદ કહેશે કહી અગ્નિદેવ વિરમ્યા. તેણે સવાર થતાં નિશ્ચય ગાયોને હંકારી. જ્યાં સાયંકાળ થયો ત્યાં તેણે ગાયોને અટકાવી. અગ્નિમાં હોમ કર્યો. અને સમિધ લઈને અગ્નિથી પશ્ચિમમાં પૂર્વાભિમુખ થઈને બેઠો. ॥ ૧ ॥

तं हंस उप निपत्य अभ्युवाद सत्यकाम ३ इति भगव इति ह प्रतिशुश्राव ॥ २ ॥

તેના તરફ એક હંસ ઉડીને આવ્યો અને 'હે સત્યકામ! એમ તેને બોલાવ્યો! "હે પૂજ્ય! શી આજ્ઞા છે" એમ સત્યકામે વળતો જવાબ વાળ્યો. ॥ ૨ ॥

ब्रह्मणः सोम्य ते पादं ब्रवाणीति ब्रवीतु मे भगवानिति तस्मै होवाचाग्निः कला सूर्यः कला चन्द्रः कला विद्युत्कला एष वै सोम्य चतुष्कलः पादो ब्रह्मणो ज्योतिष्मान् नाम ॥ ३ ॥

"હે સૌમ્ય! બ્રહ્મનો હું તને પાદ કહું" એમ હંસે કહ્યું ત્યારે "આપ પૂજ્ય મને કહો" એમ સત્યકામે કહ્યું. તેને તેણે કહ્યું-"અગ્નિ, સૂર્ય, ચંદ્ર અને વિજળી એ બ્રહ્મની કલા છે. આ બ્રહ્મનો "જ્યોતિષ્માન્" નામનો ચાર કલાવાળો પાદ છે." ॥ ૩ ॥

**स य एतमेवं विद्वान् चतुष्कलं पादं ब्रह्मणः ज्योतिष्मान् इति उपास्ते ज्योतिष्मान् अस्मिन् लोके भवति ज्योतिष्मतः ह लोकान् जयति य एतं एवं विद्वान् चतुष्कलं पादं ब्रह्मणः ज्योतिष्मान् इति उपास्ते ॥ ४ ॥**

જે કોઈ આમ જાણતો હોઈને બ્રહ્મના 'જ્યોતિષ્માન્' નામના ચતુષ્કલ પાદને ઉપાસે છે તે આ લોકમાં જ્યોતિષ્માન્ થાય છે. જે કોઈ આમ જાણતો હોઈને બ્રહ્મના જ્યોતિષ્માન્ નામના ચતુષ્કલ પાદને ઉપાસે છે તે જ્યોતિવાળા લોકોને જીતે છે. ॥ ૪ ॥

ત્યાર બાદ હંસે તેને ત્રીજો પાદ કહ્યો. અગ્નિ, સૂર્ય, ચંદ્ર અને વિજળી એ ત્રીજા પાદની ચાર કલા છે. આ પાદનું નામ "જ્યોતિષ્માન્" છે. તેની ઉપાસનાનું ફળ બતાવી જલકુકડી તને ચોથો પાદ કહેશે એમ કહી હંસ વિરમે છે. ॥ ૧-૪ ॥

**॥ इति सप्तमः खण्डः**

---

**॥ अथ अष्टमः खण्डः ॥**

**मद्गुष्टे पादं वक्तेति स ह श्वोभूते गा अभिप्रस्थापयां चकार ता यत्राभि सायं बभूवुस्तत्राग्निमुपसमाधाय गा उपरुध्य समिधमाधाय पश्चादग्नेः प्राङुपोपविवेश ॥ १ ॥**

જલકુકડી તને એક પાદ કહેશે એમ વદી હંસ વિરમ્યો. તેણે સવાર થતાં ગાયોને હંકારી. અને જ્યાં સાંજ પડી ત્યાં તેણે તેમને રોકી. અગ્નિમાં હોમ કર્યો અને સમિધ લઈને અગ્નિથી પશ્ચિમમાં પૂર્વાભિમુખ થઈને બેઠો. ॥ ૧ ॥

**तं मद्गुरुपनिपत्य अभ्युवाद सत्यकाम ३ इति भगव इति ह प्रतिशुश्राव ॥ २ ॥**

જલકુકડીએ તેને ઉડીને આવીને કહ્યું "સત્યકામ"-'શી આજ્ઞા છે પૂજ્ય!' એમ તેણે વળતું કહ્યું. ॥ ૨ ॥

ब्रह्मणः सोम्य ते पादं ब्रवाणीति ब्रवीतु मे भगवान् इति तस्मै होवाच प्राणः कला चक्षुः कला श्रोत्रं कला मनः कला एष वै सोम्य चतुष्कलः पादः ब्रह्मणः आयतनवान् नाम ॥ ३ ॥

'હે પ્રિયદર્શન! હું તને બ્રહ્મનો એક પાદ કહું' એમ મદ્ગુ-જલ કુકડીએ કહ્યું. 'આપ પૂજ્ય મને જરૂર કહો.' એમ તેણે કહ્યું. તેણે કહ્યું કે "પ્રાણ, ચક્ષુ, શ્રોત્ર અને મન એ બ્રહ્મની કલા છે." હે સૌમ્ય! નિશ્ચય આ બ્રહ્મનો "આયતનવાન્" નામનો ચતુષ્કલ પાદ છે. ॥ ૩ ॥

स य एतमेवं विद्वान् चतुष्कलं पादं ब्रह्मण आयतनवान् इति उपास्ते आयतनवान् अस्मिन् लोके भवति आयतनवतः ह लोकान् जयति य एतम् एवं विद्वान् चतुष्कलं पादं ब्रह्मणः आयतनवान् इति उपास्ते ॥ ४ ॥

જે કોઈ આને આમ જાણતો હોઈને બ્રહ્મના આયતનવાન્ નામના ચતુષ્કલ પાદને ઉપાસે છે, આ લોકમાં તે આયતનવાન્ થાય છે. જે કોઈ આમ જાણતો હોઈને બ્રહ્મના આયતનવાન્ નામના ચતુષ્કલ પાદને ઉપાસે છે તે નિશ્ચય આયતનવાન્ લોકોને જીતે છે. ॥ ૪ ॥

ત્યારબાદ જલકુકડીએ તેને કહ્યું કે પ્રાણ, ચક્ષુ, શ્રોત્ર અને મન, આ ચાર, એ બ્રહ્મના ચોથા પાદની કલાઓ છે. એ ચોથા પાદનું નામ આયતનવાન્ છે. આ આયતનવાન્ નામના પાદની ઉપાસનાનું ફળ બતાવી જલકુકડી વિરમે છે.

આમ આ ચાર ગુરુઓએ સત્યકામને બ્રહ્મના ચાર પાદો અને સોળ કળા કહી. અર્થાત્ અહીં રહસ્ય આ છે. બળદે "પ્રકાશવાન્" અગ્નિએ "અનન્તવાન્" હંસે "જ્યોતિષ્માન્" અને જલકુકડીએ "આયતનવાન્" નામના બ્રહ્મના પાદનો ઉપદેશ કર્યો. અર્થાત્ પરમાત્મા ચૈતન્યજ્યોતિ છે. અનન્ત છે. સૂર્યાદિ ભૌતિક જ્યોતિ પણ તેમની જ છે. અને સૌના આધાર રૂપ છે. ચારે દિશાઓ આધિભૌતિક જગતને, પૃથ્વી વગેરે અંતરાલના જગતને, સૂર્ય વગેરે આધિદૈવિક જગતને અને પ્રાણ વગેરે આધ્યાત્મિક જગતને સમાવી લે છે. અને આ ચારથી પર તો બીજું કશું છે નહીં. આ ચાર પાદમાં સમસ્ત જગત સમાઈ જાય છે. અને પરમાત્મા જ આ જગતરૂપે વ્યવસ્થિત છે. આ છે બ્રહ્મજ્ઞાન. સ્થાવર જંગમ જગત, પરમાત્માનો જ-તે તે નામ રૂપે આવિષ્કાર માત્ર છે. તે તેનાથી જુદા નથી—આવી નિષ્ઠા સમજ તારક છે. જેમ વીંટી, હાર વગેરે સુવર્ણનાં જ જુદા નામરૂપ માત્ર છે—મૂળમાં

બધું સુવર્ણ જ સુવર્ણ છે, તેમ અનન્ત વૈવિધ્યથી ભરપૂર, પરસ્પર અકળાતી નાંખે એવા વૈલક્ષણ્યથી પૂર્ણ આ જગતમાં એકરસ એકતા છે. સાલક્ષણ્ય છે. વિવિધતા અને વિલક્ષણતા એ વિક્ષિપ્ત ચિત્તનો ચમત્કાર છે. એકતા અને સલક્ષણતા એ એકાગ્ર ચિત્તનું દર્શન છે. અને આટલાં દર્શનફેરમાં જન્મમરણ અને મુક્તિ છૂપાયાં છે! આ છે રહસ્ય. ૧–૪.

॥ इति अष्टमः खण्डः ॥

---

॥ अथ नवमः खण्डः ॥

**प्राप हाऽऽचार्यकुलं तमाचार्योऽभ्युवाद सत्यकाम३ इति भगव इति ह प्रतिशुश्राव ॥ १ ॥**

આમ કરતાં કરતાં તે આચાર્યકુલમાં પહોંચ્યો. તેને આચાર્યે કહ્યું. "સત્યકામ!" "હે પૂજ્ય! શી આજ્ઞા" એમ તેણે વળતો જવાબ વાળ્યો. ॥ ૧ ॥

**ब्रह्मविद् इव वै सोम्य भासि को नु त्वा अनुशशास इति अन्ये मनुष्येभ्य इति ह प्रतिजज्ञे भगवान् तु एव मे कामं ब्रूयात् ॥२॥**

ગુરુએ કહ્યું–"હે પ્રિય! તું નિશ્ચય બ્રહ્મવિદ્ હોય નહીં એવો ભાસે છે. તો તને કોણે ઉપદેશ દીધો!" "હે ગુરુદેવ! મને મનુષ્યોથી બીજાઓએ જ ઉપદેશ દીધો છે," એમ તેણે જવાબ વાળ્યો. "પરંતુ આપ પૂજ્ય જ નિશ્ચય મને ઉપદેશ આપો." ॥૨॥

**श्रुतं हि एव मे भगवद्दृशेभ्य आचार्यात् हि एव विद्या विदिता साधिष्ठं प्रापयति इति तस्मै ह एतत् एव उवाच अत्र ह न किंचन वीयाय इति वीयाय इति ॥ ३ ॥**

કેમકે મેં આપ જેવા પૂજ્યચરણો પાસેથી સાંભળ્યું છે કે "આચાર્ય પાસેથી જ જાણેલી વિદ્યા સર્વોત્તમ ગતિને પ્રાપ્ત કરાવે છે." ત્યારે તે ગુરુદેવે તેને નિશ્ચય આ જ કહ્યું કે "હે પ્રિય! અહીં–તને આપેલા ઉપદેશમાં કાંઈ પણ વિશેષ રહી જતું નથી કાંઈપણ વિશેષ રહી જતું નથી." ॥ ૩ ॥

આમ ઉપદેશ લેતાં લેતાં અને તેને હૃદયમાં ધ્યાન દ્વારા વણી દેતાં દેતાં સત્યકામ ગુરુકુલમાં પહોંચ્યો. તેને આઘેથી જોતાં જ ગુરુના હર્ષનો પાર ન રહ્યો. કેમકે બાળક સત્યકામ હવે નવજુવાન થઈને આવ્યો. અને સત્યકામ હવે મુક્ત થયો!

સેવા વિનમ્ર સત્યકામ સેવાજન્ય જ્ઞાનની પ્રભાવશ્રી, આંખ નાંખે એવી, મોહક આભા લઇને આવ્યો. અને બ્રહ્મજ્ઞાનનું ઓજસ્ ઢાંક્યું ઢંકાઇ નહી! સૂર્યપ્રકાશને મેશ કેવી રીતે લીંપી શકે? આથી બ્રહ્મજ્ઞાની જેવા પ્રસન્ન, નિઃશોક, નિર્વેર, ઓજસ્વી. અને પ્રશાંત સત્યકામને જોઇને ગુરુહૃદય આવેથી જ હર્ષમાં પોકારી ઉઠ્યું "સત્યકામ! તું તો બ્રહ્મજ્ઞાની જેવો જણાય છે! મેં તને બ્રહ્મજ્ઞાન દીધું નથી! તો પછી ક્યા કારુણિક આચાર્યે તને ધન્ય કર્યો!" સત્યકામ કહે ગુરુદેવ! એ આપની જ દયા છે. મને મનુષ્ય ગુરુએ પ્રબુદ્ધ નથી કર્યો. કુદરતે મને જ્ઞાન કર્યો પણ તેટલાથી મને સંતોષ નથી! આપ પૂજ્ય ચરણે જ મને ઉપદેશ તો દેવો ઘટે! મારા જ્ઞાન ઉપર 'આ બ્રહ્મવેત્તા છે' એવી આપની મ્હોર ન લાગે ત્યાં સુધી હું કૃતકૃત્ય નથી. કેમકે મેં આપ જેવા પૂજ્યો પાસેથી જ સાંભળ્યું છે કે આચાર્ય પાસેથીજ મેળવેલું જ્ઞાન સર્વોત્તમ શ્રેય પ્રાપ્ત કરાવે છે. આથી આપ દયાળુ મને જ્ઞાન દાન દઇ નવાજો! સંપૂર્ણ જ્ઞાની છતાં કેટલું ગુરુગૌરવ વધાર્યું! ગુરુપ્રસાદ મેળવવા કેટલો નમ્ર બન્યો? આવા શિષ્યો ગુરુકુલને તારે! અને ગુરુ પણ તેવા જ! શિષ્યની આ જ્ઞાની નમ્રતાનો તેણે વિપરીત ઉપયોગ ન કર્યો. તરત ભગવાન હારિદ્રુમત ગૌતમાચાર્યે કહ્યું. બેટા! તારું જ્ઞાન પૂર્ણ છે. તારા જ્ઞાનમાં નથી તો હ્રાસ કે નથી તો અપૂર્ણતા! તેં જે જાણ્યું છે તેટલું જ જાણવા યોગ્ય હતું. તું કૃતકૃત્ય છે. બસ. ગુરુદેવની મ્હોર લાગી ગઇ! અને સત્યકામ-ગોપાલ સત્યકામ-ગાય ચારનાર સત્યકામ સાચા અર્થમાં ગોપાલ-જ્ઞાન-પાલ થઇ રહ્યો. ૧-૩.

॥ इति नवमः खण्डः

---

## ॥ अथ दशमः खण्डः ॥

**उपकोसलो ह वै कामलायनः सत्यकामे जाबाले ब्रह्मचर्यं उवास तस्य ह द्वादश वर्षाणि अग्नीन् परिचचार स ह स्म अन्यान् अन्तेवासिनः समावर्तयन् तं ह स्म एव न समावर्तयति ॥१॥**

પ્રસિદ્ધ ઉપકોસલ કામલાયન, સત્યકામ જાબાલની પાસે બ્રહ્મચર્યપૂર્વક રહ્યો. અને તેના ત્રણેય અગ્નિઓની બારે વર્ષ સુધી તેણે સેવા કરી તે પ્રસિદ્ધ આચાર્યે બીજા તમામ બ્રહ્મચારીઓનું સમાવર્તન કર્યું. છતાં કેવળ તે પ્રસિદ્ધ કામલાયનનું જ સમાવર્તન ન કર્યું. ॥ ૧ ॥

तं जायोवाच तप्तो ब्रह्मचारी कुशलमग्नीन्परिचचारीन्मा त्वाग्नयः परिप्रवोचन् प्रब्रूह्यस्मा इति तस्मै हाप्रोच्यैव प्रवासांचक्रे ॥२॥

ત્યારે તેને તેની પત્નીએ કહ્યું-"આ બ્રહ્મચારીએ ખૂબ તપ કર્યું છે એણે અગ્નિઓને કુશળતાથી સેવ્યા છે. એ સેવિત અગ્નિઓ રખે તારું બૂરું બોલતા! આથી એને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કહો!" આમ પત્નીએ કહ્યું છતાં આચાર્યે તેને વિદ્યા આપ્યા સિવાય જ નિશ્ચય પ્રવાસે પ્રયાણ કર્યું. ॥ ૨ ॥

स ह व्याधिनाऽनशितुं दध्रे तमाचार्यजायोवाच ब्रह्मचारिन् अशान किं नु नाश्नासि इति स होवाच बहव इमेऽस्मिन्पुरुषे कामा नानात्यया व्याधिभिः प्रतिपूर्णोऽस्मि नाशिष्यामि इति ॥ ३॥

તે કામલાયને નિશ્ચય વ્યાધિને લઈને અનશનનો નિશ્ચય કર્યો. ત્યારે તેને ગુરુપત્નીએ કહ્યુ-'હે બ્રહ્મચારી! તું ખા. તું ખરે! કાં ખાતો નથી ?' 'આ શરીરમાં આ ઈચ્છાઓ-રૂપી અનેક પ્રકારનાં રોગો વડે હું પરિપૂર્ણ છું. આથી હું ભોજન ન કરીશ,' એમ તેણે કહ્યુ. ॥ ૩ ॥

अथ हाग्नयः समूदिरे तप्तो ब्रह्मचारी कुशलं नः पर्यचारीत् हन्त अस्मै प्रब्रवाम इति तस्मै होचुः ॥ ४ ॥

ત્યાર બાદ તે ત્રણે અગ્નિઓએ પરસ્પર મળીને કહ્યું-તપ્યો છે આ બ્રહ્મચારી, કુશળતાથી એણે આપણને સેવ્યા છે. તો ખરે! આપણે એને વિદ્યા આપીએ, એમ કહીને તેને-કામલાયનને કહેવા લાગ્યા. ॥ ૪ ॥

प्राणो ब्रह्म कं ब्रह्म खं ब्रह्म इति स होवाच विजानामि अहं यत् प्राणो ब्रह्म कं च तु खं च न विजानामि इति ते होचुः यद्वाव कं तदेव खं यदेव खं तदेव कं इति प्राणं च हास्मै तदाकाशं चोचुः ॥ ५ ॥

"પ્રાણ બ્રહ્મ છે. સુખ બ્રહ્મ છે. આકાશ બ્રહ્મ છે." ત્યારે તેણે વળતું કહ્યું. "પ્રાણ બ્રહ્મ છે એમ તો હું જાણી શકયો. પરંતુ કં-સુખ બ્રહ્મ છે, ખં-આકાશ બ્રહ્મ છે એ કેવી રીતે તે હું નથી સમજી શકયો!" ત્યારે અગ્નિઓ બોલ્યા-"નિશ્ચય જે સુખ છે તે જ નિશ્ચય આકાશ છે. જે ખરે આકાશ છે તે જ સુખ છે. અને તે જ પ્રાણ છે જે આકાશ છે" એમ એને તેમણે કહ્યું. ॥ ૫ ॥

આમ ચારથી માંડીને નવ ખંડ સુધીમાં સત્યકામ જાબાલની મનોહર આખ્યાયિકા દ્વારા ભગવતી શ્રુતિએ પરમાત્માના પૂર્ણજ્ઞાનનો ઉપદેશ દીધો. હવે–દશથી પંદર ખંડ સુધીમાં સત્યકામ જાબાલના શિષ્ય ઉપકોશલ કામલાયનની આખ્યાયિકા દ્વારા શ્રુતિ બ્રહ્મજ્ઞાન આપવા માટે પ્રવૃત્ત થાય છે. આ આખ્યાયિકા પણ આગલી જેટલી જ રહસ્યપૂર્ણ અને મનોહર તથા અર્થથી ભરપૂર છે ! અને આથી જ જિજ્ઞાસુઓએ એનું મનન કરવું રહ્યું. શબ્દે શબ્દનો અર્થ વાક્યાર્થમાં આપ્યો છે. આથી વિસ્તારભયે શબ્દે શબ્દનું વ્યાખ્યાન કરવું યોગ્ય માન્યું નથી. આપીએ આખ્યાયિકાનો મર્મ કહેવામાં જ અમો લક્ષ્ય આપીએ છીએ.

હારિદ્રુમત ગૌતમાચાર્યનો પ્રસિદ્ધ શિષ્ય સત્યકામ જાબાલ પણ પાછળથી પોતાના યુગનો એક મહાન આચાર્ય તરીકે પ્રસિદ્ધ થયો ! તેની પાસે પણ હજારો શિષ્યો વિદ્યાદાન લઈ રહ્યા હતા. અને ખાણુમાંથી નીકળતા બધા હીરાઓ જેમ કોહીનૂર હીરા હોતા નથી તેમ ગુરુકુલ કે વિદ્યાપીઠમાં તૈયાર થતા બધા વિદ્યાર્થીઓ સાચી વિદ્યાના અર્થી હોતા નથી ! જેમ આજે તેમ આગળ પણ આવું જ હતું. આથી વર્ષોવર્ષ અનેક વિદ્યાર્થીઓ સત્યકામને ત્યાંથી જરૂરી તેટલું જ્ઞાન લઈને, ઘર માંડી, ગૃહસ્થ જીવનમાં પડી જતા હતા. પણ તે બધામાં એક ઉપકોશલ કામલાયન નામનો બ્રહ્મચારી ભવ્ય વિદ્યાર્થી હતો ! તે સાચો જિજ્ઞાસુ હતો. બધાને ગુરુ ઘરે જવાની રજા આપે પણ તેને ન આપે. કેમકે તે હોનહાર બાળક છે એમ ગુરુ જાણતા હતા. ફક્ત તેનામાં જ્ઞાનબીજને ફલિત થવાને કાળની મર્યાદાની અપેક્ષા હતી. આથી જ્ઞાની અને ચકોર ગુરૂ તેની પાસે સેવા જ કરાવ્યા કરતા હતા. આમ કરતાં કરતાં બાર વર્ષો વહી ગયાં ! આચાર્યની ઉપર ઉપરથી દેખાતી ઉપકોશલને લગતી ઉપેક્ષાથી હવે તો આચાર્ય પત્ની પણ મુંઝાઈ ગઈ. તેણે પતિને કહ્યું કે "બધાને ઘર માંડવાની આપ રજા આપો છો તો પછી આ ઉપકોશલને કેમ અનુમતિ આપતા નથી. તેને જે વિદ્યા આપવી ઘટે તે આપ કાં આપતા નથી ! આપની આ ઉપેક્ષા બુદ્ધિ કદાચ નિન્દાને પાત્ર પણ થશે !" પણ આચાર્યે પત્નીના બોલને પણ ઉવેખ્યો. અને કાર્યાર્થે પ્રવાસમાં, ઉપકોશલનો સમાવર્તન સંસ્કાર કર્યા સિવાય જ–ઉપડયા ! પણ ઉપકોશલે ન તો એક શબ્દ ઉચ્ચાર્યો ન તો સ્હેજે ઉદાસીનતા બતાવી. કેમકે તેનું ભાવિ ઉજ્જ્વલ હતું. તે ધરયેલો ન થયો ! આત્મજ્ઞાનની પ્રાપ્તિની યોગ્યતા મેળવવા તેણે ઉલટું કઠોર તપ આરંભ્યું. અન્નનો તેણે ત્યાગ કર્યો. અન્ન ત્યાગની બાબતમાં ગુરુપત્નીએ પૂછ્યું ત્યારે તેણે વળતું કહ્યું "માતા ! આ શરીરમાં ઇચ્છાઓરૂપી અનેક પ્રકારના રોગથી હું ભરપૂર છું. આથી હું ન ખાઈશ." અને આ જવાબમાં જ તેની

આત્મજ્ઞાનની તાલાવેલી સમજાય છે. ઇચ્છા કરતાં બીજો રાજરોગ કયો ? ઇચ્છાથી તો જન્મમરણનું ચક્ર અભંગપણે ચાલે છે ! ઇચ્છાને નિર્મૂલ કરવા સત્વશુદ્ધિ જોઇએ સત્વશુદ્ધિ માટે અન્નશુદ્ધિ જોઇએ. અને આદર્શ સ્થિતિમાં મનુષ્ય એ અનાહારી પ્રાણી પણ ન હોવું ઘટે. એ ક્યાં તો ફલાહારી રહે કે દુગ્ધાહારી રહે! દૂધથી–કેવળ દૂધના આહારથી–જો સાથે બીજા નીતિનિયમો માનવ પાળે તો, જલદી હૃદયશુદ્ધિ થાય છે.' અને શુદ્ધ હૃદય, ઇચ્છાના રાજ્યક્ષ્મા–ક્ષયરોગથી માણસને બચાવવામાં ભારે સહાયક નીવડે છે. આથી ઉપકોશલનો જવાબ કેવળ યોગ્ય છે.

આમ જ્યારે અન્નજળનો ત્યાગ કરીને ઉપકોશલ અનન્યભાવે અગ્નિસેવા કરવા લાગ્યો ત્યારે અગ્નિદેવતાને પણ થયું કે હવે આ બાળક અમારે શરણે છે. અમારે એનો જ્ઞાનદાનથી ઉદ્ધાર કરવો ઘટે. આથી ગાર્હપત્ય, અન્વાહાર્યપચન અને આહવનીય નામના ત્રણ યજ્ઞનાં અગ્નિઓએ માંહોમાંહે પહેલાં આ વિદ્યાર્થીને વિદ્યાદાન આપવાનો નિશ્ચય કરી તેને ત્રણેયે મળીને કહ્યું. "કામલાયન! અમો પ્રસન્ન થઇ તને વિદ્યા આપવા ઉત્સુક છીએ. તો એ વિદ્યાને તું ધારણ કર. હે પ્રિય ! પ્રાણ બ્રહ્મ છે. પ્રાણ એટલે બૃહત્ જીવન. બ્રહ્માથી માંડીને તે ઘાસના તણખલાં સુધી જે એકરસ જીવન વસ્તુમાત્રમાં ઓતપ્રોત છે તે સર્વવ્યાપી જીવન રાશિ એ જ પરમાત્મા છે. આથી ઘટઘટમાં ગૂઢપણે વ્યાપી રહેલાં તે પરમ જીવનને તું ઉપાસ. વળી જે આ જીવનરૂપી બ્રહ્મ છે તે દુઃખરૂપ નથી, પણ સુખ રૂપ છે. જીવન માત્ર આનન્દનો જ પર્યાય શબ્દ છે ! જીવન જો પ્યારી–મૂળમાં સુખપૂર્ણ–આનંદમયી ચીજ ન હોત તો આપઘાત એ પ્રત્યેક ક્ષણવ્યાપી બનાવ હોત [ અર્થાત્ બૃહજ્જીવનરૂપી પરમાત્મા સુખરૂપ છે. આથી જ પ્રાપ્તવ્ય અને સેવ્ય છે. વળી આ બૃહજ્જીવન રાશિ સુખરૂપ પરમાત્મા આકાશ છે. એટલે કે ચોમેરથી પ્રકાશવાન છે. ચૈતન્ય જ્યોતિથી ભરપૂર છે. અને આકાશની માફક જ સર્વત્ર ઓતપ્રોત–નિર્લેપ, નિર્વિકારી નિરંજન અને આધારરૂપ છે. અર્થાત્ આ દૃષ્ટિથી તું પરમાત્માની હે ઉપકોશલ ! ઉપાસના કર. ઉપકોશલની શંકાનું પણ અગ્નિદેવો નિરાકરણ આપી દેશે, તે ઉપર આપ્યું જ છે. વાક્યાર્થ બરોબર વાંચીને જ આ રહસ્યભાગને જોવો. ૧–૫.

॥ इति दशमः खण्डः ॥

॥ अथ एकादशः खण्डः ॥

अथ ह एनं गार्हपत्यः अनुशशास पृथिवी अग्निः अन्नं आदित्यः इति य एष आदित्ये पुरुषः दृश्यते सः अहम् अस्मि स एव अहं अस्मि इति ॥ १ ॥

ત્યાર બાદ એને ગાર્હપત્ય અગ્નિએ ઉપદેશ આપ્યો-પૃથિવી, અગ્નિ, અન્ન અને આદિત્ય, એમ આ ચાર મારાં શરીરો છે. આ આદિત્યમાં જે પુરુષ દેખાય છે તે હું છું. તે જ હું છું. ॥ ૧ ॥

स य एतं एवं विद्वान् उपास्ते अपहते पापकृत्यां लोकीभवति सर्वं आयुः एति ज्योग्जीवति न अस्य अवरपुरुषाः क्षीयन्ते उप वयं तं भुञ्जामः अस्मिन् च लोके अमुष्मिन् च य एतं एवं विद्वान् उपास्ते ॥ २ ॥

જે આને આમ જાણતો હોઈને ઉપાસે છે તે પાપકર્મને હણે છે. લોકવાળો થાય છે. પૂરું આયુષ્ય પામે છે. ઉજળું જીવન જીવે છે. એના પછીના આવેલા કુલપુરુષો નાશ પામતા નથી. જે કોઈ આમ જાણતો હોઈને ઉપાસે છે, તેનું આ અને પેલા એમ બન્ને લોકમાં અમો રક્ષણ કરીએ છીએ. ॥ ૨ ॥

॥ इति एकादशः खण्डः ॥

---

॥ अथ द्वादशः खण्डः ॥

अथ ह एनं अन्वाहार्यपचनः अनुशशास आपः दिशः नक्षत्राणि चन्द्रमाः इति य एष चन्द्रमसि पुरुषो दृश्यते सः अहं अस्मि स एव अहं अस्मि इति ॥ १ ॥

ત્યાર બાદ નિશ્ચય એને અન્વાહાર્યપચન નામના અગ્નિએ ઉપદેશ આપ્યો-જલ, દિશા, નક્ષત્રો, અને ચન્દ્રમા-એમ મારાં શરીરો છે. જે આ ચન્દ્રમાની અંદર પુરુષ દેખાય છે તે હું છું. તે જ હું છું. ॥ ૧ ॥

स य एतं एवं विद्वान् उपास्ते अपहते पापकृत्यां लोकीभवति सर्वं आयुः एति ज्योग्जीवति न अस्य अवरपुरुषाः क्षीयन्ते उप वयं तं भुञ्जामः अस्मिन् च लोके अमुष्मिन् च य एतं एवं विद्वान् उपास्ते ॥ २ ॥

જે આને આમ જાણતો હોઈને ઉપાસે છે તે પાપકર્મને હણે છે. લોકવાળો થાય છે. પૂરું આયુષ્ય પામે છે. ઉજળું જીવન જીવે છે. એના પછી આવતા કુલ પુરુષો નાશ પામતા નથી. જે કોઈ આમ જાણતો હોઈને ઉપાસે છે તેનું આ ને પેલા એમ બન્ને લોકમાં અમો રક્ષણ કરીએ છીએ. ॥ ૨ ॥

॥ इति द्वादशः खण्डः ॥

## ॥ अथ त्रयोदशः खण्डः ॥

**अथ ह एनम् आहवनीयः अनुशशास प्राणः आकाशः द्यौ विद्युत् इति यः एष विद्युति पुरुषः दृश्यते सः अहं अस्मि स एव अहं अस्मि इति ॥ १ ॥**

ત્યાર બાદ નિશ્ચય એને આહવનીય નામના અગ્નિએ ઉપદેશ દીધો-પ્રાણ, આકાશ, દ્યૌ અને વિદ્યુત્-આ ચાર મારાં શરીરો છે. જે આ વિદ્યુત્‌માં પુરુષ દેખાય છે તે હું છું. તે જ હું છું. ॥ ૧ ॥

**स य एतं एवं विद्वान् उपासते अपहते पापकृत्यां लोकीभवति सर्वं आयुः एति ज्योग्जीवति न अस्य अवरपुरुषाः क्षीयन्ते उप वयं तं भुञ्जामः अस्मिन् च लोके अमुष्मिन् च य एत एवं विद्वान् उपास्ते ॥२॥**

જે આને આમ જાણતો હોઈને ઉપાસે છે તે પાપકર્મને હણે છે. લોકવાળો થાય છે. પૂરું આયુષ્ય માણે છે. ઉજળું જીવન જીવે છે. એના પછીના પુરુષો ક્ષીણ થતા નથી. જે કોઈ આમ જાણતો હોઈને ઉપાસે છે તેનું આ અને પેલા લોકમાં અમે રક્ષણ કરીએ છીએ. ॥ ૨ ॥

આમ અગ્નિદેવોએ સાથે મળીને ઉપદેશ આપ્યો. હવે દસ, અગીઆર અને બાર એમ ત્રણ ખંડોમાં અનેક અગ્નિ તેને જુદો જુદો ઉપદેશ આપે છે. ગાર્હપત્ય અગ્નિના ચાર સ્વરૂપો છે. પૃથ્વી, અગ્નિ, અન્ન અને આદિત્ય. અન્વાહાર્ય-પચન નામના અગ્નિના પણ ચાર સ્વરૂપો છે અને તે જલ, દિશા, નક્ષત્ર અને ચન્દ્રમા. આહવનીયનાં પણ પ્રાણ, આકાશ, દ્યૌ અને વિદ્યુત્ એવાં ચાર શરીરો છે. અર્થાત્ આ ત્રણની અંદર રહેલું વ્યાપનશીલ અગ્નિતત્ત્વ એ અગ્નિનો જ-પરમાત્માનો જ આવિર્ભાવ માત્ર છે! શરીરની ઉષ્મા જેમ શરીરસ્થ પ્રાણની સાબિતી છે-તેમ બ્રહ્માંડમાં રહેલી ઉષ્મા બ્રહ્માંડમાં રહેલ મહાપ્રાણની સાબીતી છે. એ અહીં રહસ્ય છે. જે કોઈ આમ જાણી વર્તે છે તે નિષ્પાપ, પુણ્યલોકવાળો, પૂરાં આયુષ્યવાળો, ઉજ્જવલ જીવનવાળો અને અક્ષીણ સંતતિવાળો થાય છે. આ છે દસ.

॥ इति त्रयोदशः खण्डः ॥

## ॥ अथ चतुर्दशः खण्डः ॥

ते ह ऊचुः उपकोसल! एषा सोम्य ते अस्मत् विद्या आत्मविद्या च आचार्यः तु ते गतिं वक्ता इति आजगाम ह अस्य आचार्यः तं आचार्यः अभ्युवाद उपकोसल! ३ इति ॥ १ ॥

ત્યાર બાદ તે અગ્નિઓએ કહ્યું-"હે ઉપકોસલ! આ હે પ્રિય! તને અમોએ અમોને લગતી તથા આત્માને લગતી વિદ્યા કહી. હવે એ વિદ્યાનું ફળ તને આચાર્ય=સત્યકામ જાબાલ કહેશે." એમ કહીને તે અગ્નિઓ વિરમ્યા. ત્યાર બાદ એના આચાર્ય પ્રવાસથી પાછા આવ્યા. તેને આચાર્યે કહ્યું-"હે ઉપકોસલ!" ॥ ૧ ॥

भगव इति ह प्रतिशुश्राव ब्रह्मविद इव सोम्य ते मुखं भाति को नु त्वा अनुशशास इति कः नु मा अनुशिष्याद् भो इति इह अप इव निह्नुते इमे नूनम् ईदृशा अन्यादृशा इति इह अग्नीन् अभ्युदे किं नु सोम्य किल ते अवोचत् इति ॥ २ ॥

"હે ભગવન્!" એમ તેણે જવાબ વાળ્યો. ત્યારે આચાર્યે કહ્યું-"હે પ્રિય! બ્રહ્મવિદ્‌ના જેવું તારું મુખ ચમકે છે. તો કહે કે કોણે તને ઉપદેશ દીધો?" ત્યારે તે બોલ્યો-"હે ભગવન્! કોણ મને ઉપદેશ દે?"-આમ કહીને તેણે કાંઈ જાણે છુપાવવા યત્ન કર્યો પણ તે કશું છુપાવી શક્યો નહીં. તેણે અગ્નિઓ તરફ આંગળી ચીંધીને કહ્યું કે "હે ભગવાન્! નિશ્ચય આ અગ્નિઓ જે પહેલાં જેવા હતા તેથી ભિન્ન પ્રકારના અત્યારે જણાય છે." ત્યારે આચાર્યે કહ્યું-"હે સોમ્ય! તે અગ્નિઓએ તને શું કહ્યું?" ॥ ૨ ॥

इदम् इति ह प्रतिजज्ञे लोकान् वाव किल सोम्य ते अवोचत् अहं तु ते तद् वक्ष्यामि यथा पुष्करपलाश आपः न श्लिष्यन्त एवं एवंविदि पापं कर्म न श्लिष्यत इति ब्रवीतु मे भगवान् इति तस्मै ह उवाच ॥ ३ ॥

'આ' એમ કહીને તેણે તે કહી સંભળાવ્યું. ત્યારે આચાર્યે કહ્યું કે હે સોમ્ય! તને અગ્નિઓએ ખરે! ફક્ત લોકો જ કહ્યા. પરંતુ હું તને તે કહીશ જેથી એ જાણનારને, કમલપત્રને જેમ પાણી તેમ, પાપ ન ચોંટે. "આપ ભગવાન્ મને કહો." -એમ શિષ્યે કહ્યું. ત્યારે નિશ્ચય આચાર્યે કહ્યું. ॥ ૩ ॥

આમ તપસ્વી અને આજ્ઞાધારી સેવક શિષ્યને અગ્નિઓએ ઉપદેશ દીધો અને કહ્યું-"હે પ્રિય! અમોએ તને અમોને લગતી તથા આત્માને લગતી વિદ્યા કહી

દીધી છે. પણ આત્માને લગતી વિદ્યાનું જે સાચું ફળ છે તે તો તને તારા મનુષ્ય આચાર્ય સત્યકામ જાબાલ જ કહેશે. આટલું કહીને અગ્નિઓ અટક્યા. અને લાંબે ગાળે પ્રવાસથી આચાર્ય શ્રી સત્યકામ ઘેરે પાછા ફર્યા. સત્યકામ અને ગૌતમાચાર્યની વચ્ચે જેમ, તેમ ઉપકોસલ અને સત્યકામની વચ્ચે પણ, શિષ્યને કોણે વિદ્યાવાન કર્યો એ જ પ્રશ્નોત્તરી થઈ! સંકોચને લઈને ઉપકોસલે પહેલાં તો કોણે વિદ્યા આપી એ કહેવામાં રમણીય મુંઝવણ બતાવી. પણ ગુરુ સમક્ષ જૂઠું ન બોલાય, એટલે કબૂલી લીધું કે મારા અગ્નિ ગુરુ થયા છે. પ્રસન્ન થયેલા સત્યકામે કહ્યું–" બેટા! અગ્નિઓએ તને જે વિદ્યા આપી છે તે તો ફક્ત લૌકિક ફળવાળી જ આત્મવિદ્યા બતાવી. હવે હું તને તે વિદ્યા આપીશ કે જે મેળવ્યાથી મનુષ્ય, પાણીમાં કમળપત્રની માફક, સંસારમાં રહેવા છતાં તેનાથી અસ્પૃષ્ટ અને સદા ઉપર, પાણીની સપાટીથી હમેશાં ઉપર રહી, પ્રકાશની પૂજા કરતાં, કમળ જેમ પાણીને સૌન્દર્યથી ભરપૂર કરે છે, તેમ સંસારની સપાટીથી હમેશા ઉપર રહી–પ્રકાશ–જ્ઞાન પ્રકાશ સ્વરૂપ પરમસૂર્યની પૂજા કરતો અને સંસારના સૌંદર્યને પોતાના વિકાસ દ્વારા સમૃદ્ધ કરતો રહે છે! આ છે આત્મજ્ઞાનનું ફળ. આત્મજ્ઞાની, કમળની માફક સૌની અંદર છતાં, સૌથી ઉપર રહી, જાતે સુંદર રહી બીજાને સુંદર બનાવતો, અને છતાં, સૌથી અસ્પૃષ્ટ અને અસંગ જીવનભર રહે છે! આવાં ફળવાળું આત્મજ્ઞાન મેળવવાની શિષ્યે જ્યારે ઇચ્છા બતાવી ત્યારે તેને આચાર્ય આત્મજ્ઞાન આપવાનો આરંભ કરે છે. ૧–૩.

॥ इति चतुर्दशः खण्डः ॥

---

## ॥ अथ पञ्चदशः खण्डः ॥

**य एषः अक्षिणि पुरुषः दृश्यते एष आत्मा इति ह उवाच एतद् अमृतं अभयं एतद् ब्रह्म इति तद् यद् अपि अस्मिन् सर्पिः वा उदकं वा सिञ्चन्ति वर्त्मनी एव गच्छति ॥ १ ॥**

જે આ આંખ અને સૂર્યમાં પુરુષ દેખાય છે એ આત્મા છે. એમ આચાર્યે કહ્યું. એ આત્મા અમૃત છે. અભય છે. એ બ્રહ્મ છે. તે આ ચક્ષુરૂપી સ્થાનમાં જો કોઈ ઘી કે પાણી સીંચે તો તે પણ ચક્ષુને બદલે પાંપણોમાં જ જાય છે. ॥ ૧ ॥

**एतं संयद्वाम इति आचक्षते एतं हि सर्वाणि वामानि अभिसंयन्ति सर्वाणि एनं वामानि अभिसंयन्ति य एवं वेद ॥ २॥**

એ અંતરાત્મા પુરુષને "સંયદ્વામ" એમ કહે છે. કેમકે એને સર્વ સૌભાગ્ય પ્રાપ્ત છે. જે આવો એને જાણે છે તેને પણ સમસ્ત સૌભાગ્ય પ્રાપ્ત થાય છે. ॥૨॥

एष उ एव वामनीः एष हि सर्वाणि वामानि नयति सर्वाणि वामानि नयति य एवं वेद ॥ ३ ॥

એ જ નિશ્ચય વામની છે. કેમકે એ સર્વ સૌભાગ્યને પ્રાપ્ત કરાવે છે. જે આવો એને જાણે છે તે પણ સૌ સૌભાગ્યને પ્રાપ્ત કરાવે છે. ॥ ૩ ॥

एष उ इव भामनीः एषः हि सर्वेषु लोकेषु भाति सर्वेषु लोकेषु भाति य एवं वेद ॥ ४ ॥

એ જ નિશ્ચય ભામની છે. કેમકે એ સૌ લોકોમાં ચમકે છે. જે આમ આને જાણે છે તે પોતે પણ સૌ લોકમાં ચમકે છે. ॥ ૪ ॥

अथ यद् उ च एव अस्मिन् शव्यं कुर्वन्ति यदि च नार्चिषम् एव अभिसंभवन्ति अर्चिषः अहः अहः आपूर्यमाणपक्षं आपूर्यमाणपक्षात् यान् षड् उदङ् एति मासान् तान् मासेभ्यः संवत्सरं संवत्सरात् आदित्यम् आदित्यात् चन्द्रमसं चन्द्रमसः विद्युतं तत् पुरुषः अमानवः ॥ ५ ॥

હવે જો નિશ્ચય આવા વિદ્વાનનું શવ્ય-ઉત્તર ક્રિયા કરે અગર ન કરે તો પણ તે અર્ચિ માર્ગને જ પામે છે. અર્ચિથી દિવસને, દિવસથી આપૂર્યમાણ પક્ષ=શુક્લ પક્ષને, શુક્લ પક્ષથી જે છ માસોમાં સૂર્ય ઉત્તરમાં જાય છે તે છ માસોને, માસોથી સંવત્સરને, સંવત્સરથી આદિત્યને, આદિત્યથી ચન્દ્રમાને અને ચન્દ્રમાથી વિદ્યુતને પામે છે. ત્યાંથી અમાનવ લોક શરૂ થાય છે. ॥ ૫ ॥

स एनान् ब्रह्म गमयति एष देवपथः ब्रह्मपथः एतेन प्रतिपद्यमाना इमं मानवं आवर्तं न आवर्तन्ते न आवर्तन्ते ॥ ६ ॥

તે અમાનવ લોક એને બ્રહ્મ પ્રાપ્ત કરાવે છે. આ દેવપથ છે. બ્રહ્મપથ છે. આ માર્ગે જનારા આ માનવવમળમાં નથી આવતા. નથી આવતા. ॥ ૬ ॥

આચાર્યદેવ કહે છે કે હે શિષ્ય! વ્યષ્ટિ શરીરમાં સૌથી વધારે વિશ્વાસ ઉપજાવનારી, પ્રત્યક્ષ જોનારી આંખમાં, અને બ્રહ્માંડ શરીરમાં બ્રહ્માંડની પ્રકાશક સાક્ષીરૂપ સૂર્યરૂપી આંખમાં, જે છાયા પુરુષ દેખાય છે તે આત્મા છે! આ પિંડબ્રહ્માંડમાં સૂક્ષ્મતમ રૂપે, ગૂઢપણે વર્તી રહેલો આત્મા અમૃત છે. જન્મમરણથી

પર છે. અને આથી જ અભય છે. સાચી અભયતા મોક્ષમાં જ છે! અને એ આત્મા મૂળે જ મુક્ત સ્વરૂપ છે! અને આ પિંડમાં અને બ્રહ્માંડમાં રહેલ અમૃત અભય આત્મા જ બ્રહ્મ છે. એટલે બૃહદ્ છે—મહાન છે. અર્થાત્ અણુથી અણુ, મહાનથી મહા, અંદર બહાર નિરંતર સર્વત્ર પ્રસરી રહેલો છે! જેમ ચક્ષુમાં— આંખની કીકીમાં રહેલ પુરુષને કોઈ ઘી કે પાણી છાંટી ઇજા કરવા ચાહે તો તેથી તે મૂળ કીકીમાં રહેલ પુરુષને ઘી કે પાણી પહોંચી શકતાં નથી; પણ પાંપણો દ્વારા તે ઘી અને પાણી બહાર જ નીકળી જાય છે તેમ આ અંતરાત્મા પુરુષને ઘી જેવાં ચીકણાં પાપ અને પાણી જેવાં નીતરાં પુણ્ય સ્પર્શી શકતાં નથી! તેને અડ્યા સિવાય જ તે પાપ પુણ્ય અને તેથી તેનાં કારણો રહે છે! અર્થાત્ આત્મા સુખ દુઃખ, હાનિ લાભ, હિંસા અહિંસા, વગેરે તમામ દ્વંદ્વ ધર્મથી પર છે! અસંગ છે!

હે પ્રિય! આ અમૃત, અભય, નિસંગ પુરુષ "સંયદ્વામ" છે. એટલે કે એને જગતભરનાં તમામ સૌભાગ્યો સ્વયમેવ પ્રાપ્ત છે! અર્થાત્ સૌનાં સૌભાગ્ય એ મૂળમાં આત્માનાં જ સૌભાગ્યની છાંયા માત્ર હોઇને આત્મા સ્વરૂપે સૌભાગ્યની રાશિ છે. અને જે કોઈ આ આત્માને સૌભાગ્યનું પીયર જાણે છે તેને પણ સૌભાગ્યની પરિપૂર્ણતા મળે છે. આટલું જ નહીં, જેમ આત્મા એ સૌભાગ્યનો ભંડાર છે તેમ એ સૌભાગ્યનો પ્રાપ્ત કરાવનારો પણ છે. આત્મા જેને પસંદ કરે તેને પોતાના સ્વરૂપભૂત સૌભાગ્યનો અક્ષય્ય ભંડાર તે સુપ્રત કરી દે છે! આથી એને જેમ 'સંયદ્વામ' જાણે તેમ "વામની" પણ જાણે! જે આમ આત્માને વામની જાણે છે તે પોતાના સત્ય સંકલ્પથી બીજાને પણ સૌભાગ્ય પ્રાપ્ત કરાવી શકે છે! વળી આ આત્મા જેમ સૌભાગ્ય સ્વરૂપ—સૌભાગ્યનો પ્રાપક છે, તેમ એ ભામની પણ છે એટલે કે પ્રાણીમાત્રને જીવનની જ્યોતિથી ચમકાવનારો પણ છે! એક દીવાથી જેમ અસંખ્ય દીવા પ્રકટે છે તેમ આત્મા રૂપી ચૈતન્ય મહાદીપમાંથી— કીડીથી માંડી બ્રહ્મા સુધીના નાના મોટાં શરીર માત્રમાં ચેતન દીવડાઓ પ્રકટે છે! જે આમ આ આત્માને જાણે છે તેનું જીવન પણ સર્વભૂતોમાં ચમકીલું બને છે! અર્થાત્ સત્યકામ જાબાલનું દર્શન છે કે આ આત્મા આબ્રહ્મસ્તમ્બાન્ત જગતમાં સર્વત્ર તે તે નામ રૂપે દ્યોતમાન વર્તી રહ્યો છે. આ આત્મા સૌભાગ્યની પરિસીમા છે. સૌભાગ્યનો પ્રાપક છે. એ અમૃત છે. એ અભય છે. એ ચૈતનનું પણ ચૈતન છે. આમ જે કોઈ ચેતન, સર્વવ્યાપી, અમૃત, અભય, પરિપૂર્ણ સુખસ્વરૂપ આત્માને જાણે છે તે વિદ્વાનનું શરીર મરે અને તે શરીરની અગ્નિદાહ આદિ ઉત્તરક્રિયાઓ પણ ન થાય તો પણ તેની અસદ્ગતિ થતી નથી! કેમકે તેનો

આત્મા જ શુભાશુભ કર્મના ધૂપછાંવથી મુક્ત છે. એટલું જ નહીં, તેની ઊર્ધ્વગતિ જ થાય છે, અર્થાત્ એને માટે–અર્ચિમાર્ગ જ છે. અર્ચિ એટલે પ્રકાશ. પ્રકાશના માર્ગે જ તે આત્મા ઉત્તરોત્તર સંચરે છે. અર્ચિથી માંડીને વિદ્યુત્ સુધીના બધાય શબ્દો પ્રકાશવાચક છે! અર્થાત્ તેવો આત્મજ્ઞાની આત્મા ઉત્તરોત્તર વધારે ને વધારે વિકસિત પ્રકાશવાળો બનતો જાય છે. અને અંતે અનન્ત પ્રકાશ સ્વરૂપ ચૈતન્ય જ્યોતિમાં તદ્રૂપ બની જાય છે! પ્રકાશ વધતો વધતો 'અમાનવ' બનતો જાય છે એટલે અમાપ બને છે. અને જ્યાં જ્ઞાનપ્રકાશ અમાપ થાય છે ત્યાં જ બ્રહ્મ છે. આ જ્ઞાનપ્રકાશના માર્ગને જ દેવમાર્ગ કહેવામાં આવે છે. એ જ બ્રહ્મ પથ છે! અર્થાત્ આ રસ્તો જ દેવના દેવ પરમાત્માને પામવાનો છે. આ રસ્તે જનાર આત્મા, જ્યારે જ્ઞાનધામ પરમાત્માની પૂર્ણ યાત્રા કરી રહે છે ત્યારે કદી આ માનવ–આવર્તમાં–આ દેહની ભમરીમાં પાછો આવતો નથી! અર્થાત્ તેવો આત્મા જન્મમૃત્યુના ભયંકર વમળથી કમલપત્રની માફક ઉપર થઈ જાય છે. આ છે સત્યકામનું સત્ય દર્શન. પરમાત્મા સૌને આ દર્શનથી નવાજે! ૧–૬.

॥ इति पञ्चदशः खण्डः ॥

---

## ॥ अथ षोडशः खण्डः ॥

**एष ह वै यज्ञः यः अयं पवते एष ह यत् इदं सर्वं पुनाति यद् एष यत् इदं सर्वं पुनाति तस्माद् एष एव यज्ञः तस्य मनश्च वाक् च वर्तनी ॥ १ ॥**

નિશ્ચય આ જે ચાલે છે–અર્થાત્ ચાલનારો વાયુ છે તે યજ્ઞ છે. કેમકે ચાલતો હોઈને આ સર્વને પવિત્ર કરે છે તેથી એ જ યજ્ઞ છે. તે વાયુરૂપી યજ્ઞના બે માર્ગો છે. મન અને વાણી ॥ ૧ ॥

**तयोः अन्यतरां मनसा संस्करोति ब्रह्मा । वाचा होता, अध्वर्युः उद्गाता अन्यतरान् स यत्र उपाकृते प्रातः अनुवाके पुरा परिधानीयायाः ब्रह्मा व्यववदति ॥ २ ॥**

તે બે માર્ગોમાંથી એકને બ્રહ્મા મનથી સંસ્કારી કરે છે. હોતા, અધ્વર્યુ અને ઉદ્ગાતા, વાણી વડે બીજા માર્ગને સંસ્કારી કરે છે. પ્રાતઃકાલીન અનુવાકનો આરંભ થતાં જ્યારે પરિધાનીયાની પૂર્વે તે બ્રહ્મા બોલે છે–મૌનનો ભંગ કરે છે. ॥ ૨ ॥

अन्यतरामेव वर्तनीं संस्करोति हीयते अन्यतरा स यथैकपादव्रजन्यो वैकेन चक्रेण वर्तमानो रिष्यत्येवमस्य यज्ञो रिष्यति यज्ञं रिष्यन्तं यजमानोऽनुरिष्यति स इष्ट्वा पापीयान् भवति ॥३॥

ત્યારે તે બ્રહ્મા વાણીરૂપી માર્ગને જ સંસ્કારી કરે છે. અને તે વેળા તેનો મનરૂપી માર્ગ વિનાશ પામે છે. તે જેમ એક પગે ચાલતો પુરુષ અગર તો એક ચક્રે ચાલતો રથ, નાશ પામે છે તેમ આનો એ યજ્ઞ નાશ પામે છે. નાશ પામતા યજ્ઞની પાછળ યજમાન નાશ પામે છે. આવા યજ્ઞનું યજન કરનાર યજમાન વધુ પ્રાપ્ત થાય છે. ॥ ૩ ॥

अथ यत्रोपाकृते प्रातरनुवाके न पुरा परिधानीयाया ब्रह्मा व्यववदत्युभे एव वर्तनी संस्कुर्वन्ति न हीयते अन्यतरा ॥ ४ ॥

પણ જ્યારે પ્રાતરનુવાકનો આરંભ થાય ત્યારે પરિધાનીયાની પહેલાં જો બ્રહ્મા મૌનભંગ ન કરે તો તે બ્રહ્મા તેમ કરવાથી બન્નેય માર્ગોને સંસ્કારી કરે છે. એમાંથી એક માર્ગ એમ કરવાથી નાશ પામતો નથી ॥ ૪ ॥

स यथोभयपाद्व्रजन्यो वोभाभ्यां चक्राभ्यां वर्तमानः प्रतितिष्ठत्येवमस्य यज्ञः प्रतितिष्ठति यज्ञं प्रतितिष्ठन्तं यजमानोऽनु प्रतितिष्ठति स इष्ट्वा श्रेयान्भवति ॥ ५ ॥

તે તો જેમ બન્ને પગે ચાલતો મનુષ્ય અગર તો બન્ને ચક્રે ચાલતો રથ પ્રતિષ્ઠિત થાય છે એમ જ એનો એ યજ્ઞ પ્રતિષ્ઠિત થાય છે. પ્રતિષ્ઠિત થતા યજ્ઞની પાછળ યજમાન પણ પ્રતિષ્ઠિત થાય છે. તે આવો યજ્ઞ કરીને વધારે વખાણવા લાયક થાય છે. ॥ ૫ ॥

इति षोडशः खण्डः

---

## ॥ अथ सप्तदशः खण्डः ॥

प्रजापतिः लोकान् अभ्यतपत् तेषां तप्यमानानां रसान् प्रावृहत् अग्निं पृथिव्या वायुं अन्तरिक्षात् आदित्यं दिवः ॥ १ ॥

જગતનો સાર એથી કાઢવાની ઈચ્છાથી બ્રહ્માએ લોકોને ચોમેરથી તપાવ્યા-વિચાર્યા. વિચારેલા તે લોકોના સારને તેણે ગ્રહણ કર્યો. તેણે પૃથ્વીમાંથી અગ્નિને, અંતરિક્ષમાંથી વાયુને, દ્યૌમાંથી આદિત્યને ગ્રહણ કર્યો. ॥ ૧ ॥

स एताः तिस्रः देवता अभ्यतपत् तासां तप्यमानानां रसान् प्रावृहद् अग्नेः ऋचः वायोः यजूंषि सामानि आदित्यात् ॥ २ ॥

તે પ્રજાપતિએ આ ત્રણ દેવતાઓને તપાવ્યાં. તપાવેલા આ દેવતાઓના સારને તેણે લીધો. જેમ કે અગ્નિમાંથી ઋગ્વેદ, વાયુમાંથી યજુર્વેદ અને આદિત્યમાંથી સામવેદ ॥ ૨ ॥

स एतां त्रयीं विद्यां अभ्यतपत् तस्याः तप्यमानायाः रसान् प्रावृहत् भूः इति ऋग्भ्यः भुवः इति यजुर्भ्यः स्वः इति सामभ्यः ॥३॥

ત્યાર બાદ તેણે વેદવિદ્યાને વિચારી. વિચારેલી એવી એ વેદવિદ્યાના સારને લીધો. જેમકે "भूः" નામની વ્યાહૃતિ ઋગ્વેદમાંથી, "भुवः" નામની વ્યાહૃતિ યજુર્વેદમાંથી અને "स्वः" નામની વ્યાહૃતિને સામવેદમાંથી તેણે લીધી ॥ ૩ ॥

तत् यद्यृक्तो रिष्येत् भूः स्वाहा इति गार्हपत्ये जुहुयाद् ऋचाम् एव तद् रसेनर्चां वीर्येणर्चां यज्ञस्य विरिष्टं संदधाति ॥४॥

તો જો યજ્ઞકાળે ઋગ્વેદને લગતી કાંઈ ભૂલ થાય તો તો "भूः स्वाहा" એ વ્યાહૃતિ દ્વારા ગાર્હપત્ય અગ્નિમાં હોમ કરે. ઋચાને લગતા યજ્ઞછિદ્રને "भूः" રૂપી ઋચાના રસે અને ઋચાના બળે જ સાંધે ॥ ૪ ॥

अथ यदि यजुष्टो रिष्येद् भुवः स्वाहा इति दक्षिणाग्नौ जुहुयात् यजुषामेव तद्रसेन यजुषां वीर्येण यजुषां यज्ञस्य विरिष्टं संदधाति ॥ ५ ॥

હવે જો યજુર્વેદને લગતી કાંઈ ભૂલ થાય તો "भुवः स्वाहा"—આ વ્યાહૃતિ દ્વારા દક્ષિણાગ્નિમાં હોમ કરે. યજુર્મન્ત્રને લગતા યજ્ઞછિદ્રને भुवः રૂપી યજુના રસે અને બળે જ સાંધે. ॥ ૫ ॥

अथ यदि सामतः रिष्येत् स्वः स्वाहा इति आहवनीये जुहुयात् साम्नाम् एव तद्रसेन साम्नां वीर्येण साम्नां यज्ञस्य विरिष्टं संदधाति ॥ ६ ॥

હવે જો સામવેદને લગતી કાંઈ ભૂલ થાય તો "स्वः स्वाहा"—આ વ્યાહૃતિ દ્વારા આહવનીય અગ્નિમાં હોમ કરે. સામમન્ત્રને લગતા યજ્ઞછિદ્રને स्वः રૂપી સામમન્ત્રના રસે અને બળે જ સાંધે. ॥ ૬ ॥

**तत् यथा लवणेन सुवर्णं संदध्यात् सुवर्णेन रजतं रजतेन त्रपु त्रपुणा सीसं सीसेन लोहं लोहेन दारु दारु चर्मणा ॥ ७ ॥**

તો જેમ ખારથી સોનાને, સોનાથી રૂપાને, રૂપાથી ત્રાંબાને, ત્રાંબાથી સીસાને, સીસાથી લોખંડને, લોખંડથી કે ચામડાથી કાષ્ઠને સાંધે તેમ-॥ ૭ ॥

**एवं एषां लोकानाम् आसां देवतानां अस्याः त्रय्याः विद्यायाः वीर्येण यज्ञस्य विरिष्टं संदधाति भेषजकृतः ह वा एष यज्ञः यत्र एवंविद् ब्रह्मा भवति ॥ ८ ॥**

એ જ રીતે આ લોકોના, આ દેવોના, અને આ ત્રયી વિદ્યાના બળ વડે યજ્ઞ છિદ્રને સાંધે. જે યજ્ઞમાં આવું જાણનાર બ્રહ્મા હોય છે તે યજ્ઞ નિશ્ચય ઔષધયુક્ત હોય છે. ॥ ૮ ॥

**एष ह वा उदक् प्रवणो यज्ञो यत्र एवंविद् ब्रह्मा भवति एवं विदं ह वा एषा ब्रह्माणं अनु गाथा यतः यतः आवर्तते तत् तत् गच्छति ॥ ९ ॥**

આ નિશ્ચય ઉત્તર માર્ગ તરફ ઢળેલો યજ્ઞ છે જ્યાં આવું જાણનાર બ્રહ્મા છે. એવા બ્રહ્માને લગતી આ ગાથા છે. "જ્યાંથી જ્યાંથી યજ્ઞ તૂટે છે ત્યાં ત્યાં એ જાય છે-અને સાંધે છે. ॥ ૯ ॥

**मानवः ब्रह्म एव एकः ऋत्विक् कुरून् अश्वाभिरक्षति एवंवित् ह वै ब्रह्मा यज्ञं यजमानं सर्वांश्च ऋत्विजः अभिरक्षति तस्मात् एवंविदं एव ब्रह्माणं कुर्वीत न अनेवंविदं न अनेवंविदम् ॥१०॥**

જેમ પોતાના ઉપર સવાર થયેલા યોદ્ધાને ઘોડી રક્ષે તેમ મનનશીલ બ્રહ્મારૂપી એક ઋત્વિક જ અન્ય કાર્યકર્તાઓનું રક્ષણ કરે છે. નિશ્ચય આવું જાણનાર બ્રહ્મા જ યજ્ઞ, યજમાન અને સૌ ઋત્વિજોને ચોમેરથી રક્ષે છે. તેથી એવું જાણનારને જ બ્રહ્મા કરે. એવું ન જાણનારને નહીં કદી બ્રહ્મા નહીં કરે. ॥ ૧૦ ॥

સોળ અને સત્તરમો ખંડ આજકાલ વધારે ઉપયોગી નથી! આથી તેનું વિસ્તૃત વ્યાખ્યાન કરતાં અટકીએ છીએ! સ્થૂલ યજ્ઞમાં પણ જાણકાર બ્રહ્માની જ પસંદગી કરવી રહી. તો પછી સૂક્ષ્મ જીવનયજ્ઞમાં પણ જાણકાર વિવેકી મનુષ્યની જ દેખરેખ હોવી ઘટે. જેથી જીવનયજ્ઞનાં છિદ્રો સંધાય! આ છે ધ્વનિ. આમ ચોથો અધ્યાય અગ્નિઃ યજ્ઞની ઉપાસના બતાવી પૂર્ણ થાય છે! સોળ અને સત્તરમા ખંડનો વાક્યાર્થ સ્પષ્ટ છે. ૧-૫

॥ इति सप्तदशः खण्डः ॥

॥ इति चतुर्थोऽध्यायः ॥

हरिः ॐ तत् सत्

ॐ

# ॥ अथ छांदोग्ये पञ्चमोऽध्यायः ॥

## ॥ अथ प्रथमः खण्डः ॥

ॐ ॥ यो ह वै ज्येष्ठं च श्रेष्ठं च वेद ज्येष्ठश्च ह वै श्रेष्ठश्च भवति प्राणो वाव ज्येष्ठश्च श्रेष्ठश्च ॥ १ ॥

ॐ જે નિશ્ચય જ્યેષ્ઠને અને શ્રેષ્ઠને જાણે છે તે નિશ્ચય જ્યેષ્ઠ અને શ્રેષ્ઠ થાય છે. પ્રાણ નિશ્ચય જ્યેષ્ઠ અને તે જ મુજબ નક્કી શ્રેષ્ઠ છે. ॥ ૧ ॥

यो ह वै वसिष्ठं वेद वसिष्ठो ह स्वानां भवति वाग्वाव वसिष्ठः ॥ २ ॥

જે નિશ્ચય વસિષ્ઠને જાણે છે તે પોતાનાઓનો નક્કી વસિષ્ઠ થાય છે. વાણી નિશ્ચય વસિષ્ઠ છે. ॥ ૨ ॥

यो ह वै प्रतिष्ठां वेद प्रति ह तिष्ठत्यस्मिन् च लोके अमुष्मिन् च चक्षुर्वाव प्रतिष्ठा ॥ ३ ॥

જે પ્રતિષ્ઠાને નિશ્ચય જાણે છે તે આ અને પેલા એમ બન્ને લોકમાં પ્રતિષ્ઠિત થાય છે. ચક્ષુ નિશ્ચય પ્રતિષ્ઠા છે. ॥ ૩ ॥

यो ह वै संपदं वेद स सँहास्मै कामाः पद्यन्ते दैवाः च मानुषाः च श्रोत्रं वाव संपत् ॥ ४ ॥

જે નિશ્ચય સંપદને જાણે છે તેને દૈવી તેમજ માનુષી એમ બન્ને પ્રકારના પદાર્થો પ્રાપ્ત થાય છે. શ્રોત્ર ખરે! નિશ્ચય સંપત છે। ॥ ૪ ॥

यो ह वा आयतनं वेद आयतनं ह स्वानां भवति मनो ह वा आयतनम् ॥ ५ ॥

જે ખરે આયતનને જાણે છે તે નિશ્ચય પોતાનાઓનું આયતન થાય છે. મન નિશ્ચય આયતન છે. ॥ ૫ ॥

**अथ ह प्राणाः अहं श्रेयसि व्यूदिरे अहं श्रेयान् अस्मि अहं श्रेयान् अस्मि इति ॥ ६ ॥**

હવે ખરે! પ્રાણો "હું સૌથી શ્રેષ્ઠ છું, હું સૌથી શ્રેષ્ઠતર છું" એમ કહીને માંહોમાંહે પોતાની શ્રેષ્ઠતાની બાબતમાં વિવાદ કરવા લાગ્યા. ॥ ૬ ॥

**ते ह प्राणाः प्रजापतिं पितरमेत्य ऊचुः भगवन् कः नः श्रेष्ठ इति तान् होवाच यस्मिन्व उत्क्रान्ते शरीरं पापिष्ठतरम् इव दृश्येत स वः श्रेष्ठ इति ॥ ७ ॥**

તે પ્રાણો નિશ્ચય, પોતાના પિતા પ્રજાપતિ કને પહોંચી બોલ્યા "હે પૂજ્ય! અમારામાં કોણ સર્વશ્રેષ્ઠ છે?-તે કહો" ત્યારે પ્રજાપતિએ તેમને કહ્યું કે "તમારામાંથી જેનું ઉત્ક્રમણ થતાં તમારું શરીર સૌથી વધારે પાપિષ્ઠ દેખાય તે તમારામાં શ્રેષ્ઠ છે એમ જાણો" ॥ ૭ ॥

**सा ह वाक् उच्चक्राम सा संवत्सरं प्रोष्य पर्येत्योवाच कथं अशकत् ऋते मत् जीवितुं इति यथा अकलाः अवदन्तः प्राणन्तः प्राणेन पश्यन्तः चक्षुषा शृण्वन्तः श्रोत्रेण ध्यायन्तः मनसा एवम् इति प्रविवेश ह वाक् ॥ ८ ॥**

ત્યાર બાદ તે વાણી નિશ્ચય ઉત્ક્રમણ કરી ગઈ. તે વાણી એક વર્ષ સુધી બહાર રહી પાછી આવીને તે બોલી-"કેવી રીતે આ બધા મારા સિવાય જીવવાને શક્તિમાન થયા?" ત્યારે બીજા પ્રાણોએ કહ્યુ કે "જેમ મૂંગાઓ વગર બોલ્યે, પ્રાણથી શ્વાસોચ્છ્વાસ લેતાં, આંખથી જોતાં, કાનથી સાંભળતાં, તથા મનથી ચિંતવતા જીવે છે તેમ અમો તારા સિવાય જીવ્યા!" આ સાંભળતાં શરમીંદી વાણી નિશ્ચય પાછી શરીરમાં પેઠી. ॥ ૮ ॥

**चक्षुः ह उच्चक्राम तत्संवत्सरं प्रोष्य पर्येत्य उवाच कथं अशकत् ऋते मत् जीवितुं इति यथा अन्धाः अपश्यन्तः प्राणन्तः प्राणेन वदन्तः वाचा शृण्वन्तः श्रोत्रेण ध्यायन्तः मनसा एवं इति प्रविवेश ह चक्षुः ॥ ९ ॥**

ત્યાર બાદ નિશ્ચય ચક્ષુ ઉત્ક્રમણ કરી ગયું. તે એક વર્ષ પર્યંત બહાર રહી, ત્યાર બાદ પાછી આવી બોલી-"મારા સિવાય આ બધા કેવી રીતે જીવવા શક્તિમાન થયા!" ત્યારે બીજા પ્રાણોએ કહ્યું-"ન જોતાં આંધળાઓ જેમ પ્રાણથી પ્રાણન કરતા, વાણીથી વદતા, કાનથી સુણતા, અને મનથી ધ્યાન કરતા રહે છે તેમ અમો રહ્યા. આ સાંભળી શરમીંદી પરેલી આંખ પાછી સ્વસ્થાને બેસી ગઈ! ॥ ૯ ॥

श्रोत्रं ह उच्चक्राम तत्संवत्सरं प्रोष्य पर्येत्य उवाच कथम् अशकत् ऋते मत् जीवितुं इति यथा बधिरा: अश्रृण्वन्त: प्राणन्त: प्राणेन वदन्त: वाचा पश्यन्त: चक्षुषा ध्यायन्त: मनसा एवम् इति प्रविवेश ह श्रोत्रम् ॥ १० ॥

ત્યાર બાદ કાન નિશ્ચય ઉત્ક્રમણ કરી ગયો. તે એક વર્ષ બહાર રહ્યો. ત્યાર પછી પાછો આવી કહેવા લાગ્યો–"મારા સિવાય આ બધા કેવી રીતે જીવવા શક્તિમાન થયા?" ત્યારે બીજાઓ કહેવા લાગ્યા–"ન સાંભળતા બહેરાઓ જેમ પ્રાણથી પ્રાણન કરતા, વાણીથી વદતા, આંખથી જોતા, અને મનથી ચિન્તવતા જેમ જીવે છે તેમ અમો રહ્યા." આ સાંભળી શરમીંદો પડેલો કાન સ્વસ્થાને બેસી ગયો। ॥ ૧૦ ॥

मनो ह उच्चक्राम तत् संवत्सरं प्रोष्य पर्येत्य उवाच कथं अशकत् ऋते मत् जीवितुं इति यथा बाला अमनस: प्राणन्त: प्राणेन वदन्त: वाचा पश्यन्त: चक्षुषा श्रृण्वन्त: श्रोत्रेण एवं इति प्रविवेश ह मन: ॥ ११ ॥

ત્યાર બાદ નિશ્ચય મન ઉત્ક્રમણ કરી ગયું. તે એક વર્ષ બહાર રહ્યું. પાછું આવીને કહેવા લાગ્યું, "ખરે! કેવી રીતે આ બધાં મારા સિવાય જીવ્યા." ત્યારે બીજાઓએ કહ્યું–"જેમ અવિકસિત મનવાળા બાળકો પ્રાણથી પ્રાણન કરતાં, વાણીથી વદતાં, આંખે જોતાં અને કાને સાંભળતાં જીવે છે તેમ અમો રહ્યા." આ સાંભળી શરમીંદુ થયેલું મન પાછું સ્વસ્થાને બેસી ગયું. ॥ ૧૧ ॥

अथ ह प्राण: उच्चिक्रमिषत् स यथा सुहय: पड्वीशशंकून्संखिदेदेवम् इतरान् प्राणान् समखिदत् तं ह अभिसमेत्य ऊचु: भगवन् एधि त्वं न: श्रेष्ठ: असि मा उत्क्रमीरिति ॥ १२ ॥

ત્યાર બાદ નિશ્ચય મુખ્ય પ્રાણે બહાર નીકળવાને ઈચ્છ્યું. જેમ બાંધવાના ખીલાઓને પાણીદાર ઘોડો ઉખેડી નાંખે તેમ તેણે બીજા પ્રાણોને ઉખેડી નાંખ્યા। ત્યારે નિશ્ચય તેની પાસે ભેગા મળીને પહોંચીને તેઓએ કહ્યું–"હે ભગવન્! પુનઃ પધારો. આપ અમારામાં શ્રેષ્ઠ છો. રખે આપ ઉત્ક્રમણ કરી જતા!" ॥ ૧૨ ॥

अथ ह एनं वाक् उवाच यद् अहं वसिष्ठ: अस्मि त्वं तद् वसिष्ठ: असि इति अथ ह एनं चक्षु: उवाच यदहं प्रतिष्ठा अस्मि त्वं तत् प्रतिष्ठा असि इति ॥ १३ ॥

ત્યાર બાદ નિશ્ચય વાણીએ મુખ્ય પ્રાણને કહ્યું–"હું જે વસિષ્ઠ છું તે વસિષ્ઠ મારામાં આપ જ છો." ત્યાર બાદ નિશ્ચય ચક્ષુએ કહ્યું–"જે હું પ્રતિષ્ઠા છું તે પ્રતિષ્ઠા મારામાં આપ જ છો." ॥ ૧૩ ॥

**अथ ह एनं श्रोत्रं उवाच यद् अहं संपद् अस्मि त्वं तत् संपत् असि इति अथ ह एनं मन उवाच यद् अहं आयतनं अस्मि त्वं तत् आयतनं असि इति ॥ १४ ॥**

ત્યાર બાદ એને શ્રોત્રે કહ્યુ-"જે હું સંપદ છું. તે સંપદ મારામાં આપ જ છો." ત્યાર બાદ નિશ્ચય એને મને કહ્યું કે, "જે હું આયતન છું તે આયતન મારામાં આપ જ છો." ॥ ૧૪ ॥

**न वै वाचः न चक्षूंषि न श्रोत्राणि न मनांसि इति आचक्षते प्राणाः इति एव आचक्षते प्राणः ह एव एतानि सर्वाणि भवन्ति ॥१५॥**

(એ વાણી વગેરેને ફક્ત) નિશ્ચય વાણી-આંખ કાન મન જ નથી કહેતાં પણ એ પ્રાણો છે એમ જ કહે છે. કેમકે પ્રાણ જ એ બધાં રૂપે હોય છે-થાય છે. ॥૧૫॥

ચોથો અધ્યાય પૂરો થયો. હવે પાંચમાની શરૂઆતમાં પ્રાણોપાસના ઋષિ બતાવે છે. પ્રાણ એટલે જીવનશક્તિ ઉપનિષદમાં પ્રાણ શબ્દ અનેક અર્થમાં વપરાય છે. પ્રાણ એટલે પરમાત્મા; પ્રાણ એટલે જીવાત્મા અને પ્રાણ એટલે શરીરમાં રહેલી જીવનશક્તિ-એટલે કે ઇન્દ્રિયોની સામાન્યવૃત્તિ. અર્થાત્ પ્રાણ, અપાન આદિ પાંચ રૂપે વિભક્ત જે જીવનશક્તિ છે તેને પણ પ્રાણ કહેવામાં આવે છે. જ્યાં સુધી માણસ પ્રાણવાન નથી હોતો ત્યાં સુધી એ સાચા અર્થમાં જીવતો નથી! અલ્પપ્રાણ પુરૂષ જીવતો હોવા છતાંયે, નિર્બળ હોવાથી જીવતો મરેલો છે. આથી આપણા પ્રાચીન ઋષિઓએ પ્રાણને સજીવ રાખવા માટે ભારે સાધના કરી છે. પ્રાણના વિજયમાં આધ્યાત્મિક જીવનનો ઉત્કર્ષ છે. પ્રાણના પરાજયમાં આધ્યાત્મિક જીવનનો ક્ષય છે. આથી પ્રત્યેક મનુષ્યે આ પ્રત્યક્ષ જીવનનો પૂરો લાભ ઉઠાવવા માટે, તેનો પૂરો આનંદ માણવા માટે પ્રાણવિદ્યાને યોગ્ય રીતે જાણી ઉપાસવી જોઈએ. પ્રાણ તો જીવની ક્રિયા અને જ્ઞાનશક્તિરૂપી બે પાંખ છે! આથી પાંચમા પ્રપાઠક-અધ્યાયની શરૂઆતમાં પ્રાણની અનેક ગુણ દૃષ્ટિએ શ્રેષ્ઠતા બતાવી ઉપાસના કરવાનું ઋષિ વિધાન કરે છે! અધ્યાયની શરૂઆતમાં જ ઋષિ કહે છે "કે જે જ્યેષ્ઠ અને શ્રેષ્ઠને જાણે તે જ્યેષ્ઠ અને શ્રેષ્ઠ થાય છે!"-આ છે સિદ્ધાન્ત. સોબત તેવી અસર-એ તળપદી કહેવતનું જ આ વાક્યમાં એ સજ્જન સ્વરૂપ છે! પ્રાણ ઇન્દ્રિયોમાં જ્યેષ્ઠ છે-સૌથી વૃદ્ધ-ઉંમરે મોટો-છે. કેમકે ગર્ભમાં પ્રાણ સંચાર થયા બાદ ઇન્દ્રિયોની વિવિધ પ્રવૃત્તિની શક્તિ આવે છે. તે જ મુજબ પ્રાણ એ ગુણ દૃષ્ટિએ શ્રેષ્ઠ છે. કેમકે પ્રાણના વિરહમાં બીજી ઇન્દ્રિયો નિસ્તેજ અને નિર્જીવ થઇ જાય છે. આથી જ જે પ્રાણનું મહત્વ જાણી પ્રાણને તે પ્રમાણે ઉપાસે છે તે જીવનાંજીવત જ્યેષ્ઠ અને શ્રેષ્ઠ થાય છે-તેવો માણસ દીર્ઘાયુ અને સુખી જીવન મેળવે છે! આમ

પ્રાણનું જ્યેષ્ઠપણું અને શ્રેષ્ઠપણું બતાવી હવે વાણી, આંખ, કાન અને મનનું જુદી જુદી દૃષ્ટિએ મહત્ત્વ બતાવે છે. વાણી એ વસિષ્ઠ છે. આંખ એ પ્રતિષ્ઠા છે. કાન એ સંપત્ છે અને મન એ આયતન છે. વસિષ્ઠ શબ્દનો અર્થ સૌથી "શ્રેષ્ઠ આચ્છાદન કરનાર" એવો થાય છે. વાણી ઇન્દ્રિય જ વસિષ્ઠ છે કેમકે તે અર્થમાત્રનું આચ્છાદન કરે છે. વળી વસિષ્ઠનો બીજો અર્થ "સૌથી ધનાઢ્ય" એવો થાય છે. જેની પાસે સુંદર, સત્ય, મધમીઠી વાણીનું વશીકરણ છે તે પુરુષ સર્વધનથી સંપન્ન થાય છે. તે જ મુજબ ચક્ષુ એ પ્રતિષ્ઠા છે. પ્રતિષ્ઠા છે. પ્રતિષ્ઠા એટલે આબરૂ. આંખ જ જીવનમાં આબરૂ છે. કેમકે એ સાક્ષી છે! આથી જ આંખે જોયેલાં અને કાને સાંભળેલા– એ વૃત્તાન્તમાં આંખે જોયેલા વૃત્તાંતને લોકો વધારે વિશ્વાસપાત્ર માને છે! આથી ચક્ષુ એ જ જીવનની પ્રતિષ્ઠા છે. તે જ મુજબ કાન એ સંપત્ છે. કેમકે કાન દ્વારા જ તો શાસ્ત્રાદિનું શ્રવણ થાય છે અને એ શાસ્ત્રસંપત્તિ કરતાં બીજી મોટી સંપત્તિ કઈ? અને મન એ આયતન છે એટલે કે નિવાસસ્થાન છે! બ્રહ્માંડ આખું–મનમાં વસે છે! કોનાથી એ અજાણ્યું છે કે બ્રહ્માંડ મનની વિશાળતામાં એક બિંદુ સમાન પણ નથી! જે આમ વાણીને વસિષ્ઠ જાણે, જે ચક્ષુને પ્રતિષ્ઠા જાણે, ને શ્રોત્રને સંપત્ જાણે, જે મનને આયતન જાણે, તે પોતે વસિષ્ઠ, પ્રતિષ્ઠિત, સંપત્શીલ અને આયતનવાળો બને છે! ઉપાસ્યના ગુણની ઉપાસકનામાં સંક્રાન્તિ થવી એ જ ઉપાસનાનું રહસ્ય છે!

આમ પ્રાણાદિકના વિશેષ ગુણો કહી હવે બધી ઇન્દ્રિયો અને પ્રાણમાં શ્રેષ્ઠ અને જ્યેષ્ઠ કોણ છે તે એક રહસ્યમય આખ્યાયિકા દ્વારા ઋષિ સિદ્ધ કરે છે! આખ્યાયિકા મૂળ વાક્યાર્થમાં સ્પષ્ટ આપેલી છે! આથી જ તેનું પુનરાવર્તન અહીં ઉચિત માન્યું નથી! પ્રાણ જ્યાં સુધી ખોળીઆમાં રહે છે ત્યાં સુધી બીજી તમામ ઇન્દ્રિયોના વ્યાપાર અટકી જાય તો પણ પ્રાણી જીવે છે. પણ જો પ્રાણ જ ઉડી જાય તો તે તે ઇન્દ્રિયો બીચારી હંસલા સિવાયની અને નિરર્થક થઈ જાય છે! તો જેના સદ્ભાવમાં જેમનો સદ્ભાવ છે અને જેના અભાવમાં જેમનો અભાવ છે તે જ શ્રેષ્ઠ છે. તે જ જ્યેષ્ઠ છે! પ્રાણ આવો છે! આથી જ શ્રેષ્ઠતા બતાવવાની હરીફાઈમાં છેવટે પ્રાણ જીતે છે. ત્યારબાદ બધી ઇન્દ્રિયો એક પછી એક અને ભેગી થઈને પ્રાણની સ્તુતિ કરે છે. જુદી જુદી ઇન્દ્રિયમાં જે જે તાકાત છે તે પ્રાણની જ તાકાત છે એમ સ્વીકારે છે. અર્થાત્ પ્રાણ જ મૂળમાં જ્યેષ્ઠ છે, શ્રેષ્ઠ છે, વસિષ્ઠ છે, પ્રતિષ્ઠા છે, સંપત્ છે. આયતન છે! આવા ગુણવાળા પ્રાણની ઉપાસના કરવી–તેને સ્વસ્થ રાખવો એ પ્રત્યેક સાધકની પવિત્ર ફરજ છે! પ્રાણની જ વિવિધ રૂપે પ્રકટેલી શક્તિ તે જીવન છે! ૧–૧૫.

॥ इति प्रथमः खण्डः ॥

## ॥ अथ द्वितीयः खण्डः ॥

स ह उवाच किं मे अन्नं भविष्यति इति यत् किंचित् इदमा-श्वभ्यः आ शकुनिभ्यः इति ह उचुः तद् वा एतद् अनस्य अन्नं अनः ह वै नाम प्रत्यक्षं न ह वा एवंविदि किंचन अनन्नं भवति इति ॥ १ ॥

ત્યાર બાદ નિશ્ચય તે મુખ્ય પ્રાણ બોલ્યો;-"મારું અન્ન કયું થશે?" ત્યારે તેને બીજા પ્રાણોએ કહ્યું-"કૂતરાંથી માંડીને પક્ષીઓ સુધીનું જે કાંઈ આ અન્ન છે તે તારું હશે. તે નિશ્ચય આ "આન્" "પ્રાણ"નું અન્ન છે. "અન" એ પ્રાણનું નિશ્ચય પ્રત્યક્ષ નામ છે. આવું જાણનારને માટે કંઈ પણ અનન્ન-ન ખાવા યોગ્ય થતું નથી ॥ ૧ ॥

स ह उवाच किं मे वासः भविष्यति आप इति ह ऊचुः तस्मात् वा एतद् अशिष्यन्तः पुरस्तात् च उपरिष्टात् च अद्भिः परिदधति लम्भुकः ह वासः भवति अनग्नो ह भवति ॥ २ ॥

ત્યાર બાદ તે પ્રાણ બોલ્યો-"મારું વસ્ત્ર શું હશે?"-ત્યારે તેને બીજાઓએ કહ્યું-'પાણી તારું વસ્ત્ર થશે.' તેથી નિશ્ચય ખાનારાઓ ભોજનની પહેલાં અને ઉપરથી પાણીથી તે અન્નને ઢાંકે છે. આવું જાણનાર પુરુષ વસ્ત્રનો પ્રાપ્ત કરનાર અને અનગ્ન થાય છે. ॥ ૨ ॥

तत् ह एतद् सत्यकामः जाबालः गोश्रुतये वैयाघ्रपद्याय उक्त्वा उवाच यद्यपि एनत् शुष्काय स्थाणवे ब्रूयात् जायेरन् वा अस्मिन् शाखाः प्ररोहेयुः पलाशानि इति ॥ ३ ॥

નિશ્ચય તે આ પ્રાણવિદ્યા, સત્યકામ જાબાલે વ્યાઘ્રપદના પુત્ર ગૌશ્રુતિને કહી ને ઉમેર્યું કે-'હે ગોશ્રુતિ! જો આ પ્રાણવિદ્યાને કોઈ શુષ્ક ઝાડના ઠૂંઠા સમક્ષ પણ બોલે તો તે ઝાડને શાખાઓ ફૂટે અને એને પાંદડાંઓ ફૂટે." ॥ ૩ ॥

अथ यदि महत् जिगमिषेत् अमावास्यायां दीक्षित्वा पौर्णमास्यां रात्रौ सर्वौषधस्य मन्थं दधिमधुनोः उपमथ्य ज्येष्ठाय श्रेष्ठाय स्वाहा इति अग्नौ आज्यस्य हुत्वा मन्थे संपातम् अवनयेत् ॥ ४ ॥

હવે જો કોઇ મહત્તાને જીતવાને ઈચ્છે તો તેણે અમાવાસ્યાને દિવસે દીક્ષા લઈ પૂર્ણિમાને દિવસે રાત્રે, સર્વઔષધિના મંથ=ચૂર્ણને, દહિં અને મધવાળા પાત્રમાં, સામે રાખીને, 'જ્યેષ્ઠાય શ્રેષ્ઠાય સ્વાહા' એ મંત્રદ્વારા અગ્નિમાં ઘીને હોમીને મન્થમાં તેના અવશેષને-ઘીપાને નમાવે=પાડે. ॥ ૪ ॥

## ॥ अथ तृतीयः खण्डः ॥

श्वेतकेतुः ह आरुणेयः पञ्चालानां समितिम् एयाय तं ह प्रवाहणो जैवलिः उवाच कुमारानु त्वाऽशिषत्पितेत्यनु हि भगव इति ॥ १ ॥

આરુણિનો પુત્ર શ્વેતકેતુ પાંચાલોની સભામાં આવ્યો. તેને જબલના પુત્ર પ્રવાહણિએ નિશ્ચય આ પૂછ્યું, "કુમાર! તને તારા પિતાએ ઉપદેશ દીધો છે ને?" શ્વેતકેતુએ કહ્યું, હે ભગવન્! મને મારા પિતાએ ઉપદેશ દીધો છે. ॥ ૧ ॥

वेत्थ यदितोऽधि प्रजाः प्रयन्ति इति न भगव इति वेत्थ यथा पुनरावर्तन्त ३ इती न भगव इति वेत्थ पथोर्देवयानस्य पितृयाणस्य च व्यावर्तना ३ इति न भगव इति ॥ २ ॥

ત્યારે જૈવલિએ પૂછ્યું–'બધી પ્રજાઓ અહીંથી જ્યાં જાય છે તેને તું જાણે છે?' 'ના ભગવન્!'–એમ શ્વેતકેતુએ જવાબ આપ્યો. 'તો તું જે રીતે તેઓ પાછી આવે છે તે જાણે છે?' 'ના, ભગવન્! હું એ જાણતો નથી' 'તો તું દેવયાન અને પિતૃયાણ નામના બે પથોની વ્યાવર્તના–વિયોગસ્થાન જાણે છે?' 'ના, પ્રભો! એ પણ હું જાણતો નથી'–એમ શ્વેતકેતુએ કહ્યું. ॥ ૨ ॥

वेत्थ यथासौ लोको न संपूर्यत ३ इति न भगव इति वेत्थ यथा पञ्चम्यामाहुतौ आपः पुरुषवचसो भवन्ति इति नैव भगव इति ॥ ३ ॥

જાણે છે કે પેલો લોક પરિપૂર્ણ કેમ થતો નથી? ના ભગવન્! હું એ જાણતો નથી. જાણે છે કે કેવી રીતે પંચમી આહુતિમાં પાણી પુરુષરૂપે થાય છે? એ પણ હે ભગવન્! હું નથી જ જાણતો. ॥ ૩ ॥

अथानु किमनुशिष्टोऽवोचथा यो हीमानि न विद्यात्कथं सोऽनुशिष्टो ब्रुवीतेति स हाऽऽयस्तः पितुरर्धमेयाय तं होवाचाननुशिष्य वाव किल मा भगवानब्रवीदनु त्वाऽशिषमिति ॥ ४ ॥

તો પછી શાને તેં એમ કહ્યું કે "હું ઉપદેશ પામેલો છું? ભલા! જે કોઈ આ પાંચ પ્રશ્નોને જાણતો નથી તે કેવી રીતે 'હું ઉપદેશ પામેલો છું' એમ બોલી શકે?" આ રીતે મુંઝાએલો તે પિતાના સ્થાન પાસે પહોંચ્યો અને પિતાને ઉદ્દેશીને કહ્યું–"આપ પૂજ્યપાદે, વિના શીખવ્યે જ મને કહ્યું હતું કે મેં તને શીખવ્યું છે." ॥ ૪ ॥

**पञ्च मा राजन्यबन्धुः प्रश्नानप्राक्षीत् तेषां न एकं च नाशकं विवक्तुं इति स होवाच यथा मा त्वं तदैतानवदो यथाऽहमेषां नैकं च न वेद यद्यहमिमानवेदिष्यं कथं ते नावक्ष्यमिति ॥ ५ ॥**

કેમકે રાજન્યબંધુ જૈવલિએ મને પાંચ પ્રશ્નો પૂછ્યા. પણ તેમાંના એકનું પણ વિવરણ કરવા હું શક્તિમાન ન થયો! ત્યારે તેના પિતાએ કહ્યું–"કે જેમ તે ત્યારે મને આ પ્રશ્નો કહ્યા તે હું જાણતો નથી તેમ હું પણ એમાંના એકેને જાણતો નથી! જો હું આ પ્રશ્નોને જાણતો હોત તો તને હું કેમ ન કહેત?" ॥ ૫ ॥

**स गौतमो राज्ञोऽर्धमेयाय तस्मै ह प्राप्तायार्हांचकार स ह प्रातः सभाग उदेयाय तं होवाच मानुषस्य भगवन् गौतम वित्तस्य वरं वृणीथा इति स होवाच तवैव राजन् मानुषं वित्तं यामेव कुमारस्यान्ते वाचमभाषथाः तामेव मे ब्रूहीति ॥ ६ ॥**

ત્યાર બાદ તે ગૌતમ ગોત્રી ઉદ્દાલક નિશ્ચય રાજા પ્રવાહણને સ્થાને પહોંચ્યા. આવેલા એવા તે ગૌતમનું રાજાએ સન્માન કર્યું. ત્યાર બાદ સવારે ગૌતમ તેની સભામાં ગયા. રાજાએ તેને ઉદ્દેશીને કહ્યું–'હે ભગવન્ ગૌતમ! મનુષ્ય દ્રવ્યમાંથી કાંઈ વરદાન માગો!' ત્યારે તેને ગૌતમે કહ્યું–'હે રાજન્! એ માનુષી દ્રવ્ય તને જ મુબારક હો! પરંતુ મારા કુમાર સમક્ષ તું જે વાણી વદ્યો હતો તે જ તું મને કહે!' ॥૬॥

**स ह कृच्छ्रीबभूव न ह चिरं वस इति आज्ञापयांचकार तं होवाच यथा मा त्वं गौतमावदो यथेयं न प्राक् त्वत्तः पुरा विद्या ब्राह्मणान् गच्छति तस्माद् उ सर्वेषु लोकेषु क्षत्रस्यैव प्रशासनम् अभूद् इति तस्मै होवाच ॥ ७ ॥**

ત્યારે તે રાજા સંકોચ પામ્યો!–દુઃખી થયો! પણ તેને લાંબો વખત સુધી આપ અહીં રહો એમ રાજાએ જણાવ્યું 'હે ગૌતમ! જેમ આપે મને વિદ્યા કહેવા કહ્યું તેમ મારે પણ એ બાબતમાં જણાવવાનું છે કે આપના પહેલાં આ વિદ્યા બ્રાહ્મણો પાસે નહોતી ગઈ. અને તેથી તમામ લોકમાં ક્ષત્રિયોનું જ આ વિદ્યા પરત્વે ઉપદેશકપણું હતું. આમ કહી તેણે તે વિદ્યા ગૌતમને કહેવાનો આરંભ કર્યો. ॥૭॥

વેદાન્તવિદ્યા એ જીવનમાં છેવટની વિદ્યા છે. જે માણસ અત્યાશ્રમી હોય એટલે કે ગૃહસ્થ હોય છતાં પણ જેના અંતરમાં સંસાર ઉપરની પ્રીતિ કરમાઈ ગઈ હોય અને પરમાત્મા પરની પ્રીતિ ખીલી હોય તેવો માણસ જ આ વિદ્યાને જીરવી શકે છે અને તેમાંથી લાભ ઉઠાવી શકે છે! જે મનુષ્યનું હૃદય સંસારરાગથી ખરડાયેલું હોય તેના ઉપર

वसिष्ठाय स्वाहा इति अग्नौ आज्यस्य हुत्वा मन्थे संपातं अवनयेत् प्रतिष्ठायै स्वाहा इति अग्नौ आज्यस्य हुत्वा मन्थे संपातं अवनयेत् संपदे स्वाहा इति अग्नौ आज्यस्य हुत्वा मन्थे संपातं अवनयेत् आयतनाय स्वाहा इति अग्नौ आज्यस्य हुत्वा मन्थे संपातं अवनयेत् ॥ ५ ॥

'वसिष्ठाय स्वाहा' એ મંત્ર દ્વારા અગ્નિમાં ઘીને હોમીને મંથમાં તેના અવશેષને પાડે. 'प्रतिष्ठाय स्वाहा' એમ મન્ત્ર દ્વારા અગ્નિમાં ઘીને હોમી તેના અવશેષને મંથમાં પાડે. 'संपदे स्वाहा' એ મન્ત્રે અગ્નિમાં ઘીને હોમી તેના અવશેષને મંથમાં પાડે, 'आयतनाय स्वाहा' એ મંત્રે અગ્નિમાં ઘીને હોમીને તેના અવશેષને મંથમાં પાડે. ॥૫॥

अथ प्रतिसृप्य अञ्जलौ मन्थं आधाय जपत्यमो नामास्यमा हि ते सर्वं इदं स हि ज्येष्ठः श्रेष्ठः राजाधिपतिः स मा ज्यैष्ठ्यं श्रैष्ठ्यं राज्यं आधिपत्यं गमयतु अहं एव इदं सर्वं असानि इति ॥६॥

ત્યાર બાદ અગ્નિની પાસે પહોંચી, અંજલિમાં પેલો મંથ લઈ આ મંત્ર જપે છે. 'अमः नामासि'=તું પ્રાણ નામવાળો છે. કેમકે આ બધું તારું અનરૂપ છે. તે જ (મંથન) જ્યેષ્ઠ, શ્રેષ્ઠ, પ્રકાશવાન અને અધિપતિ છે. તે મને જ્યેષ્ઠતા, શ્રેષ્ઠતા, પ્રકાશ અને આધિપત્ય અપાવો. હું જ આ બધું હોઉં. ॥ ૬ ॥

अथ खलु एतया ऋचा पच्छः आचामति तत् सवितुः वृणीमहे इत्याचामति वयं देवस्य भोजनम् इत्याचामति श्रेष्ठं सर्वधातमम् इत्याचामति तुरं भगस्य धीमहि इति सर्वं पिबति ॥ ७ ॥

ત્યાર બાદ તે મંથના એક એક ગ્રાસને આ ઋચામંત્રના એક એક ભાગથી ક્રમશઃ તે ભક્ષે છે. 'तत् सवितुः वृणीमहे' એમ કરીને એક ભાગ ખાય છે. 'वयं देवस्य भोजनम्' એમ કરીને ખાય છે. 'श्रेष्ठं सर्वधातमम्' કરીને એક ભાગ ખાય છે. 'तुरं भगस्य धीमहि'–આ કહીને કંસ પાત્ર વા ચમસ પાત્રને ધોઈને બાકી રહેલું બધું પી જાય છે. ॥ ૭ ॥

निर्णिज्य कंसं चमसं वा पश्चाद् अग्नेः संविशति चर्मणि वा स्थण्डिले वा वाचंयमोऽप्रसाहः स यदि स्त्रियं पश्येत् समृद्धं कर्म इति विद्यात् ॥ ८ ॥

ત્યાર બાદ અગ્નિની પશ્ચિમમાં ચામડાં ઉપર અગર તો કેવળ ભૂમિ ઉપર નિયમિત વાણીવાળો અને સ્વસ્થચિત્ત થઈને સુવે. ઊંઘમાં જો તે સ્ત્રીને જુવે તો પોતાનું કર્મ સમૃદ્ધ થયું છે એમ જાણે. ॥ ૮ ॥

तदेष श्लोकः ॥ यदा कर्मसु काम्येषु स्त्रियं स्वप्नेषु पश्यति ॥ समृद्धिं तत्र जानीयात् तस्मिन् स्वप्ननिदर्शने, तस्मिन्स्वप्ननिदर्शन इति ॥ ९ ॥

આ બાબતમાં આ શ્લોક પ્રમાણરૂપ છે. જો કોઈ પુરુષ સ્વપ્નકાળે કામ્યકર્મમાં સ્ત્રીને જુવે છે તો તે સ્વપ્નના દર્શનમાં કામ્યકર્મની સમૃદ્ધિ જાણે-સ્વપ્નમાં કામ્યકર્મની સમૃદ્ધિ જાણે ॥ ૯ ॥

આગલા ખંડમાં સૌ ઇન્દ્રિયોનો નિયામક અને જીવનદાતા પ્રાણ છે અને આથી જ તે સર્વશ્રેષ્ઠ છે એમ લાક્ષણિક આખ્યાયિકા દ્વારા ઋષિએ સિદ્ધ કર્યું. હવેના ખંડમાં પ્રાણવિદ્યાનું મહત્ત્વ બતાવશે અને તે ઉપરાંત તે વિદ્યાનો કામ્યકર્મમાં જો ઉપયોગ કરવો હોય તો તે કેવી રીતે કરવો તે દર્શાવશે. ઋષિ પ્રાણવિદ્યાનો જ બાકી રહેલો ભાગ બતાવતાં કહે છે કે આ પ્રાણે ત્યારબાદ બીજી ઇન્દ્રિયોને પૂછ્યું કે "મારું અન્ન નક્કી કરો. મારો ખોરાક કયો હશે તે નિશ્ચિત કરો." ત્યારે બીજી બધી ઇન્દ્રિયે કહ્યું "કૂતરાંથી માંડીને તે પક્ષીઓના અન્ન સુધીનું બધું અન્ન હશે! અર્થાત્ ગંદામાં ગંદુ પણ કૂતરાં ખાય છે અને પક્ષીઓ ફલાહારી છે. આથી ગંદામાં ગંદી ચીજથી માંડી ફલાહાર સુધીની તમામ ચીજો પ્રાણને માટે ભક્ષ્ય છે." અર્થાત્ તે તે પ્રાણીઓમાં પ્રાણ વિરાજમાન હોઈને તે તે શરીરમાં રહેલો પ્રાણ તે તે ચીજનો આહાર તરીકે ઉપયોગ કરે છે! આથી જ जीवो जीवस्य कारणम्—એ સિદ્ધ થાય છે! જે કોઈ આમ સર્વભૂતસ્થ પ્રાણને જાણે છે તેને માટે અનન્ન-કોઈ પણ વસ્તુ અભક્ષ્ય નથી. આનો અર્થ એમ નથી કે પ્રાણાચાર્ય શાસ્ત્રમર્યાદાને ઓળંગી ફાવે તેમ ખાય! આ તો વિદ્યાની સ્તુતિ માત્ર છે! ખાદ્ય વસ્તુ માત્ર પ્રાણનું અન્ન છે. અને ખોરાક ઉપર આપણે જે પાણી પીએ છીએ તે પાણી એ પ્રાણનું વસ્ત્ર છે! આમ અન્નજળ પ્રાણના આધાર છે એમ સિદ્ધ થાય છે. આ પ્રાણવિદ્યા સત્યકામ જાબાલે, ગોશ્રુત વૈયાઘ્રપદ્ય નામના પોતાના શિષ્યને આપી હતી. આ પ્રાણવિદ્યા સૂકાઈ ગયેલાં ઝાડ સમક્ષ માત્ર બોલવામાં આવે તો તે જડ ઝાડને પણ ડાળ પાંદડાં ફૂટે તો પછી ચેતન માનવ એ વિદ્યા સુણે અને જીવનમાં ઉતારે તો તેના સર્વતોમુખી વિકાસ માટે શો શક હોય? માટે પ્રાણની તો ચોમેરથી ઉપાસના કરે. આમ પ્રાણવિદ્યાનો મહિમા ગાયા બાદ મંથ નામના શ્રૌતકર્મનું લંબાણથી વિધાન ઋષિ કરે છે. આપણને આજે એ ઓછું ઉપયોગી હોઈને એ ભાગને વ્યાખ્યાત કરવામાં ઉદાસીન થઈએ છીએ.

॥ इति द्वितीयः खण्डः ॥

## ॥ अथ तृतीयः खण्डः ॥

श्वेतकेतुः ह आरुणेयः पञ्चालानां समितिम् एयाय तं ह प्रवाहणो जैवलिः उवाच कुमारान् उ त्वाऽशिषत्पितेत्यनु हि भगव इति ॥ १ ॥

આરુણિનો પુત્ર શ્વેતકેતુ પાંચાલોની સભામાં આવ્યો. તેને જબલના પુત્ર પ્રવાહણિએ નિશ્ચય આ પૂછ્યું, "કુમાર! તને તારા પિતાએ ઉપદેશ દીધો છે ને?" શ્વેતકેતુએ કહ્યું, હે ભગવન્! મને મારા પિતાએ ઉપદેશ દીધો છે. ॥ १ ॥

वेत्थ यदितोऽधि प्रजाः प्रयन्ति इति न भगव इति वेत्थ यथा पुनरावर्तन्त ३ इती न भगव इति वेत्थ पथोर्देवयानस्य पितृयाणस्य च व्यावर्तना ३ इति न भगव इति ॥ २ ॥

જ્યારે જૈવલિએ પૂછ્યું-'બધી પ્રજાઓ અહીંથી જ્યાં જાય છે તેને તું જાણે છે?' 'ના ભગવન્!'-એમ શ્વેતકેતુએ જવાબ આપ્યો. 'તો તું જે રીતે તેઓ પાછી આવે છે તે જાણે છે?' 'ના, ભગવન્! હું એ જાણતો નથી' 'તો તું દેવયાન અને પિતૃયાણ નામના બે પથોની વ્યાવર્તના-વિયોગસ્થાન જાણે છે?' 'ના, પ્રભો! એ પણ હું જાણતો નથી'-એમ શ્વેતકેતુએ કહ્યું. ॥ २ ॥

वेत्थ यथासौ लोको न संपूर्यत ३ इति न भगव इति वेत्थ यथा पञ्चम्यामाहुतौ आपः पुरुषवचसो भवन्ति इति न एव भगव इति ॥ ३ ॥

જાણે છે કે પેલો લોક પરિપૂર્ણ કેમ થતો નથી? ના ભગવન્! હું એ જાણતો નથી. જાણે છે કે કેવી રીતે પંચમી આહુતિમાં પાણી પુરુષરૂપે થાય છે? એ પણ હે ભગવન્! હું નથી જ જાણતો. ॥ ३ ॥

अथानु किमनुशिष्टोऽवोचथा यो हीमानि न विद्यात्कथं सोऽनुशिष्टो ब्रुवीतेति स हाऽऽयस्तः पितुरर्धमेयाय तं होवाचाननुशिष्य वाव किल मा भगवानब्रवीदनु त्वाऽशिषमिति ॥ ४ ॥

તો પછી શાને તેં એમ કહ્યું કે "હું ઉપદેશ પામેલો છું? ભલા! જે કોઈ આ પાંચ પ્રશ્નોને જાણતો નથી તે કેવી રીતે 'હું ઉપદેશ પામેલો છું' એમ બોલી શકે?" આ રીતે મુંઝાએલો તે પિતાના સ્થાન પાસે પહોંચ્યો અને પિતાને ઉદ્દેશીને કહ્યું-"આપ પૂજ્યપાદે, વિના શીખવ્યે જ મને કહ્યું હતું કે મેં તને શીખવ્યું છે." ॥ ४ ॥

पञ्च मा राजन्यबन्धुः प्रश्नानप्राक्षीत् तेषां न एकं च नाशकं विविक्तुं इति स होवाच यथा मा त्वं तदैतानवदो यथाऽहमेषां नैकं च न वेद यद्यहमिमानवेदिष्यं कथं ते नावक्ष्यमिति ॥ ५ ॥

કેમકે રાજન્યબંધુ જૈવલિએ મને પાંચ પ્રશ્નો પૂછ્યા. પણ તેમાંના એકનું પણ વિવરણ કરવા હું શક્તિમાન ન થયો! ત્યારે તેના પિતાએ કહ્યું-કે જેમ તે ત્યારે મને આ પ્રશ્નો ક્યા તે તું જાણતો નથી તેમ હું પણ એમાંના એકેને જાણતો નથી! જો હું આ પ્રશ્નોને જાણતો હોત તો તને હું કેમ ન કહેત?" ॥ ૫ ॥

स गौतमो राज्ञोऽर्धमेयाय तस्मै ह प्राप्तायार्हांचकार स ह प्रातः सभाग उदेयाय तं होवाच मानुषस्य भगवन् गौतम वित्तस्य वरं वृणीथा इति स होवाच तवैव राजन् मानुषं वित्तं यामेव कुमारस्यान्ते वाचमभाषथाः तामेव मे ब्रूहीति ॥ ६ ॥

ત્યાર બાદ તે ગૌતમ ગોત્રી ઉદ્દાલક નિશ્ચય રાજા પ્રવાહણને સ્થાને પહોંચ્યા. આવેલા એવા તે ગૌતમનું રાજાએ સન્માન કર્યું. ત્યાર બાદ સવારે ગૌતમ તેની સભામાં ગયા. રાજાએ તેને ઉદ્દેશીને કહ્યુ-'હે ભગવન્ ગૌતમ! મનુષ્ય દ્રવ્યમાંથી કાંઈ વરદાન માગો!' ત્યારે તેને ગૌતમે કહ્યું-'હે રાજન્! એ માનુષી દ્રવ્ય તને જ મુબારક હો! પરંતુ મારા કુમાર સમક્ષ તું જે વાણી વદ્યો હતો તે જ તું મને કહે!' ॥૬॥

स ह कृच्छ्रीबभूव त ह चिरं वस इति आज्ञापयांचकार तं होवाच यथा मा त्वं गौतमावदो यथेयं न प्राक् त्वत्तः पुरा विद्या ब्राह्मणान् गच्छति तस्माद् उ सर्वेषु लोकेषु क्षत्रस्यैव प्रशासनम् अभूद् इति तस्मै होवाच ॥ ७ ॥

ત્યારે તે રાજા સંકોચ પામ્યો!-દુઃખી થયો! પણ તેને લાંબો વખત સુધી આપ અહીં રહો એમ રાજાએ જણાવ્યું. 'હે ગૌતમ! જેમ આપે મને વિદ્યા કહેવા કહ્યુ તેમ મારે પણ એ બાબતમાં જણાવવાનું છે કે આપના પહેલાં આ વિદ્યા બ્રાહ્મણો પાસે નહોતી ગઈ. અને તેથી તમામ લોકમાં ક્ષત્રિયોનું જ આ વિદ્યા પરત્વે ઉપદેશકપણું હતું. આમ કહી તેણે તે વિદ્યા ગૌતમને કહેવાનો આરંભ કર્યો. ॥૭॥

વેદાન્તવિદ્યા એ જીવનમાં છેવટની વિદ્યા છે. જે માણસ અત્યાશ્રમી હોય એટલે કે ગૃહસ્થ હોય છતાં પણ જેના અંતરમાં સંસાર ઉપરની પ્રીતિ કરમાઈ ગઈ હોય અને પરમાત્મા પરની પ્રીતિ ખીલી હોય તેવો માણસ જ આ વિદ્યાને જીરવી શકે છે અને તેમાંથી લાભ ઉઠાવી શકે છે! જે મનુષ્યનું હૃદય સંસારરાગથી ખરડાયેલું હોય તેના ઉપર

વિરાગનો રંગ પ્રેમનો નથી ! આથી વેદાન્તવિદ્યાને અનુસરવામાં મૂકવાને માટે વિચારકોએ વૈરાગ્યને પ્રધાન સાધન તરીકે વર્ણવ્યો છે ! વિરાગ હૃદયનો હોય. ઉપરનો બતાવવાનો વિરાગ વાંઝિયો નીવડે છે ! આ વિરાગ એ રાગની માફક હૃદયની એક સાહજિક અવસ્થા છે ! પણ રાગ અને વિરાગમાં ફેર એ છે કે રાગમાં અવિવેકનું મૂળ-ફણગો-વિસ્તાર અને ફળ હોય છે. વિરાગમાં વિવેકનું મૂળ-ફણગો-વિસ્તાર અને ફળ હોય છે ! અર્થાત્ વિવેક વિચાર એ વિરાગની જડ છે. વિવેકી વિચાર વિરાગનું ઉદ્‌ભવસ્થાન-પોષણસ્થાન અને વૃદ્ધિસ્થાન છે ! આથી વિવેક એ વિરાગનો પિતા છે! અને વિરાગ એ આધ્યાત્મવિદ્યાને સ્થિર પોષણ-કૌવત અને ફલાન્ત વિકાસ આપનાર એકમાત્ર સાધન છે! આ વિવેક નિર્મળ વિચારથી આવે છે. સત્ય વિચારથી આવે છે ! અને સત્ય કરતાં વધારે નિર્મળ કોઈ ચીજ નથી ! આથી સંસારનો સત્યદૃષ્ટિએ વિચાર કરવો એમાં મનુષ્યની બુદ્ધિની શોભા છે ! શરીર-ઉપરની ચામડીને લઈને જેમ શરીરની અંદરની ઘૃણા ઉપજાવે એવી તમામ ચીજોનું માણસને દર્શન થતું નથી અને પરિણામે માણસને શરીરના ઉપર અફીટ મોહ અને મમતા જીવનભર સતત ચાલુ રહે છે-તેમ સંસારના ઉપર-જલ્લાં ચળકાટને લઈને, રમણીયતાને લઈને, મોહકતાને લઈને, સંસારની ભીતરમાં રહેલી, ઘૃણા ઉપજાવે એવી અનેક ચીજોનું માણસને દર્શન થતું નથી. અને સંસાર ઉપર તેની પ્રીતિનો, મમતાનો અભંગ પ્રવાહ ચાલુ જ રહે છે ! પણ જેમ શરીર ઉપરની ચામડી ઉતારી લેતાં શરીર તેના મૂળ સ્વરૂપે પ્રકટ થતાં, માણસને જુગુપ્સા ઉપજાવે છે તેના ઉપરની પ્રીતિને સૂકવી દે છે-તેના દર્શન માત્રથી બેબાકળો બની, ભયભીત થાય છે. તેમ સંસાર ઉપરના, ઉપરથી રમણીય દેખાતાં આવરણોને ખસેડી લેવામાં આવે તો સંસારનું મૂળ હાડપિંજર દેખાવમાં આવે-તેનું સ્વરૂપે જ જુગુપ્સા ઉપજાવે-ભયભીત અને બેબાકળા બનાવે એવું દર્શન માણસને થાય છે! અને આ સત્ય છે! માણસે-માણસ હોઈને જ-બુદ્ધિપૂર્વક વર્તનારું પ્રાણી હોઈને જ, પ્રત્યેક વસ્તુનું સત્ય સ્વરૂપ-સમજવું રહ્યું. અને તદનુકૂળ જીવનને વળાંક આપવો રહ્યો ! તેણે જાણવું જોઈએ કે હું કોણ છું ?-ક્યાંથી આવ્યો છું ?-ક્યાં જઈ રહ્યો છું ?-અહીંથી ક્યાં જવાશે ?-કેવી રીતે જવાશે. જઈને પાછું શું થશે ? આપણી સાથે દેખાતાં અસંખ્ય પ્રાણીઓ પણ ક્યાંથી આવે છે-ક્યાં ધસે છે-ક્યાં જાય છે ?-આ બધું શું છે ?-કોણ આ બધી ગૂંચવણ ભરેલી-મૂંઝવતી તંત્રવ્યવસ્થા કરી રહ્યું છે ! અને દરેક વિચારશીલને આ અને આવા અનેક પ્રશ્નો મુંઝવે છે ! અને આ પ્રશ્નોનો ઉકેલ જ જીવનદર્શનમાં પરિણમે છે ! જ્યાં સુધી માણસને આ મૂળભૂત પ્રશ્નોના હૃદયસમાધાનકારક ઉત્તર નથી મળતા ત્યાં સુધી તે અજ્ઞાનની રમણીય પણ પરિણામે મહાઘોર અને ભયંકર

નિદ્રામાંથી જાગૃત થતો નથી ! અને જે આ દૃષ્ટિએ જ્ઞાની નથી તે જ્ઞાની છતાં અજ્ઞાની છે. જે આ દૃષ્ટિએ પંડિત નથી તેનું બુદ્ધિકલેવર શાસ્ત્રમય હોય છતાં તે અપંડિત છે ! જેણે જાણવા જેવું જ જાણ્યું નથી અને તે સિવાયનું બધું જાણ્યુ હોય તો તે માણસ દયાપાત્ર છે. ઋષિની ભાષામાં કહીએ તો इह चेत् अवेदीत् अथ सत्यं अस्ति न चेत् इह अवेदीत् महती विनष्टिः–જો જાણવા જેવું જાણ્યું તો જાણનાર પોતે મહાસત્ય–ત્રિકાલાબાધિત અસ્તિત્વવાળો–થાય છે. અને જો તે ન જાણ્યું તો તેને માટે ભાવિના ગર્ભમાં મહાવિનાશ છૂપાયો છે ! આ મહાવિનાશ એટલે જ જન્મમરણની પ્રવાહપરંપરાનો આવિર્ભાવ–તિરોભાવ છે ! છે ! જન્મમરણની પ્રવાહ પરંપરા અને તેના મધ્યમાં આવતી અનન્ત દુઃખ પરંપરાને ટાળવાની–બાળવાની–વળીઆ કરવાની શક્તિ હોવા છતાં જો માણસ તેમાં જ અટવાય–તેમાં જ ઘૂમરી ખાયાં કરે–તેમાં જ મઝા માણે–તો તો તે પ્રમાદનો જ મહામહિમા છે ! આથી માણસ માણસ હોઇને જ તેણે જન્મમરણના જટિલ પ્રશ્નોનો જાતસમાધાન થાય તેવો ઉકેલ કાઢી વિરક્ત થઈ આ જીવનની ખરી મઝા ભોગવવી રહી ! કોઈપણ જીવ અહીં દુઃખ ભોગવવા આવ્યો નથી ! એ પરમસુખ અને પરમાનંદનો અધિકારી છે. વારસદાર છે ! જેને પરમસુખ અને પરમાનંદનો આસ્વાદ લેવો હોય તેને માટે આ જગતની રચનામાં પૂર્ણ સ્વાતંત્ર્ય છે. પૂરેપૂરી જોગવાઈ છે. કોઈ તેને તેમ કરતાં અટકાવતું નથી ! જે આડખીલી તેને લાગે છે તે તેની પોતાની પેદા કરેલી છે ! અને પોતાની પેદાશને તો પોતે જ ટાળી શકે. આથી ઋષિની પરમ મંગલમયી દૃષ્ટિ જગતને ઉપદેશી રહી છે કે–तेन त्यक्तेन भुञ्जीथाः–હે મનુષ્ય ! તું ત્યાગથી ભોગની કળા શીખ ! ત્યાગીને ભોગવવાની કળા એ મહાન જીવનદર્શન છે ! આ ત્યાગ એટલે જ વિરાગ છે ! આ વિરાગ દ્વારા સાચા સુખની પ્રાપ્તિ માટે હવે આ અધ્યાયના ત્રીજા ખંડની શરુઆત થાય છે ! જેણે સંસારને અંતરમાં સંઘર્યો તેણે સંસાર નથી સંઘર્યો પણ સાપ સંઘર્યો છે. જેણે સંસારને હૃદયમાંથી ખાલી કર્યો છે તેણે સંસાર નથી ખાલી કર્યો પણ દુઃખને ખાલી કર્યું છે, અને સુખને સંઘર્યું છે ! આથી હવે આવનારી વિદ્યાના અંતમાં ઋષિ કહે છે તેમ–જુગુપ્સેત–સંસાર ઉપર વિવેકી ઘૃણા પેદા કરે. એ જુગુપ્સા કેવી રીતે થાય ? –એ બતાવવું એ હવે પછીના ખંડનો વિષય છે. આ સિદ્ધાંત ઉપનિષદની શૈલી મુજબ ઋષિ સંવાદ દ્વારા જ સ્પષ્ટ કરે છે ! આ ભાગ અગત્યનો હોઇને આપણે પણ એને પૂરો સમજવા યથાશક્તિ પ્રયત્ન કરીશું.

અરુણના પુત્ર અરુણિ અર્થાત્ ઉદ્દાલક નામના ઋષિ. આ ઉદ્દાલક ઋષિનો શ્વેતકેતુ નામે પુત્ર. આ શ્વેતકેતુ ભણેલો ગણેલો અને તેજસ્વી હતો. દેશભરમાં

તેની યુવાન પંડિત તરીકે પ્રસિદ્ધ હતી. પણ વિદ્યા જીરવવી મુશ્કેલ છે! તેને વિદ્યાનો જરા મદ હતો. તે શ્વેતકેતુ એક વેળા યજ્ઞ નિમિત્તે પાંચાલોની સભામાં આમંત્રણ મળતાં આવ્યો. ત્યાં દેશભરના પંડિતરત્નો ભેગાં મળ્યાં હતાં. યજ્ઞ કરનાર રાજા નામે પ્રવાહણ જૈવલિ પણ ભારે વિદ્વાન અને તત્ત્વદર્શી રાજર્ષિ હતો. શ્વેતકેતુની અનમ્ર વર્તણુકથી નાખુશ થયેલા તે જૈવલિએ તેની સાન ઠેકાણે લાવવા માટે, અને તે દ્વારા તેના ઉત્પથવર્તી જીવનને સત્પથગામી બનાવવા કેવળ માનવીય કરુણાથી પંડિતોની સમક્ષ તેને પાંચ પ્રશ્ન પૂછ્યા. રાજા પૂછે છે કે "હે શ્વેતકેતુ! તું વિદ્વાન છે. તારી કુલ પરંપરાથી તું વિદ્યા પામ્યો છે એવી પ્રસિદ્ધિ છે! જો તું સાચે જ વિદ્વાન હોય તો મારા પૂછેલા પ્રશ્નોનો જવાબ આપ. કેમકે સાચા રૂપીઆનો રણકાર અને ખોટા રૂપીઆની બોદાઈ તત્કાળ સમજાય છે!" શ્વેતકેતુએ પણ પ્રશ્નના ઉત્તર આપવાની તત્પરતા બતાવી! અને જૈવલિએ તેને પાંચ પ્રશ્નો પૂછ્યા! પણ તેમાંના એકનો પણ શ્વેતકેતુ જવાબ ન આપી શક્યો! જૈવલિના પાંચ પ્રશ્નો એ સનાતન પ્રશ્નો છે! આ પ્રશ્નોના ઉત્તરમાં અને સમજમાં જીવનનો બંધમોક્ષ છૂપાયો છે! જૈવલિ પૂછે છે કે "હે શ્વેતકેતુ! જાણે છે કે આ બધા જીવો આ જગતને છોડીને જાય છે ત્યારે અહીંથી—આ જગતમાંથી તે બધા ક્યાં જાય છે? અર્થાત્ જીવની મરણોત્તર સ્થિતિ વિષે તને ખબર છે?" આ છે પહેલો પ્રશ્ન. અને આ પ્રશ્ન વિષે તો નચિકેતાની ભાષામાં કહીએ તો—देवैरत्रापि विचिकित्सितं પુરા—દેવલોકોને પણ સંશય છે. અને આ વાત ખૂબ જ સૂક્ષ્મ છે! શ્વેતકેતુ કહે—"મને આનો ઉત્તર અણજાણ્યો છે." ત્યારે બીજો પ્રશ્ન જૈવલિએ ધર્યો. "હે શ્વેતકેતુ! અહીંથી ગયેલા જીવો જ્યાં જાય છે ત્યાંથી પાછા આ જગતમાં કેવી રીતે આવે છે તેની તને ખબર છે ખરી? અર્થાત્ જીવનો આ જગતમાં પુનર્જન્મ કેવી રીતે થાય છે તે તું જાણે છે ખરો?" શ્વેતકેતુ કહે 'મને એ ખબર નથી!' આ છે બીજો પ્રશ્ન. જૈવલિ વળી પૂછે છે કે 'તો પછી તને દેવયાન અને પિતૃયાન નામના અનાદિકાળથી ચાલ્યા આવેલા બે માર્ગો વિષે માહિતિ છે? એ બન્ને કઈ જગ્યાએથી એક બીજાથી વિભિન્ન દિશામાં ફાટે છે તે તને ખબર છે ખરી? અર્થાત્ દેવમાર્ગે અને પિતરોને માર્ગે ક્યા ક્યા જીવો જાય છે તે તને ખબર છે ખરી?" આનો પણ નકારમાં જ શ્વેતકેતુએ જવાબ વાળ્યો! આ છે ત્રીજો પ્રશ્ન. ત્યારે જૈવલિએ ચોથો પ્રશ્ન આગળ કર્યો—"કે હે શ્વેતકેતુ! આ જગતમાંથી પ્રત્યેક ક્ષણે અનન્ત કોટિ જીવો પેલા જગતમાં જાય છે—મરે છે. તો તે મરેલા શરીરોમાંના જીવાત્માઓની અનંતકોટિ સંખ્યાથી પેલો લોક સ્વર્ગલોક ઉભરાઈ કેમ જતો નથી! અર્થાત્ સ્વર્ગલોકમાં ભીડ કેમ થતી નથી! અસંખ્ય જીવોની પરંપરા પ્રતિપળ

અહીંથી દેખાય છે અને છતાં ત્યાં સ્હેજે ભીડ કેમ થતી નથી એ એક આશ્ચર્ય છે! તો ત્યાં એઓની ભીડ કેમ થતી નથી—એ તને ખબર છે?' આ છે ચોથો પ્રશ્ન. એનો પણ જવાબ શ્વેતકેતુ ન વાળી શક્યો! ત્યારે શ્વેતકેતુને પાંચમો સવાલ જૈવલિ પૂછે છે કે "હે શ્વેતકેતુ! પાંચમી આહુતિમાં પાણી પુરુષ નામધારી થાય છે તે તને ખબર છે? અર્થાત્ પંચાગ્નિવિદ્યામાં જણાવ્યા મુજબ જીવની શરીરોત્પત્તિ કેવી રીતે થાય છે તે તને ખબર છે? કેવા અવતારક્રમે અહીંથી ગયેલો જીવ પાછો અહીં ઉતરે છે, તે તને ખબર છે?" શ્વેતકેતુ કહે ના. "મને આપના પ્રશ્નમાંથી એકેની ખબર નથી." "તો પછી તું શાને એમ માને છે કે તું પંડિત છે? તું જ્ઞાની છે? પ્યારા! જે કોઈ આ સિવાયનું જે કાંઇ જાણતો હોય તો તે અજ્ઞાનનું જ જ્ઞાન છે! કેમકે આ પ્રશ્નોના નિઃસન્દેહ જ્ઞાનમાં તો આ જીવન—ચાલુ જીવન કેમ જીવવું તેનો તોડ છે. માનવજીવનના મોટા ભાગનો આધાર જે કાંઇ સ્થૂલ દેખાય છે તેના કરતાં જે સૂક્ષ્મ છે, જે દેખાતું નથી તેના ઉપર જ છે! સ્થૂલમાની થવું એ માણસને માટે અજ્ઞાનદશામાં કુદરતી લાગે છે. બાકી માણસના મતિવૈભવની શોભા સૂક્ષ્મમાની થવામાં છે. કેમકે સૂક્ષ્મતમ ચીજો જ જીવનમાં ખૂબ અગત્યની છે! અને ઘણે ભાગે માણસ સ્થૂલ કરતાં સૂક્ષ્મમાં જ વધારે રહે છે કેમકે એનું મૂળ સ્વરૂપ જ સૂક્ષ્મતમ છે. આથી જે કોઈ માણસ આ સૂક્ષ્મતમ પ્રશ્નોનો ઉકેલ ન જાણતો હોય તે પંડિત નથી! તેનું બધું જ્ઞાન ઉપરછલ્લું છે!" ભરસભામાં જ્યારે શ્વેતકેતુનું અજ્ઞાન ઉઘાડું પડ્યું ત્યારે તે ખૂબ મુંઝાયો! તેને સ્વના ઉપર લગભગ તિરસ્કાર થયો. તેનો અહં પીગળી ગયો. તે પિતા પાસે પહોંચ્યો. હૈયાની વરાળ પિતા સમક્ષ ઠાલવી. પિતા પણ આ પ્રશ્નોના જવાબથી અજ્ઞાત હતા. આથી પિતા અને પુત્ર બન્ને જૈવલિ રાજર્ષિ કને આવ્યા! અહીં લક્ષ ખેંચે એવું આ છે. પિતા અને પુત્ર બન્ને વિદ્યાના ક્ષેત્રમાં ખ્યાત થયા! પણ તેમણે મનમાં ખોટું લગાડી વિદ્યાનો દ્વેષ ન કર્યો. રાજર્ષિના ઉપર ચીઢ ન કરી. ઉલટું જે પોતાને ન આવડે તે, જેને આવડતું હોય તેની પાસેથી નમ્રભાવે શીખી લેવું—એમાં આર્યહૃદયની ઉજ્જ્વલતા છે. બન્ને—પિતા પુત્રે વિનયપૂર્વક રાજર્ષિનું શરણું શોધ્યું.

રાજદ્વારે પહોંચતાં રાજાએ મહર્ષિ આરુણિનું સન્માન કર્યું. રાજાએ ઐહિક દ્રવ્યથી તેમનો સત્કાર પણ ઇચ્છ્યો. પણ ગૌતમ ઋષિ—આરુણિ ઋષિ કહે કે "હે રાજન્! હું અહીં ઐહિક વિત્ત લેવા આવ્યો નથી! હું તો વિદ્યાવિત્તની પ્રાપ્તિ માટે આવ્યો છું. તો આપે મારા પુત્રને જે સવાલો પૂછ્યા હતાં તેનું નિરાકરણ આપની પાસેથી જ લેવાની મારી ઇચ્છા છે! આપને બીજો કશો વાંધો ન હોય

તો એ કૂટ પ્રશ્નોના ઉત્તર આપી અમોને પણ એ વિદ્યાના ભાગીદાર બનાવો!" રાજા મુંઝાયો! કેમકે આજ લગી આ વિદ્યા ક્ષત્રિય કુળની પરંપરાથી ચાલી આવી હતી કોઈ બ્રાહ્મણ એનો ઉપદેશક થયો ન હતો. એટલે પ્રાચીન અભંગ પ્રણાલિને અભરાઈએ ચઢાવવાનો વખત આવ્યો. પણ ઉદાર-હૃદયી અને વિદ્યા પક્ષપાતી રાજાએ કહ્યું "આપ અહીં થોડો વખત રહો. હું આપને આ વિદ્યા જરૂર આપીશ. કેમકે વિદ્યાદાન કોઇને પણ કોઈપણ દઇ શકે છે! વિદ્યા એ વ્યક્તિગત માલકીની ચીજ નથી, એ સાર્વજનિક સંપત્તિ છે!" આરુણિ મહર્ષિ પણ શ્વેતકેતુ સહિત વિના આનાકાનીએ ત્યાં રહ્યા. અને થોડા દિવસો બાદ રાજા જૈવલિ પ્રવાહણે આ કૂટ પ્રશ્નોના જવાબ આપવાનો આરંભ કર્યો. ૧-૭

॥ इति तृतीय खण्डः ॥

---

## ॥ अथ चतुर्थः खण्डः ॥

**असौ वाव लोको गौतमाग्निः तस्य आदित्य एव समिद् रश्मयः धूमः अहः अर्चिः चन्द्रमाः अङ्गाराः नक्षत्राणि विस्फुलिङ्गाः ॥ १ ॥**

હે ગૌતમ! નિશ્ચય પેલો સ્વર્ગલોક અગ્નિ છે. આદિત્ય એ જ એની સમિધા છે. સૂર્યકિરણો જ એનો ધુમાડો છે. દિવસ એ જ એની જ્વાલા છે ચન્દ્ર એનો અંગારો છે. અને નક્ષત્રો એના તણખાઓ છે. ॥ ૧ ॥

**तस्मिन् एतस्मिन् अग्नौ देवाः श्रद्धां जुह्वति तस्या आहुते सोमो राजा संभवति ॥ २ ॥**

તે આ અગ્નિમાં દેવો શ્રદ્ધાને-જલને હોમે છે. તે આહુતિમાંથી સોમ રાજા જન્મે છે. ॥ ૨ ॥

આમ પિતા અને પુત્રને શિષ્ય તરીકે સ્વીકારી રાજર્ષિ જૈવલિ પહેલાં તો પંચાગ્નિ વિદ્યા નામની વિદ્યા શીખવે છે. સ્થૂલ અગ્નિહોત્ર એ, આ બ્રહ્માંડરૂપી વિરાટ્ અગ્નિ-હોત્રનું નાના પાયા ઉપર અનુકરણ માત્ર છે! અગ્નિ-હોત્રમાં જેમ એક અગ્નિકુંડ હોય, યજ્ઞીય કાષ્ઠો હોય, ધુમાડો હોય, જ્વાલા હોય, અંગાર હોય, તણખા હોય, હોમનાર હોય, હવનીય પદાર્થ હોય, અને હુતદ્રવ્યમાંથી અપૂર્વ નામનું પુણ્યાપુણ્ય પ્રકટનાર હોય, તેમ આ બ્રહ્માંડરૂપી સતત ચાલતા

અગ્નિહોત્રમાં પેલો લોક સ્વર્ગલોક એ અગ્નિકુંડ છે. પ્રત્યક્ષ દેખાતો સૂર્ય એ જ એનું સમિધ યજ્ઞીય બળતણ છે. દિવસ એ જ એની જ્વાળા છે. ચન્દ્ર એનો અંગારો છે. અને રાત્રે દેખાતાં નક્ષત્રો એના તણખાઓ છે. આ વિરાટ્ અગ્નિહોત્રમાં દેવો=ઈશ્વરીય સૃષ્ટિનિર્માણ શક્તિઓ શ્રદ્ધાને હોમે છે. શ્રદ્ધા શબ્દ અહીં જલવાચક છે. આ જલમાંથી સોમ રાજા પ્રકટે છે. અર્થાત્ જે આ બૃહત્ અગ્નિહોત્ર સતત ચાલી રહ્યો છે તેના પરિણામે આકાશમાં જલનું બાષ્પીભવન થાય છે. સૂર્યના કિરણોને લઈને શોષાયેલું પાણી અનુક્રમે વરાળરૂપ ધારણ કરી આકાશમાં સંચરે છે. બસ. આ જે બાષ્પભવન છે તે જ સોમરાજા છે. કેમકે આ કુદરતી અગ્નિહોત્રના ફળરૂપે જલીય પરમાણુઓ આકાશમાં એકઠાં થઈને પર્જન્ય રૂપે પાછાં વરસે છે. ૧–૨

इति चतुर्थः खण्डः

---

## ॥ अथ पञ्चमः खण्डः ॥

पर्जन्यो वाव गौतमाग्निः तस्य वायुः एव समिद् अभ्रं धूमः विद्युत् अर्चिः अशनिः अङ्गाराः ह्रादनयो विस्फुलिंगाः ॥ १ ॥

હે ગૌતમ પર્જન્ય નિશ્ચય અગ્નિ છે. તેની વાયુ એ જ સમિધા છે. અભ્ર એનો ધૂમાડો છે. વિજળી જ્વાળા છે. વજ્ર અંગારા છે. મેઘગર્જનાઓ એના તણખા છે. ॥૧॥

तस्मिन्नेतस्मिन् अग्नौ देवाः सोमं राजानं जुह्वति तस्या आहुतेः वर्षं संभवति ॥ २ ॥

તે આ અગ્નિમાં દેવો સોમ રાજાને હોમે છે. તે આહુતિમાંથી વરસાદ જન્મે છે. ॥૨॥

इति पञ्चमः खण्डः

---

## ॥ अथ षष्ठः खण्डः ॥

पृथिवी वाव गौतमाग्निः तस्याः संवत्सर एव समिद् आकाशः धूमः रात्रिः अर्चिः दिशः अङ्गाराः अवान्तरदिशः विस्फुलिंगाः ॥१॥

હે ગૌતમ! આ પૃથ્વી એ જ નિશ્ચય અગ્નિ છે. સંવત્સર એ એની સમિધા છે. આકાશ ધૂમાડો છે. રાત જ્વાળા છે. દિશાઓ અંગારા છે ઉપદિશાઓ તણખા છે. ॥૧॥

तस्मिन् एतस्मिन् अग्नौ देवाः वर्षं जुह्वति तस्याः आहुतेः अन्नं संभवति ॥ २ ॥

તે આ અગ્નિમાં દેવો વરસાદને હોમે છે. તે આહુતિમાંથી અન્ન થાય છે. ॥૨॥

॥ इति षष्ठः खण्डः ॥

## ॥ अथ सप्तमः खण्डः ॥

पुरुषः वाव गौतम अग्निः तस्य वाक् एव समिध् प्राणः धूमः जिह्वा अर्चिः चक्षुः अङ्गाराः श्रोत्रं विस्फुलिङ्गाः ॥ १ ॥

હે ગૌતમ! પુરુષ નિશ્ચય અગ્નિ છે. તેની વાણી એ જ સમિધા છે. પ્રાણ ધૂમાડો છે. જીભ જ્વાળા છે. આંખ અંગારા છે. કાન તણખાઓ છે. ॥ ૧ ॥

तस्मिन् एतस्मिन् अग्नौ देवाः अन्नं जुह्वति तस्याः आहुतेः रेतः संभवति ॥ २ ॥

તે આ અગ્નિમાં દેવો અન્નને હોમે છે. તે આહુતિમાંથી વીર્ય જન્મે છે. ॥૨॥

इति सप्तमः खण्डः

## ॥ अथ अष्टमः खण्डः ॥

योषा वाव गौतम अग्निः तस्या उपस्थ एव समिध् यद् उपमन्त्रयते स धूमः योनिः अर्चिः यद् अन्तः करोति ते अङ्गाराः अभिनन्दा विस्फुलिंगाः ॥ १ ॥

હે ગૌતમ! સ્ત્રી એ જ નિશ્ચય અગ્નિ છે. ઉપસ્થેન્દ્રિય એ જ તેની સમિધા છે. ઉપમન્ત્રણ ધૂમ છે. સ્ત્રીલિંગ એ જ જ્વાળા છે. અંતઃપ્રવેશ એ જ અંગારા છે. ॥૧॥

तस्मिन् एतस्मिन् अग्नौ देवा रेतः जुह्वति तस्याः आहुतेः गर्भः संभवति ॥ २ ॥

તે આ અગ્નિમાં દેવો વીર્યને હોમે છે. તે આહુતિમાંથી ગર્ભ સંભવે છે. ॥૨॥

આમ પહેલી અગ્નિવિદ્યા થઈ. હવે બીજી અગ્નિવિદ્યામાં પર્જન્યને–વરસાદને જ અગ્નિ રૂપે કલ્પી વાયુ, અભ્ર, વિજળી, વજ્ર, મેઘગર્જનાને તે તે સ્થાને કલ્પી રૂપક પૂરૂં કરે છે. આ પર્જન્ય અગ્નિમાં દેવો પેલા સોમ રાજાને હોમે છે. બસ. આ હોમમાંથી વરસાદ જન્મે છે. ૧–૨.

આમ આદિત્ય અને પર્જન્યાગ્નિ બાદ પૃથ્વીને અગ્નિ કલ્પી સંવત્સર, આકાશ, રાત, દિશા, ઉપદિશા ને બીજાં ઉપાંગો કલ્પી રૂપકને પૂરૂં કરે છે. આ પૃથ્વી રૂપી અગ્નિમાં પર્જન્યને દેવો હોમે છે. આ હોમમાંથી અન્ન પેદા થાય છે.

ત્યારબાદ પુરુષ શરીરને અગ્નિકુંડ કલ્પી, વાણી, પ્રાણ, જીભ, આંખ અને કાનને તે તે અંગો કહી રૂપક પૂર્ણ કરે છે. આ પુરુષ શરીરરૂપી અગ્નિકુંડમાં દેવો પેલાં અન્નને હોમે છે. બસ. એ હોમમાંથી વીર્ય ઉપજે છે. ૧–૨.

ત્યારબાદ સ્ત્રીને અગ્નિકુંડ કલ્પી અગ્નિહોત્રની કલ્પના પૂરી કરે છે. આ સ્ત્રીરૂપી અગ્નિકુંડમાં વીર્ય હોમાય છે બસ. એ હોમમાંથી ગર્ભ પેદા થાય છે. ૧–૨.

અર્થાત્ આખીય પંચાગ્નિ વિદ્યાનું રહસ્ય આ છે. કુદરતી શક્તિઓ આ બ્રહ્માંડમાં પ્રતિપળ કામ કરી રહી છે. સૂર્ય એ આપણા જગતનો નિયામક છે. એ સૂર્યને લઇને પૃથ્વીના પાણીનું બાષ્પીભવન વાદળમાં પરિણમે છે. વાદળ પૃથ્વી ઉપર વરસે છે. એ વરસાદને લઇને અન્ન થાય છે. અન્નભક્ષણથી વીર્ય પેદા થાય છે. સ્ત્રી પુરુષના મિથુન ભાવને લઇને આ વીર્યમાંથી ગર્ભ પેદા થાય છે. આમ ગર્ભ કેવી રીતે બંધાય છે તેની અહીં દૃષ્ટિ રજૂ કરે છે. પાંચ આહુતિ જ્યારે પૂરી થાય છે ત્યારે ગર્ભ સંભવે છે. અર્થાત્ અહીં પહેલી આહુતિ એ છેલ્લા પરિણામમાં મુખ્ય કારણરૂપ છે. અને આથી જ શ્રદ્ધા પાંચમી આહુતિમાં પુરુષ શબ્દ વાચ્ય કહેવામાં આવે છે! એક વાત ખાસ ધ્યાન ખેંચે એવી છે. જીવમાત્રના જન્મમાં જેમ પોતપોતાના કર્મ કારણરૂપ છે. તેમ તે કર્માનુસાર કુદરતની તે તે દૈવી શક્તિઓ–દેવો પણ કારણરૂપ બને છે. સમસ્ત જગતનાં તત્ત્વો પરસ્પર ઉપકાર્ય ઉપકારક ભાવે કે વિનાશ્ય વિનાશક ભાવે જકડાયેલાં છે. (ખંડ ૪ થી ૮.)

॥ इति अष्टमः खण्डः ॥

---

## ॥ अथ नवमः खण्डः ॥

**इति तु पञ्चम्यामाहुतावापः पुरुषवचसो भवन्तीति स उल्वावृतो गर्भो दश वा नव वा मासानन्तः शयित्वा यावद्वाथ जायते ॥ १ ॥**

અને આમ પાંચમી આહુતિમાં જલ-પુરુષ નામધારી થાય છે. તે ગર્ભચર્મથી વિંટળાયેલો ગર્ભ નવ-દસ કે પછી સકલ થાય તેટલા મહિના ગર્ભની અંદર સુઈને ત્યારબાદ જન્મે છે. ॥ ૧ ॥

स जातो यावदायुषं जीवति तं प्रेतं दिष्टमितोऽग्नय एव हरन्ति यत एवेतो यतः संभूतो भवति ॥ २ ॥

જન્મેલો એવો તે યાવદાયુષ જીવે છે. ત્યારબાદ પોતાના કર્મે બનાવેલા લોક તરફ મરીને જતાં તેને-તેના મૃતશરીરને અગ્નિને માટે જ લઈ જાય છે કેમકે એ જેમાંથી આવ્યો-જેમાંથી ઉપજ્યો તેમાં જ એને લઈ જવો રહ્યો ॥ ૨ ॥

આમ પાંચમી આહુતિમાં જલ ગર્ભરૂપે થાય છે. આ ગર્ભસ્થ જીવ ગર્ભ, માતાની કુંખમાં ગર્ભચર્મથી વીંટળાયેલ રહીને, ટાંકટું વળીને નવ કે દસ મહિના ત્યાં રહે છે. અને માતાનું પેટ એ કાંઇ ખાસ હવા ખાવાની જગ્યા નથી! વિવેકીએ વિચારવું ઘટે કે પ્રાણીમાત્રની ઉત્પત્તિનો ઈતિહાસ કેટલો કરુણાભર્યો છે! કેટલો પરવશપણે તે વર્તી રહે છે! આમ જ્યાં સુધી અને અવધિ સામાન્યપણે નવ દસ મહિનાની હોય છે-ગર્ભમાં રહી પછી જન્મે છે! જન્મ્યા બાદ તે જ્યાં સુધી તેનું આયુષ્ય હોય ત્યાં સુધી જીવે છે. જીવ્યા બાદ મરીને તે પોતાના કર્મ પ્રમાણે વળી કોઈ બીજા ગર્ભવાસ માટે સંચરે છે! મરણ એ જીવનનો અંત નથી! એ તો ફક્ત અલ્પવિરામ છે! જીવનના આ ભવભ્રમણનો અંત-પૂર્ણવિરામ તો મોક્ષ જ છે! આમ પ્રત્યેક જીવ આવે છે ને જાય છે! તેના મૃતદેહને અગ્નિસંસ્કાર આપવામાં આવે છે. કેમકે એ પંચાગ્નિવિદ્યાના ફલરૂપે જન્મ્યો હતો. અને કાર્ય તો કારણમાં જ લીન થાય! ૧-૨

॥ इति नवमः खण्डः ॥

## ॥ अथ दशमः खण्डः ॥

तद् य इत्थं विदुः ये चेमे अरण्ये श्रद्धा तप इति उपासते ते अर्चिषम् अभिसंभवन्ति अर्चिषः अहः अह्न आपूर्यमाणपक्षम् आपूर्यमाणपक्षात् यान्षडुदङ्ङेति मासान् तान् ॥ १ ॥ मासेभ्यः संवत्सरं संवत्सरात् आदित्यम् आदित्यात् चन्द्रमसं चन्द्रमसः विद्युतं तत् पुरुषोऽमानवः स एनान् ब्रह्म गमयति एष देवयानः पन्थाः इति ॥ २ ॥

તે અહીંથી ગયેલા છવો કેવી જેઓ એ આમ પંચાગ્નિ વિદ્યાને જાણે છે તથા જેઓ અરણ્યમાં તપ અને શ્રદ્ધાપૂર્વક જીવ્યા છે, તેઓ અર્ચિને પામે છે. અર્ચિથી આગળ દિવસને, દિવસથી શુક્લપક્ષને, શુક્લપક્ષથી જે છ માસોમાં સૂર્ય ઉત્તર તરફ ઉગે છે તે માસોને, તે માસોથી સંવત્સરને, સંવત્સરથી આદિત્યને અને આદિત્યથી ચન્દ્રમાને, ચંદ્રમાંથી વીજળીને પામે છે. ત્યાંથી આગળ અમાનવ લોક શરુ થાય છે. તે એઓને બ્રહ્મલોકમાં પહોંચાડે છે. આ દેવયાન માર્ગ છે. ॥ ૧–૨ ॥

**अथ य इम ग्राम इष्टापूर्ते दत्तम् इत्युपासते ते धूमं अभिसंभवन्ति धूमाद्रात्रिं रात्रेरपरपक्षम् अपरपक्षात् यान् षड् दक्षिणैति मासान् तान् एते संवत्सरं अभिप्राप्नुवन्ति ॥ ३ ॥ मासेभ्यः पितृलोकं पितृलोकात् आकाशं आकाशात् चन्द्रमसम् एष सोमो राजा तद्देवानाम् अन्नं तं देवा भक्षयन्ति ॥ ४ ॥**

હવે જેઓ પોતાના ગામમાં ઈષ્ટ, પૂર્ત અને દાનને જ ઉપાસે છે તેઓ ધૂમને પામે છે. ધૂમથી રાત્રિને, રાત્રિથી કૃષ્ણપક્ષને, અપરપક્ષથી દક્ષિણાયનના છ મહિનાને પામે છે. તેવાઓ સંવત્સરને પ્રાપ્ત થતા જ નથી! માસોથી આગળ પિતૃલોકને અને પિતૃલોકથી આગળ આકાશને અને આકાશથી ચન્દ્રમાને પ્રાપ્ત થાય છે. એ જ પેલો સોમ રાજા છે. તે દેવોનું અન્ન છે. તેને દેવો ખાય છે. ॥ ૩–૪ ॥

**तस्मिन् यावत् संपातं उषित्वा अथ एतम् एवाध्वानं पुनः निवर्तन्ते यथा एतं आकाशं आकाशात् वायुं वायुः भूत्वा धूमो भवति धूमो भूत्वा अभ्रं भवति ॥ ५ ॥ अभ्रं भूत्वा मेघो भवति मेघो भूत्वा प्रवर्षति त इह व्रीहियवा ओषधिवनस्पतयस्तिलमाषा इति जायन्तेऽतो वै खलु दुर्निष्प्रपतरं यो यो ह्यन्नमत्ति यो रेतः सिञ्चति तद्भूय एव भवति ॥ ६ ॥**

તે ચન્દ્રલોકમાં યાવત્કર્માશય રહીને આવ્યા તેમ આ જ માર્ગે પાછા ફરે છે. ચન્દ્રથી આકાશને, આકાશથી વાયુને, પ્રાપ્ત થાય છે. વાયુ થઈ ધૂમ થાય છે. ધૂમાડો થઈ વાદળ થાય છે. વાદળ થઈ મેઘ થાય છે. મેઘ થઈને વરસે છે. તેઓ વ્રીહિ, યવ, તલ, અડદ, ઓષધિ અને વનસ્પતિરૂપે જન્મે છે. એમાંથી નીકળવું ખુબ મુશ્કેલ છે જેને જીવ અન્ન ખાય છે અને તે અન્નનું વીર્ય સ્ત્રીમાં સીંચે છે–તે પુરુષ જીવની અધિષ્ઠાતાવાળો તે થાય છે. (તે તે યોનિની આકૃતિવાળો થાય છે) ॥ ૫–૬ ॥

**तद्य इह रमणीयचरणा अभ्याशो ह यत्ते रमणीयां योनिमापद्येरन् ब्राह्मणयोनिं वा क्षत्रिययोनिं वा वैश्ययोनिं वाथ य इह कपूयचरणा अभ्याशो ह यत्ते कपूयां योनिमापद्येरन् श्वयोनिं वा सूकरयोनिं वा चाण्डालयोनिं वा ॥ ७ ॥**

તેમાં જે કોઈ આ દુનિયામાં રમણીય આચરણવાળા હોય છે તે વિના વિલંબે નિશ્ચય રમણીય યોનિ જેવી કે બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્ય યોનિને પામે અને જેઓ અહીં કુકર્મવાળા જીવો હોય છે તે પણ વિના વિલંબે કુયોનિ જેવી કે કૂતરાં-ભૂંડ કે ચાંડાલ યોનિને પ્રાપ્ત થાય છે. ॥ ૭ ॥

**अथैतयोः पथोर्न कतरेण च न तानीमानि क्षुद्राण्यसकृदावर्तीनि भूतानि भवन्ति जायस्व म्रियस्वेत्येतत्तृतीयं स्थानं तेनासौ लोको न संपूर्यते तस्माज्जुगुप्सेत तदेषः श्लोकः ॥ ८ ॥**

પરંતુ જેઓ આ બેમાંથી પણ એકે રસ્તે નથી, તેઓ ક્ષુદ્ર અને વારંવાર આવતાં ભૂતો થાય છે. "જન્મ-મરણ" એવી તેમની ગતિ છે. આ છે ત્રીજું સ્થાન. તેને લીધે પેલો ચન્દ્રલોક ઉભરાઈ જતો નથી। તેથી સંસારિક ગતિ ઉપર જુગુપ્સા લાવે! આ બાબતમાં શ્લોક પ્રમાણરૂપ છે. ॥ ૮ ॥

**स्तेनो हिरण्यस्य सुरां पिबꣳश्च गुरोस्तल्पमावसन्ब्रह्महा च एते पतन्ति चत्वारः पञ्चमश्चाचरꣳस्तैरिति ॥ ९ ॥**

સોનું ચોરનાર, દારૂ પીનાર, ગુરુસ્ત્રી સાથે આડો સંબંધ રાખનાર અને બ્રાહ્મણ હત્યારો-આ ચારે પડે છે અને પાંચમો તે કે જે એવાઓ સાથે સોબત રાખે છે-તે પડે છે. ॥ ૯ ॥

**अथ ह य एतानेवं पञ्चाग्नीन्वेद न सह तैरप्याचरन् पाप्मना लिप्यते शुद्धः पूतः पुण्यलोको भवति य एवं वेद य एवं वेद ॥१०॥**

પરંતુ જે આ આમ આ પાંચ અગ્નિને જાણે છે તે તેવાઓ સાથે સોબત રાખે તો પણ પાપથી લેપાતો નથી। શુદ્ધ-પવિત્ર અને પવિત્ર લોકવાળો તે થાય છે જે આવું જાણે છે. જે આવું જાણે છે. ॥ ૧૦ ॥

આમ મનુષ્ય કે પ્રાણીમાત્રના જીવ જન્મે છે કેવી રીતે તે જણાવ્યું. અર્થાત્ પાંચમી આહુતિએ પાણી પુરુષ બને છે એ પાંચમા પ્રશ્નનો જવાબ જ્વલિએ વાળ્યો. ગર્ભમાં કેવી રીતે આવી, જીવી, પાછો જાય છે તે દર્શાવ્યું. હવે અહીંથી જનારા જીવો પૈકી ક્યા દેવયાન માર્ગે જાય છે અને ક્યા પિતૃયાન માર્ગે જાય છે તે બતાવવું રહ્યું. આથી કહે છે હે આરુણિ! જે જીવો પંચાગ્નિ વિદ્યાને જાણે છે અને એ વિદ્યાને જાણવાનું ફલ સંસારની અનંત વિચિત્ર ગતિ ઉપર વિરાગ હોઈને, જેઓ વિરક્ત થઈ, એકાન્ત સ્થાનમાં તપ અને શ્રદ્ધાપૂર્વક સત્કર્મમાં પોતાનું અવશિષ્ટ આયુ પૂરું કરે છે તેઓ જીવનને અંતે દેવયાન માર્ગે

પામે છે. તેવા જીવોની ઉત્તરોત્તર ઊર્ધ્વ અને મંગલ ગતિ થાય છે. એ મંગળ ગતિના સૂચક અર્ચિ-દિવસ, શુક્લપક્ષ, ઉત્તરાયણ, સંવત્સર, આદિત્ય, ચંદ્રમા, અને વિજળી વગેરે શબ્દો છે. એ બધાય પ્રકાશવાચક શબ્દો છે. અર્થાત્ તેવા પુણ્યશાળી જીવો ઉત્તરોત્તર પ્રકાશમય લોકને પામે છે. વિજળી જેવા મહાપ્રકાશમય જીવનને પામી તે આગળ એવા પ્રકાશમાં સંચરે છે કે જેને અમાનવલોક કહેવામાં આવે છે! અમાનવ એવા નિસીમ પ્રકાશમય લોકમાં તેઓ જાય છે! બસ એક વખત સીમા રહિત પ્રકાશને-જ્ઞાનપ્રકાશને પામ્યા બાદ બ્રહ્મલોક શરૂ થાય છે. એટલે કે મોક્ષની સ્થિતિ પ્રવર્તે છે! બસ. આ જીવનનો પ્રકાશમય માર્ગ તે જ દેવયાન નામે પ્રસિદ્ધ છે.

આમ જેઓ પંચાગ્નિ વિદ્યાને સરહસ્ય જાણી ઉપાસે છે તેઓ પરિણામે વિરક્ત થઈને, શ્રદ્ધા અને તપપૂર્વક જીવી અંતે ઉત્તરોત્તર પ્રકાશમય લોકને પામે છે તેમ જેઓ પંચાગ્નિ વિદ્યાને સરહસ્ય જાણતા નથી, જેઓ અજ્ઞાનથી વિંધાયેલ હોઈને કેવળ યજ્ઞયાગાદિ કરવામાં જીવનની ઇતિશ્રી માની જીવનને વીતાડે છે તેઓ ધૂમાડો પામે છે. અર્થાત્ ધૂમાડો જેમ ઓછામાં ઓછા પ્રકાશવાળો અને વધારેમાં વધારે અંધારાવાળો હોય છે. તેમ આવા જીવોના બીજા જન્મો ઓછામાં ઓછા પ્રકાશ સુખવાળા અને વધારેમાં વધારે અજ્ઞાન અંધારાવાળા હોય છે! ધૂમાડો, રાત્રિ, કૃષ્ણપક્ષ, અને દક્ષિણાયન સુધી તેમની ગતિ થાય છે! આ બધાય શબ્દો અંધારાના સૂચક છે. તેથી આવા જીવોની ગતિ ખૂબ પ્રકાશવાળા લોકોમાં થતી નથી એ જ અહીં સૂચન છે! આવા લોકો સંવત્સરને તો પામતા જ નથી! કેમકે સંવત્સરમાં તો ઉત્તરાયણ પણ આવી જાય છે! આથી તેવાઓ દક્ષિણાયન માર્ગે સીધા પિતૃલોકમાં અને ત્યાંથી આકાશમાં અને આકાશમાંથી ચન્દ્રલોકમાં જાય છે! આ ચન્દ્રલોક તે જ પેલો સોમ રાજા છે! અર્થાત્ તેવાઓને વધારેમાં વધારે સ્વર્ગની પ્રાપ્તિ થાય છે! અને સ્વર્ગલોક તો એક એવી જગ્યા છે કે જે વિદ્વાનને માટે આકર્ષક નથી!! આ સ્વર્ગભૂમિમાં પુણ્યના પરવાનાની મુદ્દત પૂરી થાય ત્યાં સુધી તેઓ દેવભોગ ભોગવે છે. અને જ્યાં પુણ્યની અવધિ પૂરી થઈ કે તરત પાછા તે લોકમાંથી ઉઠમણાં કરવાં જ પડે છે અને જે માર્ગેથી તેઓ સ્વર્ગે સંચર્યા હતા તે જ માર્ગેથી પાછા પૃથ્વી પર અવતરે છે. ચન્દ્રલોકમાંથી નીકળેલા જીવો આકાશ, વાયુ, ધૂમાડો, વાદળ, સાથે ઉત્તરોત્તર પ્રવાસ કરી, મેઘ સાથે આ પૃથ્વી પર અફળાય છે! અને પહેલાં તો તેવા જીવો અન્નાદિ સ્થાવર ભાવને પામે છે. આ સ્થાવર યોનિમાં જીવનું પતન ખૂબ દુઃખદાયી છે. કેમકે એ મૂગે મોઢે માર સહન કરવાની યોનિઓ છે. તેવી યોનિઓમાં જીવ

તેણે તે પોતાને ત્યાં આવેલાઓની નિશ્ચય જુદી જુદી પૂજા કરાવી. તે અશ્વપતિ, બીજે દિવસે સવારે જ શૈય્યા છોડતાંવેંત, તેમની પાસે આવીને આ બોલ્યો– "મારા દેશમાં ચોર નથી, કંજૂસ નથી; નથી તો દારૂડીઓ! અનાહિતાગ્નિ–અગ્નિહોત્ર ન કરનાર નથી. અવિદ્વાન નથી! વ્યભિચારી નથી! તો પછી વ્યભિચારિણી ક્યાંથી હોય? હે પૂજનીયો! હું નિશ્ચય યજ્ઞ કરનાર છું. જેટલું ધન એક એક ઋત્વિજને આપીશ, તેટલું આપ પૂજ્યોને આપીશ આપ પૂજ્યો મારા ઘરમાં રહો!" ॥ ૫ ॥

## ते होचुर्येन हैवार्थेन पुरुषश्चरेत्तंहैव वदेदात्मानमेवेमं वैश्वानरं संप्रत्यध्येषि तमेव नो ब्रूहीति ॥ ६ ॥

તે પ્રસિદ્ધ ઋષિઓ એમ બોલ્યા–"જે-પ્રયોજને નિશ્ચય, મનુષ્ય ઘરથી ચાલીને આવે, નિશ્ચય તે જ અર્થે દેવાને તેને કહે! આપ નિશ્ચય આજકાલ આ વૈશ્વાનર આત્માને જાણો છો. તેને જ આપ અમોને કહો." ॥ ૬ ॥

## तान्होवाच प्रातर्वः प्रतिवक्तास्मीति ते ह समित्पाणयः पूर्वाह्णे प्रतिचक्रमिरे तान्हानुपनीयैवैतदुवाच ॥ ७ ॥

ત્યારે તેણે તેમને એમ કહ્યુ–કાલે સવારે હું આપ લોકોને કહીશ. તે પ્રસિદ્ધ ઋષિઓ–મહાગૃહસ્થો, હાથમાં સમિધ લઈને, દિવસના આગલા ભાગમાં ઉપસ્થિત થયા. તેમનું ઉપનયન કર્યા સિવાય જ અશ્વપતિએ આ કહ્યુ. ॥ ૭ ॥

દસમા ખંડ સુધી અગ્નિવિદ્યા ચાલી આ પંચાગ્નિવિદ્યાનું ફળ, સંસારની વિચિત્ર ગતિ ઉપર વિવેકીએ વિરાગ આણવો એ છે. હવેના ખંડથી વૈશ્વાનર આત્માની ઉપાસના શરૂ થાય છે. આ ઉપાસના જીવનમાં ખૂબ ઉપયોગી છે. એનું રહસ્ય આ છે. માનવની મતિ અલ્પ હોઇને એને હમેશા ઈશ્વરનું આંશિક દર્શન થાય છે! આ ખંડ દર્શનમાં જ જો તે આત્માનું પરિપૂર્ણ દર્શન માને–મેં ઈશ્વરને પૂરેપૂરો જાણ્યો છે–એમ સમજે તો તેમાં તેની કૃતકૃત્યતા નથી! આત્મા–ઈશ્વર–પરબ્રહ્મ સર્વવ્યાપી છે–સર્વરૂપ છે. તે સ્વયંભૂ છે–સ્વયંજાત છે! આત્મા સિવાયનું આણુ પણ નથી. આથી સમજુ માણસે વિશ્વરૂપ આત્મા છે–એમ સમજીને વ્યવહાર કરવો ઘટે. આત્મા વિશ્વરૂપ છે. આ સમજના ગર્ભમાં વર્તનના મહાનિયમો છૂપાયા છે! આ સમજ જ નિર્દોષ અને પરિપૂર્ણ હોઇને માણસને નૈષ્ઠિક શાન્તિ આપે છે. આથી ઈશ્વરનું આંશિક કે ખંડ–દર્શન માણસને પૂર્ણવિરામ કરાવનારું ન હોવું ઘટે. ઈશ્વરના આંશિક–દર્શનમાં સંપ્રદાયોની ઉત્પત્તિ છે. તેમાં મહાન ધાર્મિક ઝઘડાઓ છૂપાયા છે! માનવમતિની શોભા આંશિક દર્શન અનુસાર વર્તતાં વણસી જાય છે! હાથીની સૂંઢનો સ્પર્શ કરનાર અંધ પુરુષ હાથીને

અજગર જેવો માની જીવનભર તે વહેમમાં રાચે છે. સૌને તેવો જ હાથી હોય છે એમ મનાવવામાં શક્તિનો અપવ્યય કરે છે. હાથીનો પગ સ્પર્શી તે થાંભલા જેવો જ છે એમ સમજી બીજો આંધળો પણ તેમ જ વર્તે છે! હાથીનો કાન અંધના હાથમાં આવી જાય તો હાથી સૂપડાં જેવો જ છે–એમ જ પ્રસ્થાપિત કરતો રહે! જેને પેટ હાથ લાગી જાય તે હાથી પીપ જેવો હોય છે, એમ માનીને જ વર્તતો રહે! આવું જ ઈશ્વર–દર્શનની બાબતમાં દુનિયામાં ચાલતું આવે છે! ઈશ્વરના સમગ્ર સ્વરૂપનું, વિવેકઅંધાપાને લઈને, દર્શન ન હોવાને કારણે, કોઈ એકાદ અંશના દર્શનથી, ઈશ્વર વિશેની કલ્પના કરી તે ફેલાવી તેમાં જ જાતે માની બીજા પાસે મનાવવાનો આગ્રહ કરવામાં દાર્શનિકતા નથી! એ દુરાગ્રહ છે! હાથીની આંશિક સમજમાં જેમ તે તે અંધપુરુષ યોગ્ય હતો; તેમાં તેનો આપણે વાંક ન કાઢીએ. પણ તે અંધપુરુષ પોતાનાં આંશિક દર્શન ઉપરથી નિગમનો કાઢી, તેનો પ્રચાર કરી, સંપ્રદાય ચલાવે તો તે દયાપાત્ર છે એમ જોનારને લાગે. તેમ પરમાત્માના શિવાંશનું જ દર્શન થતાં તે શૈવ મતનો જ પ્રચાર કરે અને પરમાત્માના વિષ્ણુ અંશનો તિરસ્કાર કરે અથવા તો વૈષ્ણવ તેનાથી ઊંધું કરે તો તે બન્ને દયાપાત્ર છે! આ ઉપાસના એમ કહે છે કે ઈશ્વર વિષ્ણુ–સ્વરૂપ પણ છે અને શિવ–સ્વરૂપ પણ છે. વસ્તુમાત્ર ઈશ્વરનો જ અવતાર છે! આથી જેને જે ગમે તે રૂપે ઈશ્વરને સેવે. પણ ઈશ્વરને લગતી ચર્ચા કરી ઈશ્વરની ખંડવૃત્તિ ન કરે! અર્થાત્ ઈશ્વરના સમગ્ર સ્વરૂપને સમજવાનો પ્રયત્ન કરે અને સર્વરૂપ પરમાત્માની તમામ અર્થમાં સેવા કરે! જે આ સિવાયનું બીજું કરે છે તે ઉપનિષદ્ની દષ્ટિએ દયાપાત્ર છે. આટલું રહસ્ય છે. એ સમજાયા બાદ આખીયે ઉપાસનાની હૃદયંગમતા સ્પષ્ટ થશે. રિવાજ મુજબ આ સૂક્ષ્મ આત્મજ્ઞાન ભગવતી શ્રુતિ સંવાદ દ્વારા જ આપણી સમક્ષ મૂકે છે. અતિ અગત્યની હોઈને આ ઉપાસનાને આપણે પૂરી સમજવા યથાશક્તિ યત્ન કરીશું. વાક્યાર્થ એટલો સ્પષ્ટ છે કે તેના પુનરાવર્તનની જરૂર નથી.

પ્રાચીન શાલ, સત્યયજ્ઞ, ઈન્દ્રધુમ્ન, જન અને બુડિલ આ પાંચે મહર્ષિઓ પ્રસિદ્ધ હતાં મહાગૃહસ્થો હતાં અને ઉપરાંત શ્રોત્રિય હતાં. ક્વચિત્ આ પાંચે ભેગા મળ્યા. અને માંહોમાંહે આત્મજ્ઞાનને લગતિ વિચારણા કરવા લાગ્યા! તેમને વૈશ્વાનર આત્માના સ્વરૂપની જીજ્ઞાસા થઈ અને આત્માનું પુરેપુરૂં સૌથી બૃહદ સ્વરૂપ કયું છે–તે જાણવાની તમન્ના થઈ. તેમણે માંહોમાંહે મીમાંસા કરી! પણ ગુરુ વિના આત્મજ્ઞાન મળતું નથી! આત્મવિદ્યા તો "પ્રોક્તા અન્યેન એવ સુવિજ્ઞાનાય પ્રેષ્ઠ–અન્ય વિદ્ગ ગુરુએ કહેલી હોય તો જ એ વિદ્યાનું પૂર્ણજ્ઞાન હે પ્રિયતમ! થાય છે."–આ ન્યાયે તેમને અંતરમાં સમાધાન ન મળતાં તેઓએ વિચાર્યું કે

અંતઃસંજ્ઞ રહે છે! એટલે ન બોલાય અને ન સહેવાય એવી તેની પરિસ્થિતિ ત્યાં રહે છે! આથી આવી સ્થાવર યોનિમાંથી છૂટકારો મહામુશ્કેલ છે! આથી જ જન્મમરણની પરંપરાને વિદ્વાને અટકાવવી રહી! આમ અનાદિ ભાવને પામેલ જીવ કોઈ ચેતનથી ખવાય છે! અને તે ખાધેલા અનનું વીર્ય થાય છે! આ વીર્યમાં સૂક્ષ્મતમ રૂપે પેલો જીવ રહે છે. અને તે તે સ્વરૂપમાં રહેલું વીર્ય તે તે સ્ત્રી પ્રકૃતિમાં સિક્ત થતાં તે તે આકારના પ્રાણીદેહમાં તે તે જીવ પડે છે! આ છે આપણો સૌનો કરુણ ઇતિહાસ. અને આથી જ માનવદેહની સવેળા સાચી કિંમત આંકવી રહી.

આમ આ વીર્યમાં રહેલા જીવ કઈ યોનિમાં જશે એનું નિયમન તે તે જીવના કર્મ કરે છે! કર્મ એ જ જન્મમાં છેવટનું નિયામક બળ છે! જે કોઈ જીવનમાં સત્કર્મનો સંગ્રહ કરીને જાય છે તે રમણીય યોનિને પામે છે. રમણીય યોનિ એટલે કે દુનિયામાં ભોગ અને મોક્ષને માટે સમર્થ યોનિમાં—જેવી કે મનુષ્ય યોનિમાં—જન્મે છે! જે જીવનમાં દુષ્કર્મનો સંગ્રહ કરીને જાય છે તે કુયોનિમાં જાય છે! કુયોનિ એટલે કે કેવળ ભોગયોનિ જેવી કે પશુયોનિ.

મનુષ્ય અને પશુ યોનિમાં ફેર એટલો છે કે મનુષ્ય યોનિ પુણ્યપાપનું મિશ્રણ છે. પશુયોનિમાં પુણ્યનો અંશ ઓછો હોય છે. પણ એક એવી યોનિ પણ છે કે જેમાં કેવળ પાપનું જ આધિક્ય હોય છે! અને કેટલાક જીવો એવા છે—અને તેમની સંખ્યા ખૂબ મોટી છે—કે જેઓ કેવળ પાપમય જીવન ગાળે છે. તેવા જીવો નથી તો દેવયાનપંથે જતા, નથી તો પિતૃયાણ પંથે પરવરતા. તેવા ક્ષુદ્ર જીવો પળે પળે જન્મે છે અને મરે છે! આ અત્યંત નીચી ગતિ છે! આ ગતિમાં પણ અનન્ત જીવો ખળવળતા હોઈને પેલો સ્વર્ગલોક ઉભરાઈ જતો નથી! અર્થાત્ સ્વર્ગલોકમાં ભીડ થાત જો આ બે જ દેવયાન અને પિતૃયાન નામની બે જ ગતિ હોત. પણ આ ત્રીજી ગતિ પણ છે અને એ ગતિમાં ખદબદતા અસંખ્ય જીવો સદા રહે છે. આથી ચન્દ્રલોકમાં—સ્વર્ગમાં ભીડ થતી નથી! આ છે જીવંતી ગતિ! આ ગતિની ભયંકરતા—દુઃખદાયિતા—જોઈને—જ્ઞાનનેત્રે પ્રત્યક્ષ કરીને—સમજુ માણસ જુગુપ્સા કેળવે! આ સંસારની વિચિત્ર ગતિથી વિરક્ત થઈ વિદ્વાન માણસે જીવનનું જે પાથેય છે—બ્રહ્મજ્ઞાન છે—તે સંપાદિત કરવું રહ્યું. આટલું સરસ આ પંચાગ્નિ વિદ્યાનું મહાફળ બતાવી, જૈવલિ વિદ્યાને સાંગોપાંગ સમર્પી દઈ વિરમે છે. ૧ થી ૧૦

इति दशमः खण्डः

## ॥ अथ एकादशः खण्डः ॥

प्राचीनशाल औपमन्यवः सत्ययज्ञः पौलुषिरिन्द्रद्युम्नो भाल्लवेयो जनः शार्कराक्ष्यो बुडिल आश्वतराश्विस्ते हैते महाशाला महाश्रोत्रियाः समेत्य मीमांसां चक्रुः को नु आत्मा किं ब्रह्मेति ॥ १ ॥

ઉપમન્યુનો પુત્ર પ્રાચીનશાલ, પુલુષનો પુત્ર સત્યયજ્ઞ, ભાલ્લવીનો પુત્ર ઈન્દ્રદ્યુમ્ન શર્કરાક્ષનો પુત્ર જન, અશ્વતરાશ્વનો પુત્ર બુડિલ, તે આ પ્રસિદ્ધ પાંચે મહાગૃહસ્થો, મહાવિદ્વેત્તાઓએ ભેગા મળીને એમ વિચાર્યું "અમારો ઉપાસ્ય વૈશ્વાનર આત્મા કોણ છે? અને તે સૌથી મોટો આત્મા ક્યા રૂપવાળો છે?" ॥ ૧ ॥

ते ह संपादयांचक्रुरुद्दालको वै भगवन्तोऽयमारुणिः संप्रतीममात्मानं वैश्वानरमध्येति तं हन्ताभ्यागच्छामेति तं हाभ्याजग्मुः ॥ २ ॥

તેઓએ નિશ્ચય આ નિશ્ચય કર્યો-"હે પૂજનીયો! આ અરુણનો પુત્ર ઉદ્દાલક નિશ્ચય, આજકાલ, આ વૈશ્વાનર આત્માને જાણે છે આપણે હવે એની પાસે પહોંચીએ!" એમ કહીને તેઓ તેની પાસે ગયા ॥ ૨ ॥

स ह संपादयांचकार प्रक्ष्यन्ति मामिमे महाशाला महाश्रोत्रियास्तेभ्यो न सर्वमिव प्रतिपत्स्ये हन्ताहमन्यमभ्यनुशासानीति ॥ ३ ॥

તેણે-ઉદ્દાલકે નિશ્ચય, આ નિશ્ચય કર્યો-"આ મહાગૃહસ્થો અને મહાવિદ્વાનો મને પૂછશે, તેઓને હું બધું જ તો નહીં કહી શકું. તો હું પોતે જ કોઈ બીજાને કહું-બતાવું." ॥ ૩ ॥

तान्होवाचाश्वपतिर्वै भगवन्तोऽयं कैकयः संप्रतीममात्मानं वैश्वानरमध्येति तं हन्ताभ्यागच्छामेति तं हाभ्याजग्मुः ॥ ४ ॥

તેમને તે પ્રસિદ્ધ ઉદ્દાલકે એમ કહ્યુ-"હે પૂજ્યો! કૈકેય દેશનો રાજા અશ્વપતિ, નિશ્ચય, આજકાલ આ વૈશ્વાનર આત્માને જાણે છે. તો હાલ આપણે બધા તેની પાસે જઈએ." તેઓ નિશ્ચય તેની પાસે પહોંચ્યા. ૪

तेभ्यो ह प्राप्तेभ्यः पृथगर्हाणि कारयांचकार स ह प्रातः संजिहान उवाच न मे स्तेनो जनपदे न कदर्यो न मद्यपो नानाहिताग्निर्नाविद्वान्न स्वैरी स्वैरिणी कुतो यक्ष्यमाणो वै भगवन्तोऽहमस्मि यावदेकैकस्मा ऋत्विजे धनं दास्यामि तावद्भगवद्भ्यो दास्यामि वसन्तु भगवन्त इति ॥ ५ ॥

તેણે તે પોતાને ત્યાં આવેલાઓની નિશ્ચય જુદી જુદી પૂજા કરાવી. તે અશ્વપતિ, બીજે દિવસે સવારે જ શૈય્યા છોડતાંવેંત, તેમની પાસે આવીને આ બોલ્યો- "મારા દેશમાં ચોર નથી, કંજૂસ નથી; નથી તો દારુડીઓ! અનાહિતાગ્નિ-અગ્નિહોત્ર ન કરનાર નથી. અવિદ્વાન નથી! વ્યભિચારી નથી! તો પછી વ્યભિચારિણી ક્યાંથી હોય? હે પૂજનીયો! હું નિશ્ચય યજ્ઞ કરનાર છું. જેટલું ધન એક એક ઋત્વિજને આપીશ, તેટલું આપ પૂજ્યોને આપીશ આપ પૂજ્યો મારા ઘરમાં રહો!" ॥ ૫ ॥

**ते होचुर्येन हैवार्थेन पुरुषश्चरेत्तंहैव वदेदात्मानमेवेमं वैश्वानरं संप्रत्यध्येषि तमेव नो ब्रूहीति ॥ ६ ॥**

તે પ્રસિદ્ધ ઋષિઓ એમ બોલ્યા-"જે પ્રયોજને નિશ્ચય, મનુષ્ય ઘરથી ચાલીને આવે, નિશ્ચય તે જ અર્થે દેવાને તેને કહે! આપ નિશ્ચય આજકાલ આ વૈશ્વાનર આત્માને જાણો છો. તેને જ આપ અમોને કહો." ॥ ૬ ॥

**तान्होवाच प्रातर्वः प्रतिवक्तास्मीति ते ह समित्पाणयः पूर्वाह्णे प्रतिचक्रमिरे तान्हानुपनीयैवैतदुवाच ॥ ७ ॥**

ત્યારે તેણે તેમને એમ કહ્યું-કાલે સવારે હું આપ લોકોને કહીશ. તે પ્રસિદ્ધ ઋષિઓ-મહાગૃહસ્થો, હાથમાં સમિધ લઈને, દિવસના આગલા ભાગમાં ઉપસ્થિત થયા. તેમનું ઉપનયન કર્યા સિવાય જ અશ્વપતિએ આ કહ્યું. ॥ ૭ ॥

દસમા ખંડ સુધી અગ્નિવિદ્યા ચાલી. આ પંચાગ્નિવિદ્યાનું ફળ, સંસારની વિચિત્ર ગતિ ઉપર વિવેકીએ વિરાગ આણવો એ છે. હવેના ખંડથી વૈશ્વાનર આત્માની ઉપાસના શરૂ થાય છે. આ ઉપાસના જીવનમાં ખૂબ ઉપયોગી છે. એનું રહસ્ય આ છે. માનવની મતિ અલ્પ હોઈને એને હમેશા ઈશ્વરનું આંશિક દર્શન થાય છે! આ ખંડ દર્શનમાં જ જો તે આત્માનું પરિપૂર્ણ દર્શન માને-મેં ઈશ્વરને પૂરેપૂરો જાણ્યો છે-એમ સમજે તો તેમાં તેની કૃતકૃત્યતા નથી! આત્મા-ઈશ્વર-પરબ્રહ્મ સર્વવ્યાપી છે-સર્વરૂપ છે. તે સ્વયંભૂ છે-સ્વયંજાત છે! આત્મા સિવાયનું અણુ પણ નથી. આથી સમજુ માણસે વિશ્વરૂપ આત્મા છે-એમ સમજીને વ્યવહાર કરવો ઘટે. આત્મા વિશ્વરૂપ છે. આ સમજના ગર્ભમાં વર્તનના મહાનિયમો છૂપાયા છે! આ સમજ જ નિર્દોષ અને પરિપૂર્ણ હોઈને માણસને નૈષ્ઠિક શાન્તિ આપે છે. આથી ઈશ્વરનું આંશિક કે ખંડ-દર્શન માણસને પૂર્ણવિરામ કરાવનારું ન હોવું ઘટે. ઈશ્વરના આંશિક-દર્શનમાં સંપ્રદાયોની ઉત્પત્તિ છે. તેમાં મહાન ધાર્મિક ઝઘડાઓ છૂપાયા છે! માણસમતિની શોભા આંશિક દર્શન અનુસાર વર્તતાં વણસી જાય છે! હાથીની સૂંઢનો સ્પર્શ કરનાર અંધ પુરુષ હાથીને

અજગર જેવો માની જીવનભર તે વહેમમાં રાચે છે. સૌને તેવો જ હાથી હોય છે એમ મનાવવામાં શક્તિનો અપવ્યય કરે છે. હાથીનો પગ સ્પર્શી તે થાંભલા જેવો જ છે એમ સમજી બીજો આંધળો પણ તેમ જ વર્તે છે! હાથીનો કાન અંધના હાથમાં આવી જાય તો હાથી સૂપડાં જેવો જ છે—એમ જ પ્રસ્થાપિત કરતો રહે! જેને પેટ હાથ લાગી જાય તે હાથી પીપ જેવો હોય છે, એમ માનીને જ વર્તતો રહે! આવું જ ઈશ્વર-દર્શનની બાબતમાં દુનિયામાં ચાલતું આવે છે! ઈશ્વરના સમગ્ર સ્વરૂપનું, વિવેકઅંધાપાને લઈને, દર્શન ન હોવાને કારણે, કોઈ એકાદ અંશના દર્શનથી, ઈશ્વર વિષેની કલ્પના કરી તે ફેલાવી તેમાં જ જાતે માની બીજા પાસે મનાવવાનો આગ્રહ કરવામાં દાર્શનિકતા નથી! એ દુરાગ્રહ છે! હાથીની આંશિક સમજમાં જેમ તે તે અંધપુરૂષ યોગ્ય હતો; તેમાં તેનો આપણે વાંક ન કાઢીએ. પણ તે અંધપુરૂષ પોતાનાં આંશિક દર્શન ઉપરથી નિગમનો કાઢી, તેનો પ્રચાર કરી, સંપ્રદાય ચલાવે તો તે દયાપાત્ર છે એમ જોતાને લાગે. તેમ પરમાત્માના શિવાંશનું જ દર્શન થતાં તે શૈવ મતનો જ પ્રચાર કરે અને પરમાત્માના વિષ્ણુ અંશનો તિરસ્કાર કરે અથવા તો વૈષ્ણવ તેનાથી ઊંધું કરે તો તે બન્ને દયાપાત્ર છે! આ ઉપાસના એમ કહે છે કે ઈશ્વર વિષ્ણુ-સ્વરૂપ પણ છે અને શિવ-સ્વરૂપ પણ છે. વસ્તુમાત્ર ઈશ્વરનો જ અવતાર છે! આથી જેને જે ગમે તે રૂપે ઈશ્વરને સેવે. પણ ઈશ્વરને લગતી ચર્ચા કરી ઈશ્વરની ખંડવૃત્તિ ન કરે! અર્થાત્ ઈશ્વરના સમગ્ર સ્વરૂપને સમજવાનો પ્રયત્ન કરે અને સર્વરૂપ પરમાત્માની તમામ અર્થમાં સેવા કરે! જે આ સિવાયનું બીજું કરે છે તે ઉપનિષદ્‌ની દૃષ્ટિએ દયાપાત્ર છે. આટલું રહસ્ય છે. એ સમજાયા બાદ આખીયે ઉપાસનાની હૃદયંગમતા સ્પષ્ટ થશે. રિવાજ મુજબ આ સૂક્ષ્મ આત્મજ્ઞાન ભગવતી શ્રુતિ સંવાદ દ્વારા જ આપણી સમક્ષ મૂકે છે. અતિ અગત્યની હોઈને આ ઉપાસનાને આપણે પૂરી સમજવા યથાશક્તિ યત્ન કરીશું. વાક્યાર્થ એટલો સ્પષ્ટ છે કે તેના પુનરાવર્તનની જરૂર નથી.

પ્રાચીન શાલ, સત્યયજ્ઞ, ઈન્દ્રદ્યુમ્ન, જન અને બુડિલ આ પાંચે મહર્ષિઓ પ્રસિદ્ધ હતાં. મહાગૃહસ્થો હતાં અને ઉપરાંત શ્રોત્રિય હતાં. ક્વચિત્ આ પાંચે ભેગા મળ્યા. અને માંહોમાંહે આત્મજ્ઞાનને લગતી વિચારણા કરવા લાગ્યા! તેમને વૈશ્વાનર આત્માના સ્વરૂપની જીજ્ઞાસા થઈ અને આત્માનું પૂરેપૂરૂં સૌથી બૃહદ્ સ્વરૂપ કયું છે—તે જાણવાની તમન્ના થઈ. તેમણે માંહોમાંહે મીમાંસા કરી! પણ ગુરુ વિના આત્મજ્ઞાન મળતું નથી! આત્મવિદ્યા તો "प्रोक्ता अन्येन अेव सुविज्ञानाय પ્રેષ્ઠ—અન્ય વિજ્ઞ ગુરુએ કહેલી હોય તો જ એ વિદ્યાનું પૂર્ણજ્ઞાન હે પ્રિયતમ! થાય છે."—આ ન્યાયે તેમને અંતરમાં સમાધાન ન મળતાં તેઓએ વિચાર્યું કે

આજકાલ આપણે જે આત્માના જીજ્ઞાસુ છીએ તે આત્માને લગતું જ્ઞાન ઉદ્દાલક મહર્ષિ પાસે છે. જેમ અહિંસાના તત્ત્વજ્ઞાનને માટે કોઈને પણ અહિંસાના આચાર્ય ગાંધીજી પાસે જવું પડે તેમ વૈશ્વાનર આત્માને લગતાં રહસ્ય જ્ઞાન માટે ઉદ્દાલક આચાર્ય પાસે જવું પડે એમ હતું. આમ વિચારી ઉદ્દાલક મહર્ષિએ વિચાર્યું કે યદ્યપિ વૈશ્વાનર આત્માના જ્ઞાનને લગતિ મારી પ્રસિદ્ધિ છે. છતાં આ મહાન ઋષિઓ મને પૂછશે તો તેમને અંતરનું સમાધાન આપી શકું એટલી મારી તાકાત નથી. આથી વિદ્યાનો દંભ કરવા કરતાં મારા કરતાં કોઈ વધુ યોગ્ય આચાર્યની પાસે એમને મારે મોકલવા જોઈએ. અને મારે પણ મારા અધૂરા જ્ઞાનની પૂર્તિ માટે તેમની સાથે જ જવું જોઈએ. એમ વિચારી તેણે કૈકેય દેશના રાજા તરફ આંગળી ચીંધી! એ દેશના રાજર્ષિનું નામ હતું અશ્વપતિ. ઉદ્દાલક મહર્ષિની સરળતા આપણું ધ્યાન ખેંચે છે! તે રાજા વૈશ્વાનર આત્માનો પરમ ઉપાસક અને તત્વજ્ઞાની હતો! આથી તે છએ મહર્ષિઓ વિનયપૂર્વક જ્ઞાનપ્રાપ્તિ માટે કૈકેય દેશના રાજા અશ્વપતિ કને પહોંચ્યાં.

પોતાને ત્યાં મહાશ્રોત્રિય અને મહાગૃહસ્થ એવા છ ઋષિઓને આવેલા જોઈને રાજા હર્ષ પામ્યો. અને સહેજ ભય પણ પામ્યો! હર્ષ એ દૃષ્ટિએ કે આવા મહામના ઋષિઓ પોતાના રાજદ્વારે પધાર્યા એટલે પોતે અને પોતાનું આખું રાજ્ય પાવન થયું અને આથી જ તેણે તે બધાનો જુદો જુદો સત્કાર કર્યો. પૂજા કરી. ભય એ હિસાબે કે આવા મહર્ષિઓ—શ્રોત્રિય અને મહાગૃહસ્થ ઋષિઓ, આગળ પાછળ કાંઈપણ સૂચન કર્યા સિવાય, એકાએક શાને પધાર્યાં હશે? શું મારા રાજ્યમાં કે રાજ્યતંત્રમાં કાંઈ અણજાણપણે ઘોટાળો તો નથી થયો? પ્રજાને અન્યાય તો નથી થયો? નહીંતર આ મહર્ષિઓનું પ્રતિનિધિ મંડળ શાને આવે? રાજાઓ સેવક છે, સત્તાધીશ નથી!—આ સિદ્ધાંત અશ્વપતિ જાણતો હતો અને માનતો હતો. આથી જ તેણે બીજે દિવસે મહર્ષિઓ પાસે પહોંચી પોતાનું રાજ્ય એ લગભગ રામરાજ્ય છે એવો નિર્દેશ કર્યો! રાજા કહે "મારા દેશમાં ચોર નથી! કંજૂસ નથી! દારૂડીયો નથી! કોઈ યત્તશન્ય નથી! કોઈ વ્યભિચારી નથી તો પછી વ્યભિચારીણી તો હોય જ ક્યાંથી?" જે રાજાના રાજ્યમાં ચોરી, કંજૂસાઈ, દારૂનું વ્યસન, યજ્ઞશૂન્યતા નિરક્ષરતા અને વ્યભિચાર હોય તે રાજાને ગાદીભ્રષ્ટ કરવો જોઈએ. કેમકે તે તેની ફરજમાંથી ચૂકે છે. અને ધર્મભ્રષ્ટને રાજ્યભ્રષ્ટ કરવામાં પાપ જ નથી. એ પ્રજાનો હક્ક છે! રાજા કહે કે મારા રાજ્યમાં આમાનું કશું નથી? અને જે રાજ્યમાં આમાનું કશું ન હોય તે રાજ રામરાજ્ય જ છે! આજે પણ પ્રજામાં રામરાજ્ય સ્થાપવા માટે ઉપલી વસ્તુનો

દેશાનિકાલ જ કરેલ છે. કૈકેય અશ્વપતિના રાજ્યમાં આવું કશું ન હતું. આથી પ્રતિનિધિ મંડળના સ્વરૂપમાં આપ સૌને પધારેલા જોઈને મને સ્હેજ સંકોચ લાગે છે. હે પૂજ્ય ઋષિઓ ! અમો યજ્ઞ કરનાર છીએ તે વેળા આપનું પૂર્ણ સન્માન કરીશ. આમ જ્યારે ઋષિઓને કહ્યું ત્યારે ઋષિઓએ કહ્યું કે "હે રાજન્! આપના રાજ્યમાં પ્રજા સુખી છે. બીજા કોઈ કારણસર આપને ત્યાં અમારૂં આગમન નથી. અમો જે પ્રયોજનને લઈને આવ્યા છીએ તે જ અમોને આપ આપો ! આપ વૈશ્વાનર-આત્માને જાણો છો. તે આત્માની પૂર્ણ સમજ અમોને આપ આપો !" અશ્વપતિએ કહ્યું કે "સવારે હું આપને કહીશ." સવારે ઋષિઓ સમિત્પાણિ થઈને ગયાં—પણ રાજાએ તેમને શિષ્ય તરીકે ન સ્વીકાર્યાં. સમોવડીઆ તરીકે જ તેમને ઉપદેશ આપવાનું તેણે સ્વીકાર્યું. ॥ ૧–૭ ॥

॥ इति एकादशः खण्डः ॥

---

## ॥ अथ द्वादशः खण्डः ॥

**औपमन्यव: कं त्वमात्मानमुपास्स इति दिवमेव भगवो राजन्निति होवाच एष वै सुतेजा आत्मा वैश्वानरो यं त्वमात्मानमुपास्से तस्मात्तव सुतं प्रसुतमासुतं कुले दृश्यते ॥ १ ॥**

"હે ઔપમન્યવ ! તું કયા વૈશ્વાનર આત્માને ઉપાસે છે ?" "હે ભગવન્! કેવળ દ્યુલોકને જ, હે રાજન્ ! એમ ઉપમન્યુએ કહ્યું. "આ નિશ્ચય સુતેજા વૈશ્વાનર આત્મા છે જે આત્માને તું ઉપાસી રહ્યો છે. એથી તારા કુલમાં સુત=અગ્નિષ્ટોમ, પ્રસુત=દ્વાદશાહ તથા આસુત=સત્રયાગ થતા દેખાય છે. ॥ ૧ ॥

**अत्स्यन्नं पश्यसि प्रियमत्त्यन्नं पश्यति प्रियं भवत्यस्य ब्रह्मवर्चसं कुले य एतमेवमात्मानं वैश्वानरमुपास्ते मूर्धा त्वेष आत्मन इति होवाच मूर्धा ते व्यपतिष्यद्यन्मां नागमिष्य इति ॥ २ ॥**

તું અન્ન ખાય છે. પ્રિયને જુવે છે તેનું કારણ પણ એ જ ઉપાસના છે. જે આ વૈશ્વાનર આત્માને એમ જાણે છે તે પણ અન્ન ખાય છે. પ્રિય જુવે છે. એના કુલમાં બ્રહ્મવર્ચસ થાય છે. પરંતુ "હે ઔપમન્યવ ! આ વૈશ્વાનર આત્માનું માથું જ છે !" એમ રાજાએ કહ્યું. જો આપ મારી પાસે ન આવ્યા હોત તો તારૂં માથું ધડથી જુદું થયું હોત ! ॥ ૨ ॥

॥ इति द्वादशः खण्डः ॥

## ॥ अथ त्रयोदशः खण्डः ॥

अथ होवाच सत्ययज्ञं पौलुषिं प्राचीनयोग्य कं त्वमात्मानमुपास्स इत्यादित्यमेव भगवो राजन्निति होवाचैष वै विश्वरूप आत्मा वैश्वानरो यं त्वमात्मानमुपास्से तस्मात्तव बहु विश्वरूपं कुले दृश्यते ॥ १ ॥

હવે પ્રસિદ્ધ રાજાએ સત્યયજ્ઞ પૌલુષીને આમ કહ્યું–"હે પ્રાચીનયોગ્ય! આપ કયા આત્માને ઉપાસો છો?" "હે ભગવન્! હું કેવળ આદિત્યને જ ઉપાસુ છું." એમ પ્રાચીનયોગ્યે કહ્યુ એ નિશ્ચય વિશ્વરૂપ-સર્વરંગવાળો, વૈશ્વાનર આત્મા છે જેને તું ઉપાસી રહ્યો છે. તેથી આપના કુલમાં અનેકરંગી બહુધન દેખવામાં આવે છે. ॥૧॥

प्रवृत्तोऽश्वतरीरथो दासीनिष्कोऽत्स्यन्नं पश्यसि प्रियमत्त्यन्नं पश्यति प्रियं भवत्यस्य ब्रह्मवर्चसं कुले य एतमेवमात्मानं वैश्वानरमुपास्ते चक्षुष्ट्वेतदात्मन इति होवाचान्धोऽभविष्यो यन्मां नागमिष्य इति ॥ २ ॥

આથી જ આપની પાછળ અશ્વતરીરથ ચાલે છે. દાસીઓ અને સુવર્ણના હારો છે. એથી જ આપ અન્ન ખાઓ છો, પ્રિયને જુવો છો. જે આ વૈશ્વાનર આત્માને આમ જાણે છે તે પણ અન્ન ખાય છે. પ્રિયને જુવે છે. તેના કુલમાં બ્રહ્મવર્ચસ થાય છે. પરંતુ હે પ્રાચીનયોગ્ય! એ તો ફક્ત આ આત્માનું ચક્ષુ છે." એમ તેણે કહ્યું. "જો આપ મારી પાસે ન આવ્યા હોત તો આપ અન્ધ થયા હોત!" ॥ ૨ ॥

॥ इति त्रयोदशः खण्डः ॥

---

## ॥ अथ चतुर्दशः खण्डः ॥

अथ होवाचेन्द्रद्युम्नं भाल्लवेयं वैयाघ्रपद्य कं त्वमात्मानमुपास्स इति वायुमेव भगवो राजन्निति होवाचैष वै पृथग्वर्त्मात्मा वैश्वानरो यं त्वमात्मानमुपास्से तस्मात्त्वां पृथग्बलय आयन्ति पृथग्रथश्रेणयोऽनुयन्ति ॥ १ ॥

હવે તે પ્રસિદ્ધ રાજાએ ઈન્દ્રદ્યુમ્ન ભાલ્લવને કહ્યું. "હે વૈયાઘ્રપદ્ય! આપ કયા આત્માને ઉપાસો છો?" "હે ભગવન્! રાજન્! હું તો કેવળ વાયુનેજ ઉપાસુ છું" એમ ઈન્દ્રદ્યુમ્ને કહ્યુ. એ નિશ્ચય પૃથગ્વર્ત્મા વૈશ્વાનર આત્મા છે, જેને આપ ઉપાસી રહ્યા છો. તેથી જ આપને દિશોપદિશામાંથી ભેટ આવી રહી છે. જુદી જુદી રથપંક્તિઓ આપની પાછળ ચાલી રહી છે! ॥ ૧ ॥

अस्त्यन्नं पश्यसि प्रियमत्त्यन्नं पश्यति प्रियं भवत्यस्य ब्रह्मवर्चसं कुले य एतमेवमात्मानं वैश्वानरमुपास्ते प्राणस्त्वेष आत्मन इति होवाच प्राणस्त उदक्रमिष्यद्यन्मां नागमिष्य इति ॥ २ ॥

આથી જ આપ અન્ન ખાઓ છો પ્રિયને જુવો છો. જે કોઈ આમ આ વૈશ્વાનર આત્માને ઉપાસે છે તે અન્ન ખાય છે. પ્રિય જુવે છે. એના કુલમાં બ્રહ્મવર્ચસ થાય છે પરંતુ એ તો વૈશ્વાનર આત્માનો ફક્ત પ્રાણ છે. જો આપ મારી કને ન આવ્યા હોત તો આપનો પ્રાણ નીકળી ગયો હોત. ॥ ૨ ॥

॥ इति चतुर्दशः खण्डः ॥

---

## ॥ अथ पञ्चदशः खण्डः ॥

अथ होवाच जनं शार्कराक्ष्य कं त्वमात्मानमुपास्स इत्याकाशमेव भगवो राजन्निति होवाचैष वै बहुल आत्मा वैश्वानरो यं त्वमात्मानमुपास्से तस्मात्त्वं बहुलोऽसि प्रजया च धनेन च ॥१॥

હવે તે રાજાએ જનને કહ્યુ-"હે શાર્કરાક્ષ્ય! આપ કયા આત્માને ઉપાસો છો?" "હે ભગવન્! હે રાજન્! કેવળ આકાશને જ હું ઉપાસું છું" એમ જને કહ્યું. "જે આત્માને આપ ઉપાસો છો તે નિશ્ચય બહુલ વૈશ્વાનર આત્મા છે, આથી જ આપ પ્રજા અને ધનની દૃષ્ટિએ બહુ પદાર્થોવાળા છો!" આમ રાજાએ કહ્યું. ॥ ૧ ॥

अत्स्यन्नं पश्यसि प्रियं अत्त्यन्नं पश्यति प्रियं भवत्यस्य ब्रह्मवर्चसं कुले य एतमेवमात्मानं वैश्वानरमुपास्ते संदेहस्त्वेष आत्मन इति होवाच संदेहस्ते व्यशीर्यद्यन्मां नागमिष्य इति ॥२॥

આથી જ આપ અન્ન ખાઓ છો. પ્રિયને જુવો છો. જે કોઈ આમ વૈશ્વાનર આત્માને ઉપાસે છે તે અન્ન ખાય છે. પ્રિયને જુવે છે. એના કુલમાં બ્રહ્મવર્ચસ્ થાય છે. પરંતુ હે જન! એ તો વૈશ્વાનર આત્માનું પેટ માત્ર છે!" એમ રાજાએ કહ્યું. "પણ જો આપ મારી નજીક ન આવ્યા હોત તો આપનું પેટ ફાટી ગયું હોત!" ॥૨॥

॥ इति पञ्चदशः खण्डः ॥

---

કે "ઔપમન્યવ! આપ વૈશ્વાનર આત્માની કયા સ્વરૂપે ઉપાસના કરો છો! આપ જેટલું એ બાબતમાં આજ સુધી જાણી ચૂક્યા હો તેટલું કહો! પછી આપના જાણેલામાં જે શુદ્ધિ વૃદ્ધિ કરવા જેવી હશે તો હું કરવા પ્રયત્ન કરીશ." પ્રત્યેક ઋષિને કૈકય અશ્વપતિ પહેલાં આજ પ્રશ્ન પૂછે છે. આમ જ્યારે રાજાએ પૂછ્યું ત્યારે પ્રાચીનશાલે કહ્યું–"હે મહારાજ! હું આ વૈશ્વાનર આત્માને દ્યુલોકના રૂપે ઉપાસુ છું." રાજા કહે કે "આપ યોગ્ય કરો છો. દ્યુલોક એ વૈશ્વાનર આત્માનું મસ્તક છે. એનું નામ સુતેજ છે." આમ રાજા મહર્ષિના જ્ઞાનને પહેલા સ્વીકારી, તેને અનુમોદન આપી પછીથી લાક્ષણિક રીતે પ્રત્યેક ઋષિનું જ્ઞાન કયાં અધૂરું છે, તે બતાવે છે કે "હે પ્રાચીનશાલ! આપે આ વૈશ્વાનર આત્માની ફક્ત એકાંગી ઉપાસના જ કરી જાણી છે. અર્થાત્ આપનું જ્ઞાન અધૂરૂં છે. જે આ અધૂરાં જ્ઞાનથી જ કૃતકૃત્યતા માની આપ બેસી રહ્યા હોત તો આપનું અનિષ્ટ થાત! ઠીક થયું કે આપ મારી પાસે આવ્યા"!

અને આમ ૭ એ ૭ ઋષિને વ્યક્તિગત પ્રશ્ન રાજા પૂછે છે. દરેક ઋષિ વૈશ્વાનર આત્માના કોઈ એકાદ અંગને ઉપાસે છે એમ કબૂલે છે. રાજા તે તે વૈશ્વાનરના અંશની ઉપાસનાનું ફળ બતાવે છે. પણ છેવટે તે તે ઋષિનું દર્શન અધૂરું છે એમ બતાવે છે. અધૂરાં દર્શનનો શાપ દર્શાવે છે. અને છેક અંતે સૌ ઋષિઓનાં દર્શનનો સરવાળો કરી ઉપસંહાર કરતાં રાજા વશ્વાનર આત્મા કઈ વસ્તુ છે તે દર્શાવે છે. પ્રાચીનશાલ, દ્યુલોકને વૈશ્વાનર આત્મા સમજે છે. સત્યયજ્ઞ પૌલુષી આદિત્યને, ઇન્દ્રદ્યુમ્ન ભાલ્લવેય વાયુને, શાર્કરાક્ષ્ય જન આકાશને, બુડિલ આશ્વતરાશ્વિ જલને, અને ઉદ્દાલક આરુણિ પૃથ્વીને વૈશ્વાનર આત્મા સમજે છે. રાજા કહે છે કે દ્યુલોક એ વૈશ્વાનર આત્માનું મસ્તક છે, આદિત્ય એ ચક્ષુ છે, વાયુ એ પ્રાણ છે, આકાશ એ પેટ છે, જલ એ મૂત્રાશય છે અને પૃથ્વી એ પગ છે! અર્થાત્ ઋષિઓએ આ વૈશ્વાનર આત્મામાં ખંડમાં પૂર્ણની કલ્પના કરી ઉપાસના કરી હતી. રાજા કહે છે કે એ જ આપના જ્ઞાનમાં કાંકરી હતી! વૈશ્વાનર આત્મા પ્રાદેશમાત્ર છે. એટલે કે દ્યુલોકથી માંડીને પૃથ્વી પર્યન્તના સૌ પ્રદેશમાં વ્યાપ્ત છે! અને તેના તે સ્વરૂપમાં અંગાંગી ભાવની કલ્પના કરવામાં આવી છે। અર્થાત્ એ વૈશ્વાનર આત્મા સર્વરૂપ અને સર્વવ્યાપી છે. આ ઉપરાંત તે અભિવિમાન છે એટલે કે સૌ પ્રાણીઓમાં–સૌ દેહોમાં–અને સૌ જીવોમાં અંતરાત્મા રૂપે જ્ઞાન છે. અર્થાત્ પરમાત્મા સૌનું મૂળસ્વરૂપ છે! જે આમ પરિપૂર્ણ આત્માને જાણે છે તેનો ભેદભાવ ઓગળી જતો હોઇને તે પોતે પણ સર્વભૂતાત્મભૂતાત્મા થાય છે અને આથી જ તે સર્વના આત્મારૂપે વર્તે છે! આજ વાતને,

રાજર્ષિ અશ્વપતિ ઉપસંહાર કરતાં કહે છે કે "હે મહર્ષિઓ! વૈશ્વાનર આત્માનું એટલે પરમાત્માનું ધુલોક શિર, સૂર્ય ચક્ષુ, વાયુ પ્રાણ, આકાશ પેટ, સમુદ્ર મૂત્રાશય, અને પૃથ્વી પગ છે! હૃદય એની વેદી છે. હોમ દર્ભ છે! બુદ્ધિ ગાર્હપત્ય અગ્નિ છે. મુખ આહવનીય છે! અને આથી જ જે એમ જાણે કે આખું અંણુમાં પરમપિતા પરમાત્મા તે તે સ્વરૂપે અને નામે વિરાજી રહ્યા છે, તેના જીવનમાં રાગદ્વેષ વગેરે સમસ્ત ક્લેશના ઉદય માટે અવકાશ નથી. તેનું વર્તન આત્મૌપમ્ય હોય. તેને સર્વનાં સ્વરૂપનાં જ દર્શન હોય! આ વિરાટ્ ભાવ સૌની માલિકીનો હો! ॥ ૧૨ થી ૧૮ ખંડ ॥

॥ इति अष्टादशः खण्डः ॥

---

## ॥ अथ एकोनविंशः खण्डः ॥

**तद्यद्भक्तं प्रथममागच्छेत्तद्धोमीयं स यां प्रथमामाहुतिं जुहुयात् तां जुहुयात् प्राणाय स्वाहेति प्राणस्तृप्यति ॥ १ ॥**

ત્યાં જે રાંધેલું અન્ન સૌથી પહેલાં આવે, તેને હોમવા યોગ્ય જાણે. તે પહેલી જે આહુતિને હોમે તેને 'પ્રાણાય સ્વાહા' એમ બોલીને હોમે તેથી પ્રાણ તૃપ્ત થાય છે ॥૧॥

**प्राणे तृप्यति चक्षुस्तृप्यति चक्षुषि तृप्यत्यादित्यस्तृप्यत्यादित्ये तृप्यति द्यौस्तृप्यति दिवि तृप्यन्त्यां यत्किंच द्यौश्चादित्यश्चाधितिष्ठ-तस्तत्तृप्यति तस्यानु तृप्तिं तृप्यति प्रजया पशुभिरन्नाद्येन तेजसा ब्रह्मवर्चसेनेति ॥ २ ॥**

પ્રાણ તૃપ્ત થતાં ચક્ષુ તૃપ્ત થાય છે. ચક્ષુ તૃપ્ત થતાં આદિત્ય તૃપ્ત થાય છે. આદિત્ય તૃપ્ત થતાં દ્યૌ તૃપ્ત થાય છે. દ્યૌ તૃપ્ત થતાં દ્યૌ અને સૂર્યને આધારે રહેલું જે કાંઈ છે તે તૃપ્ત થાય છે. તે બધાંની તૃપ્તિની પાછળ તેવો પુરુષ જાતે પ્રજા, પશુ, ભોજ્ય, તેજ અને બ્રહ્મવર્ચસથી તૃપ્ત થાય છે. ॥ ૨ ॥

॥ इति एकोनविंशः खण्डः ॥

---

## ॥ अथ षोडशः खण्डः ॥

अथ होवाच बुडिलमाश्वतराश्विं वैयाघ्रपद्य कं त्वमात्मानमुपास्स इत्यप एव भगवो राजन्निति होवाचैष वै रयिरात्मा वैश्वानरो यं त्वमात्मानमुपास्से तस्मात्त्वं रयिमान्पुष्टिमानसि ॥१॥

ત્યારબાદ નિશ્ચય બુડિલ આશ્વતરાશ્વિને રાજાએ કહ્યું–" હે વૈયાઘ્રપદ્ય આપ કયા આત્માને ઉપાસો છો ? " " હે ભગવન્ ! હે રાજન્ ! કેવળ જળને જ હું ઉપાસું છું; આપ જે વૈશ્વાનર આત્માને ઉપાસો છો, તે આ નિશ્ચય રયિ=ધનનિધિ વૈશ્વાનર આત્મા છે. તેથી આપ ધનવાન વૈશ્વાનર આત્મા છે. તેથી આપ ધનવાન અને પુષ્ટિમાન છો. ॥ ૧ ॥

अत्स्यन्नं पश्यसि प्रियमत्त्यन्नं पश्यति प्रियं भवत्यस्य ब्रह्मवर्चसं कुले य एतमेवमात्मानं वैश्वानरमुपास्ते बस्तिस्त्वेष आत्मन इति होवाच बस्तिस्ते व्यभेत्स्यद्यन्मां नागमिष्य इति ॥ २ ॥

આથી જ આપ અન્નને ખાઓ છો અને પ્રિયને જુવો છો. જે કોઈ આ વૈશ્વાનર આત્માને આમ ઉપાસે છે તે અન્ન ખાય છે. પ્રિયને જુવે છે. એના કુલમાં બ્રહ્મવર્ચસ્ થાય છે. પરંતુ એ તો આ વૈશ્વાનર આત્માની બસ્તિ=મૂત્રાશય જ છે !" જો આપ મારી કને ન આવ્યા હોત તો આપનું મૂત્રાશય ભેદાઈ ગયું હોત ! ॥૨॥

इति षोडशः खण्डः

---

## ॥ अथ सप्तदशः खण्डः ॥

अथ होवाचोद्दालकमारुणिं गौतम कं त्वमात्मानमुपास्स इति पृथिवीमेव भगवो राजन्निति होवाचैष वै प्रतिष्ठात्मा वैश्वानरो यं त्वमात्मानमुपास्से तस्मात्त्वं प्रतिष्ठितोऽसि प्रजया च पशुभिश्च ॥१॥

ત્યારબાદ નિશ્ચય ઉદ્દાલક આરુણિને કહ્યું–"હે ગૌતમ ! આપ કયા આત્માને ઉપાસો છો ?" " હે રાજન્ ! હે ભગવન્ ! હું કેવળ પૃથિવીને જ ઉપાસું છું, " એમ તેણે કહ્યું. "આ નિ:સંદેહ જે આત્માને આપ ઉપાસો છો તે પ્રતિષ્ઠા વૈશ્વાનર આત્મા છે ! આથી આપ પ્રજા અને પશુની દૃષ્ટિએ પ્રતિષ્ઠિત છો. ॥ ૧ ॥

अस्त्यन्नं पश्यसि प्रियमत्त्यन्नं पश्यति प्रियं भवत्यस्य ब्रह्मवर्चसं कुले य एतमेवमात्मानं वैश्वानरमुपास्ते पादौ त्वेतावात्मन इति होवाच पादौ ते व्यम्लास्येतां यन्मां नागमिष्य इति ॥ २ ॥

આથી આપ અન્ન ખાઓ છો. પ્રિયને જુવો છો. જે કોઈ આમ આ વૈશ્વાનર આત્માને ઉપાસે છે તે અન્ન ખાય છે, પ્રિય જુવે છે. એના કુલમાં બ્રહ્મવર્ચસ્ થાય છે. પણ આ તો તે વૈશ્વાનર આત્માના બે પગો જ છે! આપ જો મારી પાસે ન આવ્યા હોત તો આપના બન્ને પગો શિથિલ થઈ ગયા હોત! ॥ ૨ ॥

॥ इति सप्तदशः खण्डः ॥

---

## ॥ अथ अष्टादशः खण्डः ॥

तान्होवाचैते वै खलु यूयं पृथगिवेममात्मानं वैश्वानरं विद्वांसोऽन्नमत्थ यस्त्वेतमेवं प्रादेशमात्रमभिविमानमात्मानं वैश्वानरमुपास्ते स सर्वेषु लोकेषु सर्वेषु भूतेषु सर्वेष्वात्मस्वन्नमत्ति ॥१॥

ત્યારે તે સૌ પ્રસિદ્ધ ઋષિઓને રાજાએ કહ્યું. "આ આપ બધા જ નિશ્ચય આ આત્માને જાણે જુદો હોય તેમ ઉપાસતા હોઈને અન્ન ખાઓ છો! પરંતુ જે કોઈ આ વૈશ્વાનર આત્માને પ્રાદેશમાત્ર દ્યુલોકથી માંડી પૃથિવીપર્યન્ત સૌ પ્રદેશોમાં એગાંગિભાવની કલ્પનાથી પમાયેલા તથા અભિવિમાન-સૌ લોકમાં-સૌ પ્રાણીઓમાં અને સૌ આત્માઓમાં અંતરાત્મા રૂપથી જણાયેલા, એમ જાણી ઉપાસે છે તે સૌ લોકોમાં, સૌ પ્રાણીઓમાં અને સૌ આત્માઓમાં અન્નને ખાય છે. ॥ ૧ ॥

तस्य ह वा एतस्यात्मनो वैश्वानरस्य मूर्धैव सुतेजाश्चक्षुर्विश्वरूपः प्राणः पृथग्वर्त्मात्मा संदेहो बहुलो बस्तिरेव रयिः पृथिव्येव पादौ उर एव वेदिः लोमानि बर्हिः हृदयं गार्हपत्यो मनोऽन्वाहार्यपचन आस्यमाहवनीयः ॥ २ ॥

તે આ નિશ્ચય પ્રસિદ્ધ વૈશ્વાનર આત્માનું, નિઃસન્દેહ અતિ-તેજસ્વી દ્યુલોક શિર છે. વિશ્વરૂપ સૂર્ય ચક્ષુ છે. વિશ્વગતિ વાયુ પ્રાણ છે. અનેક પદાર્થોવાળું આકાશ પેટ છે. નિશ્ચય ધનનિધિ-સમુદ્ર મૂત્રાશય છે અને પૃથિવી જ પગો છે. હૃદય જ વેદી છે. રોમ જ દર્ભ છે. હૃદય ગાર્હપત્ય છે. મન અન્વાહાર્યપચન છે. મુખ આહવનીય છે. ॥ ૨ ॥

આમ સમોવડીયા તરીકે રાજાએ તે મહર્ષિઓને ઉપદેશ આપવાનું સ્વીકાર્યું. બીજે દિવસે સવારે તેઓ આવ્યા ત્યારે તેણે ઉપમન્યુના પુત્ર પ્રાચીનશાલને પૂછ્યું

કે "ઔપમન્યવ! આપ વૈશ્વાનર આત્માની કયા સ્વરૂપે ઉપાસના કરો છો! આપ જેટલું એ બાબતમાં આજ સુધી જાણી શક્યા હો તેટલું કહો! પછી આપના જાણેલામાં જો શુદ્ધિ વૃદ્ધિ કરવા જેવી હશે તો હું કરવા પ્રયત્ન કરીશ." પ્રત્યેક ઋષિને કૈકેય અશ્વપતિ પહેલાં આજ પ્રશ્ન પૂછે છે. આમ જ્યારે રાજાએ પૂછ્યું ત્યારે પ્રાચીનશાલે કહ્યું–"હે મહારાજ! હું આ વૈશ્વાનર આત્માને દ્યુલોકના રૂપે ઉપાસું છું." રાજા કહે કે "આપ યોગ્ય કરો છો. દ્યુલોક એ વૈશ્વાનર આત્માનું મસ્તક છે. એનું નામ સુતેજા છે." આમ રાજા મહર્ષિના જ્ઞાનને પહેલા સ્વીકારી, તેને અનુમોદન આપી પછીથી લાક્ષણિક રીતે પ્રત્યેક ઋષિનું જ્ઞાન ક્યાં અધૂરું છે, તે બતાવે છે કે "હે પ્રાચીનશાલ! આપે આ વૈશ્વાનર આત્માની ફક્ત એકાંગી ઉપાસના જ કરી જાણી છે. અર્થાત્ આપનું જ્ઞાન અધૂરું છે. જો આ અધૂરાં જ્ઞાનથી જ કૃતકૃત્યતામાની આપ બેસી રહ્યા હોત તો આપનું અનિષ્ટ થાત! ઠીક થયું કે આપ મારી પાસે આવ્યા"!

અને આમ છ એ છ ઋષિને વ્યક્તિગત પ્રશ્ન રાજા પૂછે છે. દરેક ઋષિ વૈશ્વાનર આત્માના કોઈ એકાદ અંગને ઉપાસે છે એમ કબૂલે છે. રાજા તે તે વૈશ્વાનરના અંશની ઉપાસનાનું ફળ બતાવે છે. પણ છેવટે તે તે ઋષિનું દર્શન અધૂરું છે એમ બતાવે છે. અધૂરાં દર્શનનો શાપ દર્શાવે છે. અને છેક અંતે સૌ ઋષિઓનાં દર્શનનો સરવાળો કરી ઉપસંહાર કરતાં રાજા વૈશ્વાનર આત્મા કઈ વસ્તુ છે તે દર્શાવે છે. પ્રાચીનશાલ- દ્યુલોકને વૈશ્વાનર આત્મા સમજે છે. સત્યયજ્ઞ પૌલુષી આદિત્યને, ઇન્દ્રદ્યુમ્ન ભાલ્લવેય વાયુને, શાર્કરાક્ષ્ય જન આકાશને, બુડિલ આશ્વતરાશ્વિ જલને, અને ઉદ્દાલક આરુણિ પૃથ્વીને વૈશ્વાનર આત્મા સમજે છે. રાજા કહે છે કે દ્યુલોક એ વૈશ્વાનર આત્માનું મસ્તક છે, આદિત્ય એ ચક્ષુ છે, વાયુ એ પ્રાણ છે, આકાશ એ પેટ છે, જલ એ મૂત્રાશય છે અને પૃથ્વી એ પગ છે! અર્થાત્ ઋષિઓએ આ વૈશ્વાનર આત્મામાં ખંડમાં પૂર્ણની કલ્પના કરી ઉપાસના કરી હતી. રાજા કહે છે કે એ જ આપના જ્ઞાનમાં કાંકરી હતી! વૈશ્વાનર આત્મા પ્રાદેશમાત્ર છે. એટલે કે દ્યુલોકથી માંડીને પૃથ્વી પર્યન્તના સૌ પ્રદેશમાં વ્યાપ્ત છે! અને તેના તે સ્વરૂપમાં એકાંગી ભાવની કલ્પના કરવામાં આવી છે! અર્થાત્ એ વૈશ્વાનર આત્મા સર્વરૂપ અને સર્વવ્યાપી છે. આ ઉપરાંત તે અભિવિમાન છે એટલે કે સૌ પ્રાણીઓમાં–સૌ દેહોમાં–અને સૌ જીવોમાં અંતરાત્મા રૂપે જ્ઞાન છે. અર્થાત્ પરમાત્મા સૌનું મૂળસ્વરૂપ છે! જે આમ પરિપૂર્ણ આત્માને જાણે છે તેનો ભેદભાવ ઓગળી જતો હોઇને તે પોતે પણ સર્વભૂતાત્મભૂતાત્મા થાય છે અને આથી જ તે સર્વના આત્મારૂપે વર્તે છે! આજ વાતને,

રાજર્ષિ અશ્વપતિ ઉપસંહાર કરતાં કહે છે કે "હે મહર્ષિઓ! વૈશ્વાનર આત્માનું એટલે પરમાત્માનું ઘુલોક શિર, સૂર્ય ચક્ષુ, વાયુ પ્રાણ, આકાશ પેટ, સમુદ્ર મૂત્રાશય, અને પૃથ્વી પગ છે! હૃદય એની વેદી છે. હોમ દર્ભ, છે! બુદ્ધિ ગાર્હપત્ય અગ્નિ છે. મુખ આહવનીય છે! અને આથી જ જે એમ જાણે કે અણુ અણુમાં પરમપિતા પરમાત્મા તે તે સ્વરૂપે અને નામે વિરાજી રહ્યા છે, તેના જીવનમાં રાગદ્વેષ વગેરે સમસ્ત ક્લેશના ઉદય માટે અવકાશ નથી. તેનું વર્તન આત્મૌપમ્ય હોય. તેને સર્વનાં સ્વરૂપનાં જ દર્શન હોય! આ વિરાટ્ ભાવ સૌની માલિકીનો હો! ॥ ૧૨ થી ૧૮ ખંડ ॥

॥ इति अष्टादशः खण्डः ॥

---

## ॥ अथ एकोनविंशः खण्डः ॥

**तद्यद्भक्तं प्रथममागच्छेत्तद्धोमीयं स यां प्रथमामाहुतिं जुहुयात् तां जुहुयात् प्राणाय स्वाहेति प्राणस्तृप्यति ॥ १ ॥**

ત્યાં જે રાંધેલું અન્ન સૌથી પહેલા આવે, તેને હોમવા યોગ્ય જાણે. તે પહેલી જે આહુતિને હોમે તેને 'પ્રાણાય સ્વાહા' એમ બોલીને હોમે તેથી પ્રાણ તૃપ્ત થાય છે ॥૧॥

**प्राणे तृप्यति चक्षुस्तृप्यति चक्षुषि तृप्यत्यादित्यस्तृप्यत्यादित्ये तृप्यति द्यौस्तृप्यति दिवि तृप्यन्त्यां यत्किंच द्यौश्चादित्यश्चाधितिष्ठ-तस्तत्तृप्यति तस्यानु तृप्तिं तृप्यति प्रजया पशुभिरन्नाद्येन तेजसा ब्रह्मवर्चसेनेति ॥ २ ॥**

પ્રાણ તૃપ્ત થતાં ચક્ષુ તૃપ્ત થાય છે. ચક્ષુ તૃપ્ત થતાં આદિત્ય તૃપ્ત થાય છે. આદિત્ય તૃપ્ત થતાં દ્યૌ તૃપ્ત થાય છે. દ્યૌ તૃપ્ત થતાં દ્યૌ અને સૂર્યને આધારે રહેલું જે કાંઈ છે તે તૃપ્ત થાય છે. તે બધાંની તૃપ્તિની પાછળ તેનો પુરુષ જાતે પ્રજા, પશુ, સૌજન્ય, તેજ અને બ્રહ્મવર્ચસથી તૃપ્ત થાય છે. ॥ ૨ ॥

॥ इति एकोनविंशः खण्डः ॥

---

કે "ઔપમન્યવ! આપ વૈશ્વાનર આત્માની કયા સ્વરૂપે ઉપાસના કરો છો! આપ જેટલું એ બાબતમાં આજ સુધી જાણી ચૂક્યા હો તેટલું, કહો! પછી આપના જાણેલામાં જે શુદ્ધિ વૃદ્ધિ કરવા જેવી હશે તો હું કરવા પ્રયત્ન કરીશ." પ્રત્યેક ઋષિને કૈકેય અશ્વપતિ પહેલાં આજ પ્રશ્ન પૂછે છે. આમ જ્યારે રાજાએ પૂછ્યું ત્યારે પ્રાચીનશાલે કહ્યું–"હે મહારાજ! હું આ વૈશ્વાનર આત્માને દ્યુલોકના રૂપે ઉપાસું છું." રાજા કહે કે "આપ યોગ્ય કરો છો. દ્યુલોક એ વૈશ્વાનર આત્માનું મસ્તક છે. એનું નામ સુતેજા છે." આમ રાજા મહર્ષિના જ્ઞાનને પહેલા સ્વીકારી, તેને અનુમોદન આપી પછીથી લાક્ષણિક રીતે પ્રત્યેક ઋષિનું જ્ઞાન ક્યાં અધૂરું છે, તે બતાવે છે કે "હે પ્રાચીનશાલ! આપે આ વૈશ્વાનર આત્માની ફક્ત એકાંગી ઉપાસના જ કરી જાણી છે. અર્થાત્ આપનું જ્ઞાન અધૂરું છે. જો આ અધૂરાં જ્ઞાનથી જ કૃતકૃત્યતા માની આપ બેસી રહ્યા હોત તો આપનું અનિષ્ટ થાત! ઠીક થયું કે આપ મારી પાસે આવ્યા"!

અને આમ છ એ છ ઋષિને વ્યક્તિગત પ્રશ્ન રાજા પૂછે છે. દરેક ઋષિ વૈશ્વાનર આત્માના કોઈ એકાદ અંગને ઉપાસે છે એમ કબૂલે છે. રાજા તે તે વૈશ્વાનરના અંશની ઉપાસનાનું ફળ બતાવે છે. પણ છેવટે તે તે ઋષિનું દર્શન અધૂરું છે એમ બતાવે છે. અધૂરાં દર્શનનો શાપ દર્શાવે છે. અને છેક અંતે સૌ ઋષિઓનાં દર્શનનો સરવાળો કરી ઉપસંહાર કરતાં રાજા વૈશ્વાનર આત્મા કઈ વસ્તુ છે તે દર્શાવે છે. પ્રાચીનશાલ, દ્યુલોકને વૈશ્વાનર આત્મા સમજે છે. સત્યયજ્ઞ પૌલુષી આદિત્યને, ઇન્દ્રદ્યુમ્ન ભાલ્લવેય વાયુને, શાર્કરાક્ષ્ય જન આકાશને, બુડિલ આશ્વતરાશ્વિ જલને, અને ઉદ્દાલક આરુણિ પૃથ્વીને વૈશ્વાનર આત્મા સમજે છે. રાજા કહે છે કે દ્યુલોક એ વૈશ્વાનર આત્માનું મસ્તક છે, આદિત્ય એ ચક્ષુ છે, વાયુ એ પ્રાણ છે, આકાશ એ પેટ છે, જલ એ મૂત્રાશય છે અને પૃથ્વી એ પગ છે! અર્થાત્ ઋષિઓએ આ વૈશ્વાનર આત્મામાં ખંડમાં પૂર્ણની કલ્પના કરી ઉપાસના કરી હતી. રાજા કહે છે કે એ જ આપના જ્ઞાનમાં કાંકરી હતી! વૈશ્વાનર આત્મા પ્રાદેશમાત્ર છે. એટલે કે દ્યુલોકથી માંડીને પૃથ્વી પર્યન્તના સૌ પ્રદેશમાં વ્યાપ્ત છે! અને તેના તે સ્વરૂપમાં અંગાંગી ભાવની કલ્પના કરવામાં આવી છે! અર્થાત્ એ વૈશ્વાનર આત્મા સર્વરૂપ અને સર્વવ્યાપી છે. આ ઉપરાંત તે અભિવિમાન છે એટલે કે સૌ પ્રાણીઓમાં–સૌ દેહોમાં–અને સૌ જીવોમાં અંતરાત્મા રૂપે જ્ઞાન છે. અર્થાત્ પરમાત્મા સૌનું બીજસ્વરૂપ છે! જે આમ પરિપૂર્ણ આત્માને જાણે છે તેનો ભેદભાવ ઓગળી જતો હોઈને તે પોતે પણ સર્વભૂતાત્મભૂતાત્મા થાય છે અને આથી જ તે સર્વના આત્મારૂપે વર્તે છે! આજ વાતને

રાજર્ષિ અશ્વપતિ ઉપસંહાર કરતાં કહે છે કે "હે મહર્ષિઓ ! વૈશ્વાનર આત્માનું એટલે પરમાત્માનું ધુલોક શિર, સૂર્ય ચક્ષુ, વાયુ પ્રાણ, આકાશ પેટ, સમુદ્ર મૂત્રાશય, અને પૃથ્વી પગ છે ! હૃદય એની વેદી છે. હોમ દર્ભ છે ! બુદ્ધિ ગાર્હપત્ય અગ્નિ છે. મુખ આહવનીય છે ! અને આથી જ જે એમ જાણે કે અણુ અણુમાં પરમપિતા પરમાત્મા તે તે સ્વરૂપે અને નામે વિરાજી રહ્યા છે, તેના જીવનમાં રાગદ્વેષ વગેરે સમસ્ત ક્લેશના ઉદય માટે અવકાશ નથી. તેનું વર્તન આત્મૌપમ્ય હોય. તેને સર્વનાં સ્વરૂપનાં જ દર્શન હોય ! આ વિરાટ્ ભાવ સૌની માલિકીનો હો ! ॥ ૧૨ થી ૧૮ ખંડ ॥

॥ इति अष्टादशः खण्डः ॥

---

## ॥ अथ एकोनविंशः खण्डः ॥

**तद्यद्भक्तं प्रथममागच्छेत्तद्धोमीयं स यां प्रथमामाहुतिं जुहुयात् तां जुहुयात् प्राणाय स्वाहेति प्राणस्तृप्यति ॥ १ ॥**

ત્યાં જે રંધેલું અન્ન સૌથી પહેલાં આવે, તેને હોમવા યોગ્ય જાણે. તે પહેલી જે આહુતિને હોમે તેને 'પ્રાણાય સ્વાહા' એમ બોલીને હોમે તેથી પ્રાણ તૃપ્ત થાય છે ॥૧॥

**प्राणे तृप्यति चक्षुस्तृप्यति चक्षुषि तृप्यत्यादित्यस्तृप्यत्यादित्ये तृप्यति द्यौस्तृप्यति दिवि तृप्यन्त्यां यत्किंच द्यौश्चादित्यश्चाधितिष्ठतस्तत्तृप्यति तस्यानु तृप्तिं तृप्यति प्रजया पशुभिरन्नाद्येन तेजसा ब्रह्मवर्चसेनेति ॥ २ ॥**

પ્રાણ તૃપ્ત થતાં ચક્ષુ તૃપ્ત થાય છે. ચક્ષુ તૃપ્ત થતાં આદિત્ય તૃપ્ત થાય છે. આદિત્ય તૃપ્ત થતાં દ્યૌ તૃપ્ત થાય છે. દ્યૌ તૃપ્ત થતાં દ્યૌ અને સૂર્યને આધારે રહેલું જે કાંઈ છે તે તૃપ્ત થાય છે. તે બધાંની તૃપ્તિની પાછળ તેવો પુરુષ જાતે પ્રજા, પશુ, ભોજ્ય, તેજ અને બ્રહ્મવર્ચસથી તૃપ્ત થાય છે. ॥ ૨ ॥

॥ इति एकोनविंशः खण्डः ॥

---

કે "ઔપમન્યવ! આપ વૈશ્વાનર આત્માની ક્યા સ્વરૂપે ઉપાસના કરો છો! આપ જેટલું એ બાબતમાં આજ સુધી જાણી ચૂક્યા હો તેટલું, કહો! પછી આપના જાણેલામાં જે શુદ્ધિ વૃદ્ધિ કરવા જેવી હશે તો હું કરવા પ્રયત્ન કરીશ." પ્રત્યેક ઋષિને કૈકેય અશ્વપતિ પહેલાં આજ પ્રશ્ન પૂછે છે. આમ જ્યારે રાજાએ પૂછ્યું ત્યારે પ્રાચીનશાલે કહ્યું–"હે મહારાજ! હું આ વૈશ્વાનર આત્માને દ્યુલોકના રૂપે ઉપાસુ છું." રાજા કહે કે "આપ યોગ્ય કરો છો. દ્યુલોક એ વૈશ્વાનર આત્માનું મસ્તક છે. એનું નામ સુતેજ છે." આમ રાજા મહર્ષિના જ્ઞાનને પહેલા સ્વીકારી, તેને અનુમોદન આપી પછીથી લાક્ષણિક રીતે પ્રત્યેક ઋષિનું જ્ઞાન ક્યાં અધૂરું છે, તે બતાવે છે કે "હે પ્રાચીનશાલ! આપે આ વૈશ્વાનર આત્માની ફક્ત એકાંગી ઉપાસના જ કરી જાણી છે. અર્થાત્ આપનું જ્ઞાન અધૂરૂં છે. જો આ અધૂરાં જ્ઞાનથી જ કૃતકૃત્યતા માની આપ બેસી રહ્યા હોત તો આપનું અનિષ્ટ થાત! ઠીક થયું કે આપ મારી પાસે આવ્યા"!

અને આમ છ એ છ ઋષિને વ્યક્તિગત પ્રશ્ન રાજા પૂછે છે. દરેક ઋષિ વૈશ્વાનર આત્માના કોઈ એકાદ અંગને ઉપાસે છે એમ કબૂલે છે. રાજા તે તે વૈશ્વાનરના અંશની ઉપાસનાનું ફળ બતાવે છે. પણ છેવટે તે તે ઋષિનું દર્શન અધૂરું છે એમ બતાવે છે. અધૂરાં દર્શનનો શાપ દર્શાવે છે. અને છેક અંતે સૌ ઋષિઓનાં દર્શનનો સરવાળો કરી ઉપસંહાર કરતાં રાજા વશ્વાનર આત્મા કઈ વસ્તુ છે તે દર્શાવે છે. પ્રાચીનશાલ, દ્યુલોકને વૈશ્વાનર આત્મા સમજે છે. સત્યયજ્ઞ પૌલુષી આદિત્યને, ઈન્દ્રદ્યુમ્ન ભાલ્લવેય વાયુને, શાર્કરાક્ષ્ય જન આકાશને, બુડિલ આશ્વતરાશ્વિ જલને, અને ઉદ્દાલક આરુણિ પૃથ્વીને વૈશ્વાનર આત્મા સમજે છે. રાજા કહે છે કે દ્યુલોક એ વૈશ્વાનર આત્માનું મસ્તક છે, આદિત્ય એ ચક્ષુ છે, વાયુ એ પ્રાણ છે, આકાશ એ પેટ છે, જલ એ મૂત્રાશય છે અને પૃથ્વી એ પગ છે! અર્થાત્ ઋષિઓએ આ વૈશ્વાનર આત્મામાં ખંડમાં પૂર્ણની કલ્પના કરી ઉપાસના કરી હતી. રાજા કહે છે કે એ જ આપના જ્ઞાનમાં કાંકરી હતી! વૈશ્વાનર આત્મા પ્રાદેશમાત્ર છે. એટલે કે દ્યુલોકથી માંડીને પૃથ્વી પર્યન્તના સૌ પ્રદેશમાં વ્યાપ્ત છે! અને તેના તે સ્વરૂપમાં અંગાંગી ભાવની કલ્પના કરવામાં આવી છે! અર્થાત્ એ વૈશ્વાનર આત્મા સર્વરૂપ અને સર્વવ્યાપી છે. આ ઉપરાંત તે અભિવિમાન છે એટલે કે સૌ પ્રાણીઓમાં–સૌ દેહોમાં–અને સૌ જીવોમાં અંતરાત્મા રૂપે જ્ઞાન છે. અર્થાત્ પરમાત્મા સૌનું મૂળસ્વરૂપ છે! જે આમ પરિપૂર્ણ આત્માને જાણે છે તેનો ભેદભાવ ઓગળી જતો હોઇને તે પોતે પણ સર્વભૂતાત્મભૂતાત્મા થાય છે અને આથી જ તે સર્વના આત્મારૂપે વર્તે છે! આજ વાતને,

## ॥ अथ द्वाविंशः खण्डः ॥

अथ यां चतुर्थीं जुहुयात्तां जुहुयात्समानाय स्वा समानस्तृप्यति ॥ १ ॥

ત્યાર બાદ જે ચોથી આહુતિને હોમે તેને "समानाय स्वाहा" એમ ઉ હોમે તેનાથી સમાન તૃપ્ત થાય છે. ॥ ૧ ॥

समाने तृप्यति मनस्तृप्यति मनसि तृप्यति पर्जन्यस्तृ पर्जन्ये तृप्यति विद्युत्तृप्यति विद्युति तृप्यन्त्यां यत्किंच विद् पर्जन्यश्चाधितिष्ठितस्तत्तृप्यति तस्यानु तृप्तिं तृप्यति प्र पशुभिरन्नाद्येन तेजसा ब्रह्मवर्चसेनेति ॥ २ ॥

સમાનની તૃપ્તિમાં મનની, મનની તૃપ્તિમાં પર્જન્યની, પર્જન્યની તૃપ્તિમાં વિજ તૃપ્તિ છે અને વિજળી તૃપ્ત થતાં જે કાંઈ વિદ્યુત્ અને પર્જન્યને આધારે તૃપ્ત થાય છે. તેની તૃપ્તિ પાછળ તેવો મનુષ્ય પ્રજા પશુ, અન્નાદ, તેજ બ્રહ્મવર્ચસે તૃપ્ત થાય છે.

॥ इति द्वाविंशः खण्डः ॥

---

## ॥ अथ त्रयोविंशः खण्डः ॥

अथ यां पञ्चमीं जुहुयात्तां जुहुयादुदानाय स्वाहेत्युदानस्तृप्यति

હવે જે પાંચમી આહુતિને હોમે તેને "उदानाय स्वाहा" એમ બોલીને તેનાથી ઉદાન તૃપ્ત થાય છે. ॥ ૧ ॥

उदाने तृप्यति त्वक् तृप्यति त्वचि तृप्यन्त्यां वायुस्तृ वायौ तृप्यत्याकाशस्तृप्यत्याकाशे तृप्यति यत्किंच वायुश्चाकाशश्चा तिष्ठतस्तत्तृप्यति तस्यानु तृप्तिं तृप्यति प्रजया पशुभिरन्ना तेजसा ब्रह्मवर्चसेनेति ॥ २ ॥

ઉદાનની તૃપ્તિમાં ત્વચાની તૃપ્તિ છે. ત્વચાની તૃપ્તિમાં વાયુની, વાયુની તૃ આકાશની અને આકાશની તૃપ્તિમાં જે કાંઈ આકાશ અને વાયુને આધારે છે તૃપ્તિ છે. તેની તૃપ્તિની પાછળ તેવો મનુષ્ય, પ્રજા, પશુ, અન્નાદ તેજ બ્રહ્મવર્ચસે તૃપ્ત થાય છે. ॥ ૨

॥ इति त्रयोविंशः खण्डः ॥

## ॥ अथ विंशः खण्डः ॥

अथ यां द्वितीयां जुहुयात्तां जुहुयाद्व्यानाय स्वाहेति व्यानस्तृप्यति ॥ १ ॥

હવે જે બીજીને હોમે તેને "વ્યાનાય સ્વાહા" એમ બોલીને હોમે. તેનાથી વ્યાન તૃપ્ત થાય છે. ॥ ૧ ॥

व्याने तृप्यति श्रोत्रं तृप्यति श्रोत्रे तृप्यति चन्द्रमास्तृप्यति चन्द्रमसि तृप्यति दिशस्तृप्यन्ति दिक्षु तृप्यन्तीषु यत्किंच दिशश्च चन्द्रमाश्चाधितिष्ठन्ति तत्तृप्यति तस्यानुतृप्तिं तृप्यति प्रजया पशुभिरन्नाद्येन तेजसा ब्रह्मवर्चसेनेति ॥ २ ॥

વ્યાનની તૃપ્તિ થતાં શ્રોત્ર, શ્રોત્ર તૃપ્ત થતાં ચન્દ્રમા, ચન્દ્રમા તૃપ્ત થતાં દિશાઓ, અને દિશાઓ તૃપ્ત થતાં જે કાંઈ ચન્દ્ર અને દિશાઓને આધારે છે તે બધું તૃપ્ત થાય છે. તે બધાંની તૃપ્તિની પાછળ તેવો પુરુષ જાતે પ્રજા, પશુ, અન્નાદ્ય ભોજ્ય, તેજ અને બ્રહ્મવર્ચસે તૃપ્ત થાય છે.

॥ इति विंशः खण्डः ॥

---

## ॥ अथ एकविंशः खण्डः ॥

अथ यां तृतीयां जुहुयात्तां जुहुयादपानाय स्वाहेत्यपानस्तृप्यति ॥ १ ॥

હવે જે ત્રીજીને હોમે તેને "અપાનાય સ્વાહા" એમ બોલીને હોમે તેનાથી અપાન તૃપ્ત થાય છે ॥ ૧ ॥

अपाने तृप्यति वाक्तृप्यति वाचि तृप्यन्त्यामग्निस्तृप्यत्यग्नौ तृप्यति पृथिवी तृप्यति पृथिव्यां तृप्यन्त्यां यत्किंच पृथिवी चाग्निश्चाधितिष्ठतस्तत्तृप्यति तस्यानुतृप्तिं तृप्यति प्रजया पशुभिः अन्नाद्येन तेजसा ब्रह्मवर्चसेनेति ॥ २ ॥

અપાનની તૃપ્તિમાં વાક્‌ની તૃપ્તિ, વાક્‌તૃપ્તિમાં અગ્નિ તૃપ્તિ, અગ્નિ તૃપ્તિમાં પૃથિવી તૃપ્તિ છે. અને પૃથિવી તૃપ્ત થતાં જે કાંઈ પૃથિવી અને અગ્નિને આધારે છે તે બધું તૃપ્ત થાય છે. તેની તૃપ્તિની પાછળ તેવો મનુષ્ય પ્રજા, પશુ, અન્નાદ્ય તેજ અને બ્રહ્મવર્ચસે તપ્ત થાય છે. ॥ ૨ ॥

॥ इति एकविंशः खण्डः ॥

## ॥ अथ द्वाविंशः खण्डः ॥

अथ यां चतुर्थीं जुहुयात्तां जुहुयात्समानाय स्वाहेति समानस्तृप्यति ॥ १ ॥

ત્યાર બાદ જે ચોથી આહુતિને હોમે તેને "समानाय स्वाहा" એમ બોલીને હોમે તેનાથી સમાન તૃપ્ત થાય છે. ॥ ૧ ॥

समाने तृप्यति मनस्तृप्यति मनसि तृप्यति पर्जन्यस्तृप्यति पर्जन्ये तृप्यति विद्युत्तृप्यति विद्युति तृप्यन्त्यां यत्किंच विद्युच्च पर्जन्यश्चाधितिष्ठितस्तत्तृप्यति तस्यानु तृप्तिं तृप्यति प्रजया पशुभिरन्नाद्येन तेजसा ब्रह्मवर्चसेनेति ॥ २ ॥

સમાનની તૃપ્તિમાં મનની, મનની તૃપ્તિમાં પર્જન્યની, પર્જન્યની તૃપ્તિમાં વિજળીની તૃપ્તિ છે. અને વિજળી તૃપ્ત થતાં જે કાંઈ વિદ્યુત્ અને પર્જન્યને આધારે છે તે તૃપ્ત થાય છે. તેની તૃપ્તિ પાછળ તેઓ મનુષ્ય પ્રજા પશુ, અન્નાદ્ય, તેજ તથા બ્રહ્મવર્ચસે તૃપ્ત થાય છે.

॥ इति द्वाविंशः खण्डः ॥

---

## ॥ अथ त्रयोविंशः खण्डः ॥

अथ यां पञ्चमीं जुहुयात्तां जुहुयादुदानाय स्वाहेत्युदानस्तृप्यति ॥१॥

હવે જે પાંચમી આહુતિને હોમે તેને "उदानाय स्वाहा" એમ બોલીને હોમે તેનાથી ઉદાન તૃપ્ત થાય છે. ॥ ૧ ॥

उदाने तृप्यति त्वक् तृप्यति त्वचि तृप्यन्त्यां वायुस्तृप्यति वायौ तृप्यत्याकाशस्तृप्यत्याकाशे तृप्यति यत्किंच वायुश्चाकाशश्चाधितिष्ठतस्तत्तृप्यति तस्यानु तृप्तिं तृप्यति प्रजया पशुभिरन्नाद्येन तेजसा ब्रह्मवर्चसेनेति ॥ २ ॥

ઉદાનની તૃપ્તિમાં ત્વચાની તૃપ્તિ છે. ત્વચાની તૃપ્તિમાં વાયુની, વાયુની તૃપ્તિમાં આકાશની અને આકાશની તૃપ્તિમાં જે કાંઈ આકાશ અને વાયુને આધારે છે તેની તૃપ્તિ છે. તેની તૃપ્તિની પાછળ તેઓ મનુષ્ય, પ્રજા, પશુ, અન્નાદ્ય તેજ અને બ્રહ્મવર્ચસે તૃપ્ત થાય છે. ॥ ૨

॥ इति त्रयोविंशः खण्डः ॥

## ॥ अथ चतुर्विंशः खण्डः ॥

स य इदमविद्वानग्निहोत्रं जुहोति यथाङ्गारानपोह्य भस्मनि जुहुयात्तादृक्तत्स्यात् ॥ १ ॥

જે પુરુષ આ વિદ્યા ન જાણતો હોઈને અગ્નિહોત્ર હોમે છે તે, જેમ કોઈ અગ્નિને બાજુએ રાખી ભસ્મમાં હોમે, તેવું તેનું હોમેલું થાય છે. ॥ ૧ ॥

अथ य एतदेवं विद्वानग्निहोत्रं जुहोति तस्य सर्वेषु लोकेषु भूतेषु सर्वेष्वात्मसु हुतं भवति ॥ २ ॥

પરંતુ જે આને આમ જાણી અગ્નિહોત્ર હોમે છે તેનું તે સર્વલોકમાં, સર્વભૂતોમાં અને સર્વઆત્માઓમાં હોમેલું થાય છે. ॥ ૨ ॥

तद्यथेषीकातूलमग्नौ प्रोतं प्रदूयेतैवं हास्य सर्वे पाप्मानः प्रदूयन्ते य एतदेवं विद्वानग्निहोत्रं जुहोति ॥ ३ ॥

જે કોઈ આને આમ જાણતો હોઈને અગ્નિહોત્ર હોમે છે, તેના સર્વ પાપો અગ્નિમાં નાંખેલું ઈષિકાતૂલ જેમ બળી ભસ્મ થાય છે તેમ બળીને ભસ્મ થાય છે. ॥ ૩ ॥

तस्मादु हैवंविद्यद्यपि चण्डालायोच्छिष्टं प्रयच्छेदात्मनि हैवास्य तद्वैश्वानरे हुतं स्यादिति तदेष श्लोकः ॥ ४ ॥

તેથી નિશ્ચય આવું જાણનારો જો કદાચ ચાંડાળને પણ ઉચ્છિષ્ટ આપે તો તેનું તે આપેલું નિશ્ચય વૈશ્વાનરરૂપી આત્મામાં જ હોમેલું થાય છે. એ બાબતમાં આ શ્લોક પ્રમાણરૂપ છે. ॥ ૪ ॥

यथेह क्षुधिता बाला मातरं पर्युपासत एवं सर्वाणि भूतान्यग्निहोत्रमुपासत इत्यग्निहोत्रमुपासत इति ॥ ५ ॥

જેમ આ લોકમાં ભૂખ્યાં બાળકો માતાને ઉપાસે છે તેમ પ્રાણીમાત્ર અગ્નિહોત્રને ઉપાસે છે અગ્નિહોત્રને ઉપાસે છે. ॥ ૫ ॥

॥ इति चतुर्विंशः खण्डः ॥

આમ વૈશ્વાનર આત્માની પરિપૂર્ણ ઉપાસના બતાવી. હવે ૧૯ થી ૨૪ મા ખંડ સુધીમાં આ વૈશ્વાનર આત્માની ઉપાસનાનું મહાત્મ્ય બતાવે છે। શ્રુતિ

કહે છે કે પ્રાણ, વ્યાન, અપાન, સમાન અને ઉદાન આ પાંચ ભેદે વહેંચાયેલી શક્તિના તર્પણમાં આખા બ્રહ્માંડની તૃપ્તિ છે. કેમકે પિંડ અને બ્રહ્માંડ વસ્તુતઃ ભિન્ન નથી. બ્રહ્માંડ એ પિંડની વૃદ્ધ છબી છે. પિંડ એ બ્રહ્માંડની અણુ છબી છે. જે કોઇ પોતે પોતાને બ્રહ્માંડ સ્વરૂપ સમજે છે. એટલે કે હું સચરાચર જગતમાં તે તે નામ રૂપે વર્તી રહ્યો છું એમ અધિકારી થઇને સમજે છે. તેવો માણસ એ પરમજ્ઞાની છે. કેમકે તે વૈશ્વાનર આત્માનો ઉપાસક છે. તેવા માણસના તર્પણથી બ્રહ્માંડ તૃપ્ત થાય છે! આ છે વૈશ્વાનર ઉપાસનાનું મહત્ત્વ. જે કોઈ આ પોતાના બૃહજ્જીવનને જાણતો નથી અને સ્થૂળ અગ્નિહોત્રમાં રચ્યો પચ્યો રહે છે, તેનું સર્વ કર્મ ભસ્મમાં હોમાયેલું એટલે કે વ્યર્થ છે. જે કોઈ આમ જાણી કર્મ કરે છે તેનાં પાપો બળીને ભસ્મ થાય છે. તેને માટે ચાંડાલ બ્રાહ્મણ એવો ભેદભાવ રહેતો નથી. એવા વિરાટ્‌ભાવથી વર્તતા-અગ્નિહોત્રને ઉપસતા ધન્ય પુરુષના તરફ આખું જગત, માતા તરફ જેમ ભૂખ્યાં બાળકો તેમ સત્પ્રાન માટે, માંડીને જુવે છે. બૃહદ્‌ભાવનો અનુભવ એ જ જીવનની કમાણી છે. ॥ ૧૯ થી ૨૪ ॥

॥ इति चतुर्विंशः खण्डः ॥

॥ इति पंचमोऽध्यायः ॥

ॐ

# ॥ अथ छांदोग्ये षष्ठोऽध्यायः ॥

ॐ श्वेतकेतुर्हारुणेय आस तं ह पितोवाच श्वेतकेतो वस ब्रह्मचर्यं न वै सोम्यास्मत्कुलीनोऽननूच्य ब्रह्मबन्धुरिव भवति इति ॥१॥

ॐ પ્રસિદ્ધ અરુણનો પૌત્ર શ્વેતકેતુ એક દિન પોતાના પિતા ઉદ્દાલકની પાસે બેઠો હતો. તેને તેના પિતાએ આમ કહ્યું કે "હે શ્વેતકેતુ ! તું બ્રહ્મચર્યપૂર્વક વસ. બ્રહ્મચારી થઈને આચાર્યકુલમાં રહે. કેમકે હે સોમ્ય ! અમારા કુલમાં જન્મેલો વેદાદિ સમસ્ત વિદ્યાઓ ન ભણીને બ્રાહ્મણબન્ધુ=કેવળ જાતિ-બ્રાહ્મણ જેવો હોતો નથી ! ॥ ૧ ॥

स ह द्वादशवर्ष उपेत्य चतुर्विंशतिवर्षः सर्वान्वेदानधीत्य महामना अनूचानमानी स्तब्ध एयाय तं ह पितोवाच श्वेतकेतो यन्नु सोम्येदं महामना अनूचानमानी स्तब्धोऽस्युत तमादेशमप्राक्ष्यः ॥२॥

તે બાર વર્ષની ઉમરવાળો પ્રસિદ્ધ શ્વેતકેતુ આચાર્ય પાસે જઈને ચોવીસ વરસનો થયો ત્યાં સુધી સૌ વેદોને ભણીને મોટા મનવાળો, પોતે પોતાને મહાન વેદ પંડિત માનનારો, તથા અણનમ બનીને, પચ્ચીસમા વર્ષે પાછો ઘરે આવ્યો. તેને તેના પ્રસિદ્ધ પિતાએ કહ્યું-"શ્વેતકેતુ ! હે સૌમ્ય ! તું ખરે ! મહામના, જાતે જાતને મહા વેદપંડિત માનનારો અને અણનમ છે તો શું તેં તારા આચાર્યને તે આદેશ સદ્‌બ્રહ્મને લગતો ઉપદેશ પૂછ્યો છે ? ॥ ૨ ॥

येनाश्रुतं श्रुतं भवत्यमतं मतमविज्ञातं विज्ञातमिति कथं नु भगव. स आदेशो भवतीति ॥ ३ ॥

જે ઉપદેશથી ન સાંભળેલું સાંભળેલું થાય છે, ન સમજાયેલું સમજાયેલું થાય છે, તથા ન જણાયેલું જણાયેલું થાય છે !" ત્યારે શ્વેતકેતુએ કહ્યું. "હે ભગવાન્ ! કેવો તે નિશ્ચય, ઉપદેશ છે ?-સદ્‌બ્રહ્મને લગતો આદેશ છે ?" ॥ ૩ ॥

यथा सोम्यैकेन मृत्पिण्डेन सर्वं मृन्मयं विज्ञातं स्याद् वाचारम्भणं विकारो नामधेयं मृत्तिका इति एव सत्यम् ॥ ४ ॥

"હે સૌમ્ય! જેમ એક માટીના ગોળાને જાણી લેતાં, માટીનું બનેલું કાર્યમાત્ર જણાયેલું થાય છે, કેમકે વિકાર કેવળ નામ છે, વાણીનું અવલંબન માત્ર છે. તે વિકાર નિશ્ચય માટી જ છે અને તેજ સત્ય છે. ॥ ૪ ॥

यथा सोम्यैकेन लोहमणिना सर्वं लोहमयं विज्ञातं स्यात् वाचारंभणं विकारो नामधेयं लोहं इत्येव सत्यं ॥ ५ ॥

હે સૌમ્ય! જેમ એક સુવર્ણપિંડને જાણી લેતાં સુવર્ણનું બનેલું કાર્યમાત્ર જણાયેલું થાય છે કેમકે વિકાર કેવળ નામ છે-વાણીનું અવલંબન માત્ર છે. તે વિકાર નિશ્ચય સોનું જ છે અને તેજ સત્ય છે.

यथा सोम्यैकेन नखनिकृन्तनेन सर्वं कार्ष्णायसं विज्ञातं स्यात् वाचारम्भणं विकारो नामधेयं कृष्णायसं इति एव सत्यं एवं सोम्य स आदेशः भवति इति ॥ ६ ॥

હે સૌમ્ય! જેમ એક નહરણીને જાણી લેતાં લોખંડનું બનેલું કાર્ય માત્ર જણાયેલું થાય છે કેમકે વિકાર કેવળ નામ છે. વાણીનું અવલંબન માત્ર છે તે વિકાર નિશ્ચય લોખંડ જ છે. અને તે જ સત્ય છે. હે સૌમ્ય! આવો તે ઉપદેશ છે." એમ પિતાએ પુત્રને કહ્યું. ॥ ૬ ॥

न वै नूनं भगवन्तस्त एतदवेदिषुर्यद्ध्येतद् अवेदिष्यन् कथं मे नावक्ष्यन्निति भगवांस्त्वेव मे तद् ब्रवीतु इति तथा सोम्येति होवाच ॥ ७ ॥

"નિઃસંદેહ તે પૂજ્ય ગુરુદેવ નિશ્ચય આ આદેશને ન જાણતા હોવા જોઈએ કેમકે જો તેઓ આને જાણતા હોત તો પછી એ તેઓ મને શાને ન કહેત? તો હવે આપ પૂજ્ય પિતાજી જ તે આદેશ મને કહો!" એમ શ્વેતકેતુએ કહ્યુ. "તેમજ હો, હે સૌમ્ય!" એમ નિશ્ચય પ્રસિદ્ધ ઉદ્દાલકે કહ્યું. ॥ ૭ ॥

ગયા અધ્યાયને અંતે વૈશ્વાનર આત્માની સમગ્ર ઉપાસના તેના ફલ સહિત ભગવતી શ્રુતિએ ઉપદેશી. જે મનુષ્ય પરમાત્માના ભાગ કરે છે અને તેને ભાગે ભેદીને ઉપાસે છે તે ભગવાનનું દિલ દૂભવે છે! આથી જ્ઞાની માટે તો આ સમસ્ત ચરાચર દૃશ્યાદૃશ્ય જગત એક પરમપિતાનો સ્વયંભૂ પ્રજ્ઞાવિલાસ માત્ર છે!

પાણી, પરપોટા અને ફીણમાં જેમ ભેદ દેખાય છે પણ વાસ્તવિક ભેદ નથી તેમ આ પરસ્પર અતિ વિલક્ષણ દૃશ્યાદૃશ્ય જગતમાં અકળાવી નાંખે એવો ભેદ દેખાય છે, પણ તે દેખાય છે એટલું જ! મૂળમાં તે અખંડ રસથી ભરપૂર છે! આ છે વૈશ્વાનર ઉપાસનાનું રહસ્ય!' હવેના અધ્યાયમાં વેદાન્તની શાખામાં અતિશય પ્રસિદ્ધ, વેદાન્તના ભંડારરૂપ, અગ્રિરૂપ, "तत्त्वमसि" મહાવાક્યને ઉપદેશનાર મહર્ષિ ઉદ્દાલક અને તેમના પુત્ર શ્વેતકેતુનો રમણીય, તત્ત્વજ્ઞાનથી ભરપૂર, સ્વાધ્યાયમાત્રથી પણ પ્રસન્નતા ઉપજાવે એવો, તાજગી દેનાર, અર્થ-અર્થદૃષ્ટિએ ભારે ગૂઢ સંવાદ શરૂ થાય છે! ભારતીય તત્ત્વજ્ઞાનનું ગૌરવરૂપ આ પ્રકરણ છે. આપણે અનન્તકાળથી આ પ્રકરણમાં રહેલાં ઉપદેશને જીવનનો આધારસ્થંભ ગણી સામુદાયિક જીવન ગાળ્યું છે. આ અર્થરમણીય, જીવનમાં પ્રતિક્ષણ ઉપયોગી, વેદાન્તને સમજવા માટે અતિ ઉપયોગી અને પરિણામે આત્યંતિક શ્રેય આપનાર પિતાપુત્રના સંવાદને આપણે યથાશક્તિ સમજવા પ્રયત્ન કરીશું.

એક દિવસની વાત હતી. પિતા ઉદ્દાલક પાસે તેમનો પુત્ર શ્વેતકેતુ બેઠો હતો. બાર વર્ષની ઉંમરનો પણ ભણવા તરફ પ્રાસ-પક્ષપાત વિનાનો. આમ બાર વરસનો છતાં જ્યારે તેને ભણવા તરફ અભિરુચિ જ ન જણાઇ ત્યારે મોકો જોઇને તેના પિતા ઉદ્દાલક મહર્ષિએ તેને ઠપકો આપ્યો કે 'બેટા! 'આપણા વંશની આ પ્રણાલી નથી! આપણા વંશમાં જન્મેલો હોય અને અવિદ્વાન્!! એ આજસુધી બન્યું નથી! કેમકે બ્રાહ્મણ હોઇને જે વિદ્યાશૂન્ય છે તે નામે માત્ર બ્રાહ્મણ છે! તું કેવળ નામનો બ્રાહ્મણ રહે અને વિદ્યાશૂન્ય જેમ જીવનયાત્રાનો માનભેર નિર્વાહ ન કરે-તેવી રીતે રહે એ મને નાપસંદ છે! તો તું ગુરુકુળમાં જા અને ત્યાં સાંગવેદ વિદ્યાનો અભ્યાસ કરે એમ હું ઇચ્છું છું." પિતાના ઠપકાએ પુત્રહૃદયને પીગળાવ્યું કેમકે એક તો સંસ્કારી હૃદય અને તેમાં પાછું બાળહૃદય! તેને પિતાના શબ્દે તરત જ વીંધી નાંખ્યો! તે ગુરુકુળમાં પિતાની આજ્ઞા લઇને ભણવા ગયો!

બાર વર્ષે ગયેલ શ્વેતકેતુ બાર વર્ષ સુધી ભણી ચોવીસમે વર્ષે પિતાના ઘરે પાછો ફર્યો! તે સમસ્ત વેદ વિદ્યા તો ભણ્યો! પણ તેને વિદ્યા ન જરી! જરેલી વિદ્યા વિનય આપે છે. ન જરેલી વિદ્યા અવિનય આપે છે! શ્વેતકેતુને બાર વર્ષનો વેદાભ્યાસ વિનીત ન કરી શક્યો! કેમકે કેવળ વેદાભ્યાસથી તો વિનય આવતો નથી. શાસ્ત્રાભ્યાસથી તે આવતો નથી! હૃદયની નમ્રતા તો ઇશ્વરની નિરતિશય મહા મહિમાને સમજવાથી આવે છે! આથી કેવળ પોપટપંક્તિ

વાદશૂરો હોવો સંભવ છે-ચર્ચાવીર હોવો શક્ય છે-વિનયવીર હોતો નથી! શ્વેતકેતુ પણ વિદ્યાના અહંકારને લઈને, આજના કોઈક કોઈક ઉંચી 'ડીગ્રી' પામેલા સ્નાતકની માફક ગગનગામી છતાં પાયાહીન કલ્પનાવાળો પોતે પોતાને મહા વેદપંડિત માનનારો અણનમ બનીને ગુરૂકુળથી આવ્યો!

પિતાએ તેના વિદ્યામદને પારખ્યો અને નારાજ થયાં! તેનો એ મદ ઉતાર્યે જ છૂટકો હતો! કેમકે એમાં જ તેનું અને કુળનું કલ્યાણ હતું. આથી તેને એકાંતમાં બેસાડીને પ્રેમપૂર્વક પૂછ્યું કે "હે પ્રિય! તું ઊંચાં ઊંચા ખ્યાલો સેવતો, જાતે જાતને પંડિત માનતો અને અણનમ થઈને ગુરુકુળમાંથી આવ્યો છે, તો હું તને તે પ્રશ્ન પૂછું; તેનો જરા ઉત્તર આપશે? હું તને જે ઉપદેશ માટે પૂછું છું; તે ઉપદેશ તું તારા ગુરુદેવ પાસેથી પૂછીને જાણી લાવ્યો છે ખરો! જો તું મારા પ્રશ્નનો જવાબ વાળીશ તો હું માનીશ કે તું સાચે જ વિદ્વાન છો!" પુત્રે જવાબ વાળ્યો કે "હે પિતાજી! આપ ક્યા ઉપદેશને લગતી આ વાત કરો છો? કૃપા કરીને તે મને જણાવો." ત્યારે પિતાએ કહ્યું કે "હે બેટા! હું તને એ આદેશને ઉદ્દેશીને પૂછું છું કે જે આદેશને જાણવાથી-જે વિદ્યાને જાણવાથી-આજસુધી ન સાંભળેલું સંભળાય છે. ન સમજાએલું સમજાય છે. ન જણાએલું જણાય છે!" પિતાનો આ પ્રશ્ને બાલપંડિત શ્વેતકેતુ મૂંઝાયો! તેણે કબૂલાત કરી દીધી કે-"હે પિતા! એ ઉપદેશ ક્યો છે તે મને માહિતી નથી. કૃપા કરો અને કહો કે તે ઉપદેશ કેવો છે!"

ત્યારે પિતા ઉદ્દાલકે કહ્યું કે "હે બેટા! જેમ માટીના લોચાને લગતું પૂર્ણ જ્ઞાન થતાં, તે માટીના લોચામાંથી બનેલાં ઘાટ વગેરે તમામ કાર્યમાત્રનું તત્ત્વજ્ઞાન સ્વયમેવ થાય છે એટલે કે કારણરૂપ માટીમાંથી બનેલાં કાર્યરૂપ ઘટાદિ જેમ નામમાત્ર છે. વાણીનો આશ્રય માત્ર છે-કાર્યરૂપ ઘટાદિ જેમ માટી જ છે-માટીથી જુદા નથી-માટીનું જે નામરૂપે આવિષ્કરણ છે અને આથી જ માટી જ તેમાં સાચી છે. તેમ આ જગતરૂપી કાર્ય એ પરમાત્મારૂપી કારણ જ છે. જગત નામરૂપ માત્ર છે. ઘટાદિ જેમ માટીથી જુદાં નથી-માટીમય છે-માટીની જ પૃથક્ અવસ્થા માત્ર છે- માટી સિવાયનું એ કશું નથી, તેમ જગત્ ઈશ્વરથી જુદું નથી. ઈશ્વરમય જ છે-ઈશ્વરની જ એ અચિન્ત્ય પૃથક્ ભાસતી અવસ્થા માત્ર છે-ઈશ્વર સિવાયનું તે કશું નથી! અર્થાત્ કારણ જ્ઞાન થતાં કાર્ય માત્રનું જ્ઞાન સ્વયમેવ થાય છે-કારણને જાણ્યા બાદ કાર્યને જુદું જાણવાપણું નથી! તેમ આ અનન્તકોટિ બ્રહ્માંડને જુદું જાણવાપણું રહેતું નથી! કેમકે કારણ જ કાર્યરૂપ

હોઇને ફક્ત નામે ભિન્ન છે. "આ ઘડો–અને આ માટી" એ વાક્યમાં ઘડો અને માટી, એ "આ ઘડો અને આ માટી." આ વાણીના આધાર માત્ર છે. બાકી ઘડો અને માટીમાં પણ કેવળ માટી જ તત્ત્વ છે, તેમ જગતના નામરૂપ કેવળ વાણીના આધારમાત્ર છે. જગત અને પરબ્રહ્મમાં પણ પરબ્રહ્મ જ સત્ય છે. એ પરબ્રહ્મના જ્ઞાનથી "અશ્રુત, અમત, અવિજ્ઞાત, અનુક્રમે, શ્રુત, મત, વિજ્ઞાત," થઇ જાય છે! આં તને એક દાખલો આપ્યો. પણ વિષય સૂક્ષ્મ હોઇને હે પુત્ર! તને બીજા બે ઉદાહરણો આપું છું. જેમ કારણરૂપ સોનાના પીંડને કે કારણરૂપ લોખંડના પિંડને જાણી લેતાં સોનાંના અસંખ્ય ઓજારો, માત્ર સોના કે લોખંડના ભિન્ન અવયવ વિન્યાસ માત્ર છે, તે તે દાગીના કે ઓજારમાં સોનું કે લોખંડ જ તત્ત્વ છે. બાકીનું બધું કેવળ વિકાર હોઇને ફક્ત નામમાત્ર છે–વાણીના વપરાશ માટે આધારમાત્ર છે–સોનું કે લોખંડ સિવાય તેમાં બીજુ કશું જ નથી, તેમ આ જગત અને પરમાત્માના વિષયમાં છે. પરમાત્મા જ તત્ત્વ છે. બાકીનું બધું પરમાત્માનો જ અચિંત્ય પ્રજ્ઞા વિન્યાસ માત્ર છે! પરમાત્મા સિવાયનું બીજું કશું તત્ત્વ નથી. જે કાંઇ દેખાય છે તે નામમાત્ર છે–વાણીનો આધારમાત્ર છે. પરમાત્મા જ સત્ય છે! આં છે તે આદેશ!" પિતાની આ વાણી સાંભળી પુત્રે કહ્યું કે. "હે ભગવન્! આપનો આદેશ તો આશ્ચર્યમય લાગે છે. મારા ગુરુદેવને આ વિદ્યા અણુજાણી જ હોવી જોઇએ. જો એ જાણીતી હોત તો તેઓ પણ મને જરૂર તે ઉપદેશત. તેઓ મને ન કહે એ સંભવ નથી. આથી હવે આપ જ મને એ વિદ્યા માટે દીક્ષિત કરો! હું પુત્ર હોઇને જ આપની પાસે આ રહસ્યમય વિદ્યા શીખવા માટે યોગ્ય છું. માટે કૃપા કરી મને આ વિદ્યા માટે ઉપનીત કરો!" પુત્રનો અહં પીગળી જતાં મહીમના પિતાને દયા આવી પુત્રનાં જીવનને ઉજાળવાને તેણે આ રહસ્યમય વિદ્યા તેને આપવાનું સ્વીકાર્યું. ॥ ૧–૭ ॥

## ॥ अथ द्वितीयः खण्डः ॥

**सदेव सोम्य इदम् अग्रे आसीत् एकं एव अद्वितीयं । तद्धैक आहुः असत् एव इदं अग्रे आसीत् एकं एव अद्वितीयं तस्मात् असतः सत् जायत ॥ १ ॥**

હે સૌમ્ય! આ બધું આરંભે કેવળ એક અને અદ્વિતીય સત્–સચ્ચિદાનંદ બ્રહ્મ જ હતું. તેમાં–એ બાબતમાં, કેટલાક પ્રસિદ્ધ વિચારકો એમ કહે છે કે આ બધું આરંભે કેવળ એક અને અદ્વિતીય અસદ્ જ–અભાવ જ હતું. અને તે અસતમાંથી આ સદ્–ભાવરૂપ જગત ઉત્પન્ન થયું. ॥ ૧ ॥

कुतः तु खलु सोम्य एवं स्यात् इति ह उवाच कथं असतः सत् जायेत इति सत् तु एव सोम्य इदं अग्र आसीत् एकं एव अद्वितीयं ॥ २ ॥

પરંતુ હે સોમ્ય! ખરે! એવું તે કેમ બની શકે? એમ ઉદ્દાલકે કહ્યું. અને કેવી રીતે અસત્‌માંથી સત્ જન્મે?–એમ કહ્યું. તેથી સોમ્ય! આ બધું આરંભમાં કેવળ એક અને અદ્વિતીય સત્ જ હતું. ॥ ૨ ॥

तत् ऐक्षत बहु स्यां प्रजायेय इति तत् तेजः असृजत तत् तेजः ऐक्षत बहु स्याम् प्रजायेय इति तत् अपः असृजत । तस्मात् यत्र क्व च शोचति स्वेदते वा पुरुषः तेजसः एव तत् हि आपः जायन्ते ॥ ३ ॥

તે સત્ બ્રહ્મે આ જોયું–વિચાર્યું–"હું બહુ થાઉં. હું પ્રજારૂપ થાઉં." તેણે તેજને–(ગરમીને) ઉપજાવ્યું. તે તેજે–તેજના અંતરાત્મારૂપ સત્ બ્રહ્મે વિચાર્યું–"હું બહુ થાઉં હું પ્રજારૂપ થાઉં." તેણે–તે તેજે જલને (દ્રવ પદાર્થને) સરજ્યું. આથી નિશ્ચય જે કોઈ ઠેકાણે પણ મનુષ્ય ગરમ થાય છે–તેને પરસીનો છૂટે છે! ત્યાં તેજથી ઉપર–પાણીથી જલ ઉપજે છે ॥ ૩ ॥

ता आपः ऐक्षन्त बह्व्यः स्याम प्रजायेमहि इति ता अन्नं असृजन्त तस्मात् यत्र क्व च वर्षति तद् एव भूयिष्ठं अन्नं भवति अद्भ्यः एव तद् अधि अन्नाद्यं जायते ॥४ ॥

તે જલે વિચાર્યું–હું બહુ થાઉં. હું પ્રજારૂપ થાઉં. તેણે અન્નને–નક્કર ચીજને–પૃથ્વીને ઉપજાવી. આથી જે કોઈપણ જગ્યાએ વરસાદ થાય છે ત્યાં જ નિશ્ચય પુષ્કળ અન્ન ઉપજે છે. નિઃસંદેહ ત્યાં જળની પછીથી જ અન્નાદ્ય–ખાવા યોગ્ય અન્ન ઉપજે છે. ॥ ૪ ॥

આમ આગલા ખંડમાં આત્મવિદ્યાની ભૂમિકા રચી. હવે તે વિદ્યાનું દાન શરુ કરતા ઋષિ કહે છે કે "હે પ્રિય! આ સૃષ્ટિ જન્મી તે પહેલાં આ બધું એક અને અદ્વિતીય સદ્રૂપ બ્રહ્મ જ હતું. અર્થાત્ આ છે સિદ્ધાન્ત! જગત જ્યારે નામ રૂપે વિસ્તર્યું ન હતું ત્યારે તે ન હતું એમ નહીં. પણ તે પરમાત્મા–સ્વરૂપ જ હતું. પરમાત્મા એ જગદ્બીજ છે. બીજમાં વૃક્ષ નથી હોતું–એમ નહીં. પણ ખૂબ સૂક્ષ્મ સ્વરૂપે–અવ્યક્ત સ્વરૂપે હોય છે, તેમ આ જગત્ બીજરૂપે પરમાત્મામાં ખૂબ જ સૂક્ષ્મ સ્વરૂપે હતું, કેમકે જે હોય છે તે જ હમેશા યોગ્ય પરિસ્થિતિમાં

પ્રકટ થાય છે! જે નથી હોતું તે કદી યોગ્ય પરિસ્થિતિમાં પણ પેદા થઈ શકતું નથી!" આમ સિદ્ધાન્તની વાત કરી પિતા આ સિદ્ધાન્તની સામે જે પૂર્વપક્ષ છે તે પૂર્વપક્ષને ઉપસ્થિત કરતાં કહે છે કે "હે પ્રિય! આ બાબતમાં કેટલાંક વિચારકોનો એવો મત છે કે આરંભમાં આ બધું એક અને અદ્વિતીય અસત્ જ હતું. અને અસત્માંથી સત્ થયું. આ સૃષ્ટિ પ્રકરણ જ એવું છે કે ભલાભલા બુદ્ધિમાનો પણ એની ઉત્પત્તિ સ્થિતિ લયની વાતમાં ગોથા ખાઈ જાય છે! આ દશ્યમાન જગત્ અસત્માંથી-શૂન્યમાંથી પેદા થાય છે. એવો બીજો મત છે." આમ બીજો મત રજૂ કરી ઋષિએ મતની યુક્તિ શૂન્યતા બતાવતાં પૂછે છે કે "હે પ્રિય! જો કે વિચારકોએ વિચાર કરીને આ મત રજૂ કર્યો છે, છતાં એ મત સાચો નથી! અસતમાંથી સત્ કેવી રીતે જન્મે? અભાવમાંથી ભાવ કેમ પેદા થાય? પત્થરમાં તેલ મૂળમાં જ જો નથી તો પછી પત્થરનાં પીલાણથી પણ તેલ કેમ મળે? જે મૂળમાં હોતું નથી તે કેમે કરીને પેદા થઈ શકતું નથી! આથી આરંભમાં આ બધું અસત હતું અને અસતમાંથી સત્ પેદા થાય છે એ વાત ગલત છે! આથી સતમાંથી જ સત્ પેદા થાય છે! એથી આ બધું કેવળ એક અને અદ્વિતીય સત્ હતું. એ મત જ યુક્તિયુક્ત છે. અનુભવ સમર્થિત છે.

આ સદ્બ્રહ્મે વિચાર્યું કે હું બહુ થાઉં! અર્થાત્ પરમાત્માએ વિચાર કર્યો કે મારામાં સમસ્ત બ્રહ્માંડ પડ્યું પાથર્યું અવ્યક્ત સ્વરૂપમાં જ છે જ. હવે હું એને વિસ્તારૂં. હું અનેક રૂપે પ્રકટું. આમ વિચારી તેણે તેજ પ્રકટાવ્યું તેજ પ્રકટાવ્યા બાદ તે તેજના અંતરાત્મા રૂપ સદ્બ્રહ્મે વળી વિચાર્યું "હું બહુ થાઉં. અનેક રૂપે છતો થાઉં." આમ વિચારી તેણે જળ સરજ્યું. ત્યારે જળના અંતરાત્મારૂપ સદ્બ્રહ્મે વિચાર્યું "હું એક છું, અનેક થાઉં." આમ વિચારી તેણે પૃથ્વી પ્રકટાવી-અર્થાત્ સદ્બ્રહ્મના ઇક્ષણથી, જ્ઞાન તપોમય વિચારથી તેજ, જલ અને પૃથ્વીરૂપ ત્રણ તત્ત્વો પ્રકટ થયાં! એ ત્રણે તત્ત્વોનું મૂળ આંતર સ્વરૂપ પરમાત્મા બ્રહ્મ જ છે. આથી તત્તેજઃ ઐક્ષત-વગેરે વાક્યો અર્થમય બને છે. તેજ વગેરે પદાર્થો તો જડ છે. તેમનામાં ઇક્ષણ સંભવતું નથી. પણ એ ઇક્ષણ તે તેમનામાં રહેલાં પેલાં બ્રહ્મનું ઇક્ષણ છે. એમ સમજવું ॥ ૧-૪ ॥

॥ इति द्वितीयः खण्डः ॥

## ॥ अथ तृतीयः खण्डः ॥

**तेषां खलु एषां भूतानां त्रीणि एव बीजानि भवन्ति अण्डजं जीवजं उद्भिज्जं इति ॥ १ ॥**

તે આ ચરાચર ભૂતોનાં અંડજ, જીવજ અને ઉદ્‌ભિજ્જ એવાં ત્રણું જ બીજો હોય છે. ॥ ૧ ॥

**सा इयं देवता ऐक्षत हन्त अहं इमाः तिस्रः देवता अनेन जीवेन आत्मना अनुप्रविश्य नामरूपे व्याकरवाणि इति ॥ २ ॥**

તે આ સત્‌રૂપી દેવતાએ વિચાર્યું—હવે હું આ (તેજ, જળ અને અન્નરૂપ) ત્રણે દેવતાઓમાં જીવરૂપી આત્મા વડે (જીવનશક્તિથી) પ્રવેશ કરીને, નામ તથા રૂપને અલગ અલગ કરું. ॥ ૨ ॥

**तासां त्रिवृतं त्रिवृतं एकैकां करवाणि इति सा इयं देवता इमाः तिस्रः देवता अनेन एव जीवेन आत्मना अनुप्रविश्य नामरूपे व्याकरोत् ॥ ३ ॥**

અને તે ત્રણે દેવતાઓમાંના દરેકને ત્રણગુણાં-ત્રણગુણાં કરું—એમ વિચારીને તે આ સત્‌રૂપી દેવતાએ ત્રણે દેવતાઓમાં જીવરૂપી આત્મા વડે પ્રવેશ કરીને નામ તથા રૂપને અલગ અલગ કર્યાં. ॥ ૩ ॥

**तासां त्रिवृतं त्रिवृतं एकैकां अकरोत् यथा तु खलु सोम्य इमाः तिस्रः देवताः त्रिवृत् त्रिवृत् एकैका भवति तत् मे विजानीहि इति ॥ ४ ॥**

તેમાંનાં દરેક દેવતાને તેણે ત્રણ ત્રણ ગણા કર્યાં. હવે હે સૌમ્ય! જે રીતે આ ત્રણે દેવતાઓમાંનો દરેક ત્રણ ત્રણ ગણો થયો છે તે મારી કનેથી તું જાણ. ॥ ૪ ॥

પરમાત્મા સૃષ્ટિના આરંભમાં એક અને અદ્વિતીય હતા. તેમનામાં સમસ્ત સૃષ્ટિને સર્જવાની અપ્રમેય તાકાત હતી. કોઈક ધન્ય પળે તે પરમાત્માએ ઈક્ષણ કર્યું. અને પરમાત્માના ઈક્ષણથી ત્રણ તત્ત્વો પ્રકટ થયાં. આટલી સિદ્ધાંતની વાત બીજા ખંડમાં પિતાએ પુત્રને જણાવી. હવે સૃષ્ટિ પ્રકરણને આગળ લંબાવતા કહે છે કે આ ચરાચર ભૂતોમાં ત્રણ જ બીજો છે. અર્થાત્ ત્રણ પ્રકારનાં જ પ્રાણીઓ છે. એક અંડજ, બીજા જીવજ અને ત્રીજા ઉદ્‌ભિજ્જ. પક્ષી, સર્પ

વગેરે પ્રાણીઓ ઇંડામાંથી જન્મતાં હોઇને અંડજ કહેવાય. મનુષ્ય, પશુ વગેરે જીવજ–ગર્ભમાંથી પ્રકટતાં હોઇને જીવજ કહેવાય. વૃક્ષ, લતા, ગુલ્માદિ પૃથ્વીને ભેદીને ઉપર આવતા હોઇને ઉદ્‌ભિજ્જ કહેવાય. અને આ ત્રણ પ્રકારમાં અનન્ત પ્રાણીઓનો સમાવેશ કરી શકાય એમ છે. આથી આ વિધાન છે.

હવે આ જરાયુજ, અંડજ અને ઉદ્‌ભિજ્જ સૃષ્ટિ કેવી રીતે પેદા થાય છે. અર્થાત્ તે તે નામરૂપમાં કેવી રીતે કર્માનુસાર પરમાત્માના જ અંશરૂપ જીવાત્માનો અનુપ્રવેશ થઇને આ સૃષ્ટિ છતી થાય છે તે બતાવવાનો ઋષિ આરંભ કરતાં કહે છે કે 'હે પ્રિય પુત્ર! પેલાં સદ્રૂપ દેવતાએ–પરમાત્માએ વિચાર્યું કે મારી આ ત્રણ–તેજ, જળ અને અન્ન–પૃથ્વીરૂપી, જે ત્રણ ઈશ્વરીય સૃષ્ટિ નિર્માણ શક્તિ છે–દેવતા છે, તે દેવતાઓમાં જીવરૂપી આત્મા થઇને પ્રવેશ કરું અને જીવરૂપે તેમાં પ્રવેશી તે તે નામરૂપે પ્રકટ થાઉં. અર્થાત્ જરાયુજ વગેરે જે જે દેહો છે, તે તે દેહોમાં તે તે નામ–રૂપે હું પ્રકટું. પણ તેમ કરવા માટે મારે જીવરૂપ થવું પડશે. તે તે દેહમાં તે તે જીવરૂપે પ્રવેશવા માટે પૂર્વસૃષ્ટિના કર્મો નિયામક છે. અર્થાત્ પંચમહાભૂતનાં બનેલાં ખોળીઆંઓમાં પરમાત્મા જ તે તે જીવરૂપે પૂર્વસૃષ્ટિના કર્માનુસાર પ્રવેશી આ નામરૂપને પ્રકટ કરે છે. નામરૂપનું વ્યાકરણ કરવાનો વિચાર કરી પરમાત્માએ તે નામરૂપના વ્યાકરણની સિદ્ધિ માટે તેજ વગેરે ત્રણે દેવતાઈ તાકાતમાંની પ્રત્યેકને ત્રણ ત્રણ ગણી કરવાનો સંકલ્પ સેવ્યો. અર્થાત્ દરેકના ત્રણ વિભાગો કર્યા. આ વિભાગ કર્યા પહેલાં તે પરમાત્મા, આ ત્રણે દૈવતમાં પહેલાં જીવરૂપે પ્રવેશીને, એ ત્રણ દેવતાના જ વિસ્તારરૂપ અનન્ત કોટિ ખોળીઆઓમાં તે તે નામરૂપે પ્રકટ થયા! અર્થાત્ પરમાત્મા જ, જીવરૂપે પ્રકટવા માટે, આ દેવતાઈ–પોતાની જ આ ત્રણ તેજાદિ મહાશક્તિઓને ત્રણ ત્રણ ભાગમાં વહેંચી–ત્રિવૃત્કરણ કરી, તે દ્વારા તે તે જીવના કર્માનુસાર ખોળીઆં પેદા કરે છે. અને તેમાં જીવરૂપે રહી ક્યાં તો સંસાર ભોગવે છે, ક્યાં તો શિવરસ ભોગવે છે! આટલું છે રહસ્ય. હવે આ ત્રણ સૃષ્ટિનિર્માણ શક્તિનું જેને ત્રિવૃત્કરણ કરે છે, તે કેવી રીતે થાય છે તે બતાવતાં ચોથા ખંડનો આરંભ કરશે. ॥ ૧–૪ ॥

॥ इति तृतीयः खण्डः ॥

## ॥ अथ चतुर्थः खण्डः ॥

**यत् अग्ने रोहितं रूपं तेजसः तत् रूपं यत् शुक्लं तत् अपां यत् कृष्णं तत् अन्नस्य अपागात् अग्नेः अग्नित्वं वाचारम्भणं विकारः नामधेयं त्रीणि रूपाणि इति एव सत्यम् ॥ १ ॥**

અગ્નિનો જે લાલ રંગ છે તે તેજનો રંગ છે, જે ધોળો છે તે જળનો છે, જે કાળો છે તે અન્ન-પૃથ્વીનો રંગ છે. અગ્નિમાંથી અગ્નિપણું ચાલી ગયું-અર્થાત્ આ ત્રણે રંગો સિવાય અગ્નિ કોઈ સ્વતંત્ર વસ્તુ ન રહી. ત્રણે રૂપોનાં કાર્યરૂપ અગ્નિ-વિકાર કેવળ નામ છે-વાણીનું આલંબન માત્ર છે ત્રણે રંગો-રૂપો એ જ નિશ્ચય સત્ય છે. ॥ ૧ ॥

**यत् आदित्यस्य रोहितं रूपं तेजसः तत् रूपं यत् शुक्लं तत् अपां यत् कृष्णं तद् अन्नस्य अपागात् आदित्यात् आदित्यत्वं वाचारम्भणं विकारः नामधेयं त्रीणि रूपाणि इति एव सत्यम् ॥२॥**

આદિત્યનું જે લાલ રૂપ છે તે રૂપ તેજનું છે. જે ધોળું તે જલનું, જે કાળું તે અન્નનું રૂપ છે. બસ આદિત્યમાંથી આદિત્યપણું ચાલી ગયું. અર્થાત્ આ ત્રણે રૂપો સિવાય આદિત્ય કોઈ સ્વતંત્ર વસ્તુ ન રહી, વિકાર કેવળ નામ છે. વાણીનું અવલંબન માત્ર છે. પેલાં ત્રણે રૂપો જ નિશ્ચય સત્ય છે. ॥ ૨ ॥

**यत् चन्द्रमसः रोहितं रूपं तेजसः तत् रूपं, यत् शुक्लं तत् अपां यत् कृष्णं तत् अन्नस्य, अपागात् चन्द्रात् चन्द्रत्वं वाचारम्भणं विकारः नामधेयं त्रीणि रूपाणि इति एव सत्यम् ॥ ३ ॥**

ચન્દ્રનું જે લાલ રૂપ છે તે તેજનું છે. જે ધોળું તે જળનું છે. જે કાળું તે અન્નનું રૂપ છે. ચન્દ્રમાંથી ચન્દ્રપણું ચાલી ગયું. વિકાર કેવળ નામ છે- વાણીનું અવલંબન માત્ર છે, ત્રણ રૂપો એ જ નિશ્ચય સત્ય છે. ॥ ૩ ॥

**यत् विद्युतः रोहितं रूपं तेजसः तत् रूपं यत् शुक्लं तत् अपां यत् कृष्णं तत् अन्नस्य अपागात् विद्युतः विद्युत्त्वं वाचारम्भणं विकारः नामधेयं त्रीणि रूपाणि इति एव सत्यम् ॥ ४ ॥**

વિજળીનું જે લાલ રૂપ છે તે તેજનું છે. જે ધોળું છે તે જલનું છે. જે કાળું છે તે અન્નનું છે. વિજળીમાંથી વિજળીપણું ચાલી ગયું. વિકાર કેવળ નામ છે-વાણીનું અવલંબન માત્ર છે. ત્રણ રૂપો જ નિશ્ચય સત્ય છે. ॥ ૪ ॥

**एतत् ह स्म वै तत् विद्वांस आहुः पूर्वे महाशाला महाश्रोत्रियाः न नः अद्य कश्चन अश्रुतं अमतं अविज्ञातं उदाहरिष्यति इति हि एभ्यः विदांचक्रुः ॥ ५ ॥**

તેઓ ત્રિવૃત્કરણને નિશ્ચય જાણતા હોઈને જ અતિપુરાણા પહેલા, મહા ગૃહસ્થો અને મહા વેદવેત્તાઓએ આ કહ્યું છે કે આજે અમોને કોઈપણ મનુષ્ય ન સાંભળેલી, ન સમજાયેલી, ન જાણેલી વસ્તુ ન બતાવશે. નિઃસન્દેહ તેમણે આ ત્રણ રૂપો દ્વારા જ આ બધું જાણ્યું ॥ ૫ ॥

यत् उ रोहितं इव अभूत् इति तेजसः तत् रूपं इति तत् विदांचक्रुः यत् उ शुक्लं इव अभूत् इति अपां रूपं इति तत्विदां चक्रुः यत् उ कृष्णं इव अभूत् इति अन्नस्य रूपं इति तत् विदांचक्रुः ॥६॥

જે કાંઈ પણ લાલ જેવું હતું તે તેજનું રૂપ છે એમ તેઓએ જાણ્યું. જે કાંઈપણ ધોળું જેવું હતું તે પાણીનું રૂપ છે એમ તેઓએ જાણ્યું. જે કાંઈપણ કાળું જેવું હતું તે અન્નનું રૂપ છે એમ તેઓએ જાણ્યું. ॥ ૬ ॥

यत् अविज्ञातं इव अभूत् इति एतासाम् एव देवतानां समास इति तत् विदांचक्रुः, यथा नु खलु सोम्य इमाः तिस्रः देवताः पुरुषं प्राप्य त्रिवृत् त्रिवृत् एकैका भवति तत् मे विजानीहि इति ॥७॥

અને જે કાંઈ ન જાણેલા જેવું હતું તે પણ નિશ્ચય આજ દેવતાઓનું મિશ્રિતરૂપ છે એમ તેઓએ જાણ્યું. હવે હે સૌમ્ય! જે રીતે આ ત્રણે દેવતાઓ પુરુષ શરીરને પામીને પ્રત્યેક ત્રિવિધ થાય છે તે તું મારી કનેથી જાણ. ॥ ૭ ॥

આગલા ખંડમાં સૃષ્ટિનાં પ્રત્યેક પદાર્થ મૂળમાં તેજ, જળ અને પૃથ્વીનો જ વિકાર માત્ર છે–ત્રિવૃતકરણ માત્ર છે એમ કહ્યું. હવે તે જ સિદ્ધાન્તને સ્પષ્ટ કરતાં કહે છે કે અગ્નિ, આદિત્ય, ચન્દ્ર અને વિજળીમાં જે લાલ, ધોળો અને કાળો રંગ છે તે અનુક્રમે તેજ, જળ અને અન્નનો જ રંગ છે. અગ્નિ, આદિત્ય, ચન્દ્ર અને વિજળી આ ત્રણ રૂપરંગ સિવાયની કોઈ ભિન્ન વસ્તુ નથી. આ તેજાદિનો રંગ સિવાય અગ્નિ વગેરે કોઈ સ્વતંત્ર ચીજ નથી! અર્થાત્ તેજ વગેરેનાં અગ્નિ વગેરે વિકાર માત્ર છે. અને વિકારમાત્ર કેવળ નામમાત્ર છે. વાણીનું અવલંબન માત્ર છે. વિકારમાં રહેલું જે કારણ તેજ સત્ય છે! અર્થાત્ તેજ, પાણી અને અન્ન એ ત્રણે રૂપો–આ ત્રણ દેવતા–આ ત્રણ દેવતામાં રહેલું પેલું સદ્રૂપ બ્રહ્મ જ સત્ય છે. અને અગ્નિ વગેરે તો ઉપલક્ષણ માત્ર છે. એનાથી ચરાચર જગત અહીં ઉદ્દિષ્ટ છે! અર્થાત્ આખું ચરાચર જગત્ તેજ વગેરેનો વિકારમાત્ર છે! અને એ વિકારમાં રહેલ પેલી દેવતા જ સત્ય છે! એક વખત સમસ્ત જગત આ ત્રણ દેવતાનો જ ગુણાકાર, ભાગાકાર, સરવાળો કે બાદબાકી છે એમ સમજાયા પછી કોઈને પણ કોઈ વસ્તુ અણજાણ ન રહી શકે. કેમકે તેમનું મૂળ તેટલું સમજાઈ ચૂક્યું છે! આમ પ્રત્યક્ષ અને અપ્રત્યક્ષ વસ્તુ માત્ર આ ત્રણ દેવોનું જ ત્રિવૃતકરણ છે! એ ત્રણ જ તે તે રૂપે પરિણત થઈને જગદ્રૂપે ફેલાયેલ છે. આ જ છે ત્રિવૃતકરણ. પહેલાથી તે સાતમા શ્લોક સુધી આ જ સિદ્ધાન્તનો પિતા પુત્ર કને ઉલ્લેખ કરે છે. ॥ ૧–૭ ॥

॥ इति चतुर्थः खण्डः ॥

## ॥ अथ पञ्चमः खण्डः ॥

**अन्नं अशितं त्रेधा विधीयते तस्य यः स्थविष्ठः धातुः तत् पुरीषं भवति यः मध्यमः तत् मांसं यः अणिष्ठः तत् मनः ॥ १ ॥**

ખાધેલું અન્ન ત્રણ રીતે વિભક્ત થાય છે તેનો જે અતિસ્થૂલ ભાગ છે તે મલ થાય છે. જે મધ્યમ ભાગ છે તે માંસ અને જે અતિસૂક્ષ્મ ભાગ છે તે મન થાય છે. ॥ ૧ ॥

**आपः पीताः त्रेधा विधीयन्ते तासां यः स्थविष्ठः धातुः तत् मूत्रं भवति यः मध्यमः तत् लोहितं यः अणीष्ठः स प्राणः ॥ २ ॥**

પીધેલું પાણી ત્રણ રીતે વિભક્ત થાય છે. તેનો જે અતિસ્થૂલ ભાગ છે તે મૂત્ર થાય છે. જે મધ્યમ ભાગ છે તે લોહી થાય છે. જે અતિ સૂક્ષ્મ ભાગ છે તે પ્રાણ થાય છે. ॥ ૨ ॥

**तेजः अशितं त्रेधा विधीयते तस्य यः स्थविष्ठः धातुः तत् अस्थि भवति यः मध्यमः स मज्जा यः अणीष्ठः सा वाक् ॥ ३ ॥**

ખાધેલું તેજ–ઘી તેલ વગેરેનો તેજો ભાગ, ત્રણ રીતે વિભક્ત થાય છે. તેનો જે અતિ સ્થૂલ ભાગ છે તે અસ્થિ–હાડકું થાય છે. જે મધ્યમ ભાગ છે તે મજ્જા થાય છે. જે અતિ સૂક્ષ્મ ભાગ છે તે વાણી થાય છે. ॥ ૩ ॥

**अन्नमयं हि सोम्य मनः आपोमयः प्राणः तेजोमयी वाक् इति भूय एव मा भगवान् विज्ञापयतु इति तथा सोम्य इति ह उवाच ॥ ४ ॥**

હે સોમ્ય! મન નિશ્ચય અન્નનો વિકાર છે. પ્રાણ જલનો વિકાર છે. અને વાણી તેજનો વિકાર છે એમ ઉદ્દાલકે કહ્યું. વળી પણ આપ પૂજ્ય મને સમજાવો–એમ શ્વેતકેતુએ કહ્યું! તથાસ્તુ હે સોમ્ય! એમ તે પ્રસિદ્ધ ઉદ્દાલકે કહ્યું. ॥ ૪ ॥

આમ બાહ્ય જગત્ એ ત્રણ દેવોનું ત્રિવૃત્તકરણ માત્ર છે. એમ કહી ચોથા ખંડના અંતે ઋષિએ કહ્યું કે, આ મનુષ્ય શરીર પણ આ ત્રણ દેવોની જ પેદાશ છે. મનુષ્ય દેહમાં આ ત્રણ દેવો કેવી રીતે રહે છે તે હવે બતાવે છે. માણસ જે અન્ન ખાય છે. તેનું ત્રણ પ્રકારે શરીરમાં વિભક્ત પરિણામ થાય છે. ખાધેલાં અન્નનો સ્થૂલ ભાગ–ઉચ્છિષ્ટ થયેલાં અન્નનો કચરો–તે મળરૂપ થઈ જાય છે. અને

તે બહાર નીકળી જાય છે. જે મધ્યમ વિભાગ છે તે માંસ થાય છે. અને જે અતિ સૂક્ષ્મ ભાગ છે મન થાય છે. અર્થાત્ અન્ન ત્રણ રીતે વર્તે છે. અન્નનો નિરુપયોગી વિભાગ મળરૂપે બહાર ચાલ્યો જાય છે. અન્નનો જ જે મધ્યમ–ઓછું સૂક્ષ્મ તત્ત્વ છે તે માંસરૂપે પરિણમે છે. અને અન્નની જે સૂક્ષ્મ તાકાત છે તે મનરૂપે થાય છે. આમ અન્નનું ત્રિવૃત્તકરણ શરીરમાં થાય છે. તે જ મુજબ જળનું પણ ત્રણ વિભાગે વિભક્ત પરિણામ થાય છે. તેનો સ્થૂળ વિભાગ મૂત્રરૂપે થાય છે. અને સૂક્ષ્મતમ વિભાગ પ્રાણરૂપે થાય છે. તે જ મુજબ ઘી, તેલ વગેરે પદાર્થો દ્વારા ખવાયેલ તેજના પણ ત્રણ પરિણામો થાય છે. તેજનો સ્થૂળ ભાગ હાડકાંરૂપે, મધ્યમવિભાગ મજ્જારૂપે અને સૂક્ષ્મ વિભાગ વાણીરૂપે થાય છે. અર્થાત્ આ ત્રણે દેવતા ત્રણત્રણ રૂપે વર્તી આ દેહને ટકાવે છે.

અન્નઃ–મળ, માંસ, મનરૂપે, જળઃ–મૂત્ર, લોહી, પ્રાણરૂપે, તેજઃ–અસ્થિ, મજ્જા, વાણી રૂપે.

આમ આ ત્રણ દેવતાના ત્રણ સ્થૂલ સૂક્ષ્મ અને સૂક્ષ્મતમ પરિણામરૂપી આ દેહ છે. તેમાં પણ જેમ જેમ સૂક્ષ્મ તત્ત્વ તેમ તેમ તે વધારે બળવાન અને વધારે સ્થાયી. આથી જ ઋષિ કહે છે કે આ ત્રણમાં પણ એ ત્રણેનાં જે સૂક્ષ્મતમ પરીણામો છે તે મૂળમાં તે તે દેવતાની જ સૂક્ષ્મ શક્તિ છે. પિતા, પુત્રને કહે છે કે, હે સોમ્ય ! મન અન્નમય છે. પ્રાણ આપોમય છે. વાક તેજોમયી છે ! આમ અપનાવ્યા પછી પણ પુત્રની જીજ્ઞાસા અતૃપ્ત રહેતાં, વળી તેને આ જ વાત વધારે સ્પષ્ટતાથી સમજાવવા છઠ્ઠા ખંડનો પ્રારંભ કરે છે. ॥ ૧–૫ ॥

॥ इति पञ्चमः खण्डः ॥

---

## ॥ अथ षष्ठः खण्डः ॥

दध्नः सोम्य मथ्यमानस्य यः अणिमा स ऊर्ध्वः समुदीषति तत् सर्पिः भवति ॥ १ ॥

*હે સોમ્ય ! વલોવાતાં દહીંનો જે અતિસૂક્ષ્મ ભાગ તે ઉપર તરી આવે છે તે ઘી થાય છે. ૧ ॥*

एवं एव खलु सोम्य अन्नस्य अद्यमानस्य यः अणिमा स ऊर्ध्वः समुदीषति तत् मनः भवति ॥ २ ॥

એ જ રીતે હે સોમ્ય! નિશ્ચય ખવાયેલાં અન્નનો જે અતિ સૂક્ષ્મ ભાગ તે ઉપર તરી આવે છે તે મન થાય છે. ૨

**अपां सोम्य पीयमानानां यः अणीमा स ऊर्ध्वः समुदीपति स प्राणः भवति ॥ ३ ॥**

પીવાતાં પાણીનો હે સોમ્ય! જે અતિ સૂક્ષ્મ ભાગ તે ઉપર તરી આવે છે તે પ્રાણ થાય છે. ॥ ૩ ॥

**तेजसः सोम्य अश्यमानस्य यः अणीमा स ऊर्ध्वः समुदीपति सा वाक् भवति ॥ ४ ॥**

હે સોમ્ય! ખવાતાં તેજનો જે અતિ સૂક્ષ્મ ભાગ તે ઉપર તરી આવે છે તે વાણી થાય છે. ॥ ૪ ॥

**अन्नमयं हि सोम्य मनः आपोमयः प्राणः तेजोमयी वाक् इति भूय एव मा भगवान् विज्ञापयतु इति तथा सोम्य इति ह उवाच ॥५॥**

હે સોમ્ય! મન અન્નનો વિકાર છે. પ્રાણ પાણીનો વિકાર છે. વાણી તેજનો વિકાર છે–એમ પિતાએ કહ્યું. વળી પણ આપ પૂજ્ય મને સમજાવો એમ પુત્રે કહ્યું. હે સોમ્ય! તથાસ્તુ–એમ પિતાએ કહ્યું ॥ ૫ ॥

વલોવાયેલા દહીંનો સૂક્ષ્મતમ ભાગ તે જેમ ઘીરૂપે થાય છે. ઘીથી આગળ તે જઈ શકતું નથી તેમ ખાધેલાં અન્નનો, જળનો અને તેજનો જે સૂક્ષ્મતમ ભાગ છે–તે જ, મન, પ્રાણ અને વાણી રૂપે વર્તે છે. અર્થાત્ અન્ન, જળ અને તેજની રૂપાંતરીત શક્તિ તે મન–પ્રાણ અને વાણી છે. અને આથી જ મન પ્રાણ અને વાણી એ અન્નમય, જળમય અને તેજોમય છે! પણ વધુ સ્પષ્ટતાથી જાણવા માટે પુત્ર વિનંતિ કરે છે. અને પિતા આગળ ચાલે છે. ॥ ૧–૫ ॥

॥ इति षष्ठः खण्डः ॥

---

## ॥ अथ सप्तमः खण्डः ॥

**षोडशकलः सोम्य पुरुषः पञ्चदशाहानि माऽशीः काममपः पिबापोमयः प्राणः न पिबतो विच्छेत्स्यत इति ॥ १ ॥**

હે સોમ્ય! સોલ કલાવાળો છે પુરુષ–પુરુષનો દેહ! તું પંદર દિવસ ન ખા. અને પેટપૂર પાણી તરસ્યું પી. પ્રાણ જલમય છે. તેથી જલ પીતાં એવો તારો એ પ્રાણ વિચ્છિન્ન ન થશે એમ ઉદ્દાલકે કહ્યું. ॥ ૧ ॥

स ह पञ्चदशाहानि नाऽऽशाथ हैनमुपससाद किं ब्रवीमि भो इत्यृचः सोम्य यजूंषि सामानीति स होवाच न वै मा प्रतिभान्ति भो इति ॥ २ ॥

તે શ્વેતકેતુએ પંદર દિવસ ન ખાધું. ત્યાર બાદ એની ઉદ્દાલકની પાસે આવ્યો અને કહ્યું–હે પિતા! હું શું બોલું? ત્યારે પિતાએ કહ્યું–હે બેટા! ઋચા મન્ત્રો કે યજુ મન્ત્રો કે સામ મન્ત્રો બોલ. તે નિશ્ચય બોલ્યો–હે પિતાજી! નિઃસન્દેહ તે મન્ત્રો અને અત્યારે સૂઝતા નથી! ॥ ૨ ॥

तं ह उवाच यथा सोम्य महतः अभ्याहितस्य एकः अङ्गारः खद्योतमात्रः परिशिष्टः स्यात् तेन ततः अपि न बहु दहेत् एवं सोम्य ते षोडशानां कलानां एका कला अतिशिष्टा स्यात् तया एतर्हि वेदाननुभवस्यशानाथ मे विज्ञास्यसि इति ॥ ३ ॥

ત્યારે તેને–શ્વેતકેતુને–તેના પ્રસિદ્ધ પિતાએ કહ્યું–હે સોમ્ય! જેમ વૃદ્ધિ પામેલા મહાન અગ્નિનો એક અંગારો આગીઆ જેટલો બચ્યો હોય તો તે જેમ પોતાની મોટા પરિમાણની વસ્તુને ન બાળી શકે એ જ રીતે હે સોમ્ય! તારી સોળ કલાઓમાંથી એક જ કલા બચી છે તેથી તે એક કલાથી અત્યારે તું વેદોને યાદ કરી શકતો નથી! તું ખા. અને ત્યારે (ખાધા બાદ) મારા કહેલાંને સમજી શકીશ. એમ ઉદ્દાલકે કહ્યું. ॥ ૩ ॥

स हाशाथ ह एनम् उपससाद तं ह यत् किंच पप्रच्छ सर्वं ह प्रतिपेदे ॥ ४ ॥

ત્યાર બાદ તેણે નિશ્ચય ખાધું. ત્યાર બાદ તે પ્રસિદ્ધ પિતા પાસે પહોંચ્યો. તે વખતે તેને જે કાંઈ પણ પૂછ્યું તે બધું જ તેણે–શ્વેતકેતુએ જાણ્યું. જાણીને કહ્યું. ॥૪॥

तं ह उवाच यथा सोम्य महतः अभ्याहितस्य एकं अङ्गारं खद्योतमात्रं परिशिष्टं तं तृणैः उपसमाधाय प्राज्वलयेत् तेन ततः अपि बहु दहेत् ॥ ५ ॥

તેને પ્રસિદ્ધ પિતા ઉદ્દાલકે કહ્યું–હે સોમ્ય! જેમ વૃદ્ધિ પામેલા મહાન અગ્નિનો આગિઓ જેવડો એક તણખો બાકી રહેલો હોય તેને ચોમેર ઘાસ ખડકીને સળગાવે તો તેથી તે પોતાનાથી પણ વધારે મોટી ચીજને સળગાવી શકે. ॥ ૫ ॥

एवं सोम्य ते षोडशानां कलानां एका कला अतिशिष्टा अभूत् सा अन्नेन उपसमाहिता प्राज्वली तयैतर्हि वेदाननुभवस्यन्नमयं हि सोम्य मन आपोमयः प्राणः तेजोमयी वाक् इति तत् ह अस्य विजज्ञौ इति विजज्ञौ इति ॥ ६ ॥

એમ હે સૌમ્ય! તારી સોળ કલાઓમાંથી એક કલા બાકી રહી હતી. તે અન્નથી વૃદ્ધિંગત થઈને પ્રજ્વલિત થઈ છે એથી તે એક કલાથી તું અત્યારે વેદોને સ્મરી શકે છે. હે સૌમ્ય! મન અન્નમય છે. પ્રાણ જલમય છે. વાક્ તેજોમય છે. એમ ઉદ્દાલકે કહ્યું. તેને નિઃસન્દેહ એના વચનથી શ્વેતકેતુએ જાણ્યું. ૬

અનાદિની જ રૂપાંતરીત શક્તિ તે મન વગેરે છે. એ સિદ્ધ કરવાને હવે ઋષિ એક પ્રત્યક્ષ દાખલો જ દીકરા સમક્ષ રજૂ કરે છે. ઋષિ કહે છે કે હે સૌમ્ય! આ પુરૂષદેહ સોળ કળાવાળો છે. એ અન્નમય છે. એ જો તારે પ્રત્યક્ષ કરવું હોય તો આજથી પંદર દિવસ તું અન્નનો ત્યાગ કર ઉપવાસ કર. ફક્ત પાણી તું પીજે. કેમકે પાણીમય પ્રાણ છે. આથી તારો પ્રાણ ટકી રહેશે. દીકરાએ તેમ કર્યું. પંદર દિવસ બાદ અશક્ત થઇ ગયેલો શ્વેતકેતુને પિતાએ પૂછ્યું કાઇપણ વેદનો એકાદ મંત્ર બોલ. શ્વેતકેતુએ જવાબ વાળ્યો-બાપુ! મને કશું સૂઝતું નથી! તેનું મન લગભગ મરી ગયું હતું. અને મનની મરણતોલ અવસ્થામાં સ્મૃતિ ક્યાંથી ઉપજે? એને યાદ કેમ નથી આવતું તે ઋષિ આગીઆનું દ્રષ્ટાન્ત આપી સ્પષ્ટ કરે છે. અગ્નિનો આગીઆ જેવો અંગારો જેમ પોતાના કરતાં મોટા પરિમાણવાળી વસ્તુને સળગાવી શકતો નથી તેમ સોળ કળામાંથી એક જ કળા પ્રાણ તેટલી કળા-બાકી રહેલી હોઇને પોતાનાં કરતાં સંખ્યામાં વધારે એવી બીજી પંદર કળાને એ એક કળા ચેતવી શકતી નથી! આજ કારણે તને વેદ વગેરે અત્યારે કશું સૂઝતું નથી! માટે તું હવે પારણું કર. પારણું કર્યાં બાદ તેનાં દેહમાં વળી કૌવત આવ્યું. તેને હવે સૂઝવા લાગ્યું. આમ અન્નના ભાવાભાવમાં મનનો ભાવાભાવ બતાવી મન અન્નમય છે, પ્રાણ આપોમય છે અને વાક તેજોમય છે. એ જ ઋષિ સિદ્ધ કરે છે. અને હવે પુત્રને એ વાતમાં સંશય રહેતો નથી. ॥ ૧-૬ ॥

॥ इति सप्तमः खण्डः ॥

---

## ॥ अथ अष्टमः खण्डः ॥

उद्दालको ह आरुणीः श्वेतकेतुं पुत्रं उवाच स्वप्नान्तं मे सोम्य विजानीहि इति यत्र एतत् पुरुषः स्वपिति नाम सता सोम्य तदा संपन्नो भवति स्वं अपीतः भवति तस्मात् एनं स्वप् इति आचक्षते स्वं हि अपीतो भवति ॥ १ ॥

પ્રસિદ્ધ અરુણના પુત્ર ઉદ્દાલકે પોતાના પુત્ર શ્વેતકેતુને એમ કહ્યુઃ હે પ્રિયદર્શન! તું મારી પાસેથી સુષુપ્તિ અવસ્થાને જાણ-સમજ. જે કાળમાં આ મનુષ્ય "સ્વપિતિ" (સૂતો છે) નામથી સંબોધાય છે તે કાળમાં હે સૌમ્ય! સંતની સાથે મળેલો તે હોય છે. "સ્વ" માં પોતાના વાસ્તવરૂપ સદ્બ્રહ્મમાં, લીન થાય છે. તેથી એને "સ્વપિતિ" એમ કહે છે. કેમકે તે સ્વમાં લીન થયેલો હોય છે. ॥ ૧ ॥

स यथा शकुनिः सूत्रेण प्रबद्धो दिशं दिशं पतित्वा अन्यत्र आयतनं अलब्ध्वा बन्धनं एव उपश्रयत एवं एव खलु सोम्य तन्मनः दिशं दिशं पतित्वा अन्यत्र आयतनं अलब्ध्वा प्राणं एव उपश्रयते प्राणबन्धनं हि सोम्य मन इति ॥ २ ॥

તે જેમ દોરાથી દૃઢપણે બંધાયેલું પક્ષી દિશા દિશાએ ઉડીને, બીજે ક્યાંયે આશ્રય ન મેળવતાં, બન્ધનનો જ આશ્રય લે છે તેમ વિજ્ઞાનમય પુરુષ, દિશા દિશાએ ઉડીને બીજે ક્યાંયે આશ્રય ન મળતાં પ્રાણ-પરબ્રહ્મનો જ આશ્રય લે છે કેમકે આ મન હે સૌમ્ય! પ્રાણથી બંધાયેલું છે. ॥ ૨ ॥

अशनापिपासे मे सोम्य विजानीहि इति यत्र एतत् पुरुषः अशिशिषति नाम एव तत् अशितं नयन्ते तत् यथा गोनायोऽश्वनायः पुरुषनायः इति एवं तत् अप आचक्षते अशनाय इति तत्र एतत् शुंगं उत्पतितं सोम्य विजानीहि न इदम् अमूलं भविष्यति इति ॥ ३ ॥

હવે હે સૌમ્ય! ભૂખ અને તરસને તું મારી પાસેથી જાણ. જ્યારે આ પુરુષ "અશિશિષતિ"-ખાવા ચાહે છે, એ નામે કહેવાય છે ત્યારે એનો અર્થ એ છે કે જલ નિશ્ચય તે ખાધેલાં અન્નને લઈ ગયું છે. તે જેમ ગાયને લઈ જનારને "ગોનાય" ઘોડાને લઈ જનારને "અશ્વનાય" અને મનુષ્યને લઈ જનારને "પુરુષનાય" એમ કહે છે તેમ તે ખાધેલાં અન્નને લઈ જનાર જલને "અશનાયા" એમ કહે છે. તે અન્ન ચાલી જતાં એટલે કે પાણી દ્વારા પચી જઈને રસ, રુધિર, મજ્જા, હાડકાં રૂપે ચાલી જતાં આ શુંગ-શરીર રૂપી અંકુર ઉત્પન્ન થયેલું જાણ. હે સૌમ્ય! તે વિના મૂળ અકારણ તો ન જ થયું હશે! એમ ઉદ્દાલકે કહ્યું. ॥ ૩ ॥

तस्य क्व मूलं स्यात् अन्यत्र अन्नाद् एवं एव खलु सोम्य अन्नेन शुंगेन अपोमूलं अन्विच्छद्भिः सोम्य शुंगेन तेजोमूलम् अन्विच्छ तेजसा सोम्य शुंगेन सन्मूलं अन्विच्छ सन्मूलाः सोम्येमाः सर्वाः प्रजाः सद् आयतनाः सत् प्रतिष्ठाः ॥ ४ ॥

તેનું=શરીરરૂપી અંકુર=કાર્યનું મૂળ=કારણ સિવાય કે અન્ન બીજે ક્યાં હોય? એમ જ હે સોમ્ય! નિશ્ચય અન્નરૂપ અંકુરથી તેના મૂળ જલને જાણ-શોધ. જલરૂપ શુંગ=અંકુરથી હે સોમ્ય! તેના મૂળ સત્=બ્રહ્મને તું જાણ. બસ. સદ્રૂપી મૂળવાળી છે આરંભમાં, સત્‌ના આશ્રયવાળી છે સ્થિતિ કાળમાં, અને સત્‌માં પ્રતિષ્ઠાવાળી છે પ્રલયકાળમાં. આ બધી પ્રજાઓ હે સોમ્ય!

**अथ यत्रैतत् पुरुषः पिपासति नाम तेज एव तत् पीतं नयते तत् यथा गोनायः अश्वनायः पुरुषनायः इति एवं तत् तेजः आचष्ट उदन्येति तत्र एतद् एव शुंगं उत्पतितं सोम्य विजानीहि न इदं अमूलं भविष्यति इति ॥ ५ ॥**

હવે જ્યારે આ પુરુષ પિપાસતિ=(પીવા ચાહે છે) એ નામે સંબોધાય છે, તેનો અર્થ એ છે કે તેજ નિશ્ચય તેના પીધેલાં પાણીને લઈ ગયું છે. તે જેમ ગોનાય-અશ્વનાય-પુરુષનાય એમ કહે છે તેમ તે પીધેલાં જળને લઈ જનારાં તેજને ઉદન્યા (તરસ) એમ કહે છે. તે પીધેલું જળ તેજ દ્વારા જીર્ણ થઈ રુધિર આદિ રૂપે ચાલી જતાં, નિશ્ચય આ શરીરરૂપ અંકુર ઉત્પન્ન થયું છે-એમ હે સોમ્ય! જાણ. એ વિના કારણે તો થયું ન જ હશે એમ ઉદ્દાલકે કહ્યું ॥ ૫ ॥

**तस्य क्व मूलं स्यात् अन्यत्र अद्भ्यः अद्भिः सोम्य शुङ्गेन तेजोमूलं अन्विच्छ तेजसा सोम्य शुंगेन सन्मूलं अन्विच्छ सन्मूलाः सोम्येमाः सर्वाः प्रजाः सदायतनाः सत्प्रतिष्ठा यथा तु खलु सोम्य इमाः तिस्रः देवताः पुरुषं प्राप्य त्रिवृत् त्रिवृत् एकैका भवति तद् उक्तं पुरस्तात् एव भवति अस्य सोम्य पुरुषस्य प्रयतः वाक् मनसि संपद्यते मनः प्राणे प्राणः तेजसि तेजः परस्यां देवतायाम् ॥ ६ ॥**

· તે શરીર રૂપી શુંગ-અંકુરનું મૂળ સિવાય કે જલ બીજે ક્યાં હોય? હે સોમ્ય! જલરૂપ શુંગથી તેના મૂળ તેજને જાણ તેજરૂપી શુંગથી તેના મૂળ સદ્બ્રહ્મને હે સોમ્ય! જાણ. બસ. સત્‌રૂપી મૂળવાળી, સત્‌રૂપી સ્થિતિવાળી અને સત્‌રૂપી પ્રતિષ્ઠાવાળી આ બધી પ્રજાઓ છે. હે સોમ્ય! અને જેમ હે સોમ્ય! આ ત્રણે દેવતાઓ પુરુષને પ્રાપ્ત કરીને એક એક ત્રણ પ્રકારની થાય છે એ તો મેં તને પહેલાં જ કહ્યું છે! હે સોમ્ય! મરી જતા આ પુરુષની વાણી મનમાં લીન થાય છે. મન પ્રાણમાં, પ્રાણ તેજમાં (ઉદાનમાં) અને તેજ પરદેવતામાં-સદ્બ્રહ્મમાં લીન થાય છે. ॥ ૬ ॥

**स य एषः अणिमा एतत् आत्म्यं इदं सर्वं तत् सत्यं स आत्मा तत् त्वमसि श्वेतकेतो इति भूय एव मा भगवान् विज्ञापयतु इति तथा सोम्य इति ह उवाच ॥ ७ ॥**

તે આ જે સત્ તે અતિ સૂક્ષ્મ છે. તેના જ વડે આત્માવાળું છે આ બધું તે સત્ય-અવિનાશી છે. તે આત્મા છે. હે શ્વેતકેતુ! તે આત્મા તું છે એમ ઉદ્દાલકે કહ્યું. ફરીથી પણ મને ભગવાન્ સમજાવો એમ શ્વેતકેતુએ કહ્યું. તથાસ્તુ હે સોમ્ય! એમ પ્રસિદ્ધ પિતા ઉદ્દાલકે કહ્યું ॥ ૭ ॥

આમ પિતાએ પુત્રને ત્રિવૃત્તકરણ ઉપદેશી વિકાર એ સત્ય નથી પણ વિકારનું કારણ એ જ પરમ સત્ય છે. એમ બતાવ્યું. હવે આગળ સુષુપ્તિ અવસ્થાને લગતું જ્ઞાન આપવા પ્રવૃત્ત થાય છે. પિતા કહે છે કે હે પ્રિયદર્શન! તું મારી કનેથી " स्वप्नान्त "=સ્વપ્નાનો જ્યાં અંત છે તે સુષુપ્તિ અવસ્થાને જાણ! સુષુપ્તિ અવસ્થા એ સ્વપ્ન અને જાગૃતનું કારણ છે. અર્થાત્ કારણને જાણવાથી કાર્યનું જ્ઞાન સ્વયમેવ થાય છે એ તો આ પ્રકરણની મૂળભૂત વાત છે. તો જે સુષુપ્તિ અવસ્થાથી આત્મા પર છે—અસ્પૃષ્ટ છે એમ સાધક જાણે તો બાકીની બે અવસ્થાથી તે પર છે એ એની મેળે જાણી શકાય! અને આત્મા અવસ્થાત્રયથી પર છે—અસ્પૃષ્ટ છે—તે ત્રણેનો કેવળ સાક્ષી છે—મૂળમાં પરમાત્માનું જ સ્વરૂપ છે એ જ્ઞાન વિવેક પ્રકરણમાં ખૂબ જ અગત્યનું છે. આથી ઋષિ કહે છે કે હે બેટા! તું સુષુપ્ત અવસ્થામાં રહેલાં પુરુષને લગતું જ્ઞાન મારી કનેથી સમજ. જ્યારે આત્માને ગાઢ ઊંઘની અવસ્થા હોય છે, ત્યારે તેને=આત્માને " स्वपिति " એ નામે કહેવામાં આવે છે! આ સ્વપિતિ=સુષુપ્તિની અવસ્થાને પામેલો આત્મા, તે વખતે ક્યાં જઈને ઠરે છે! ઉંઘમાં બધાંય પ્રાણીઓ તે તે દેહમાં રહ્યાં છતાં ક્યાંક ઊંડાણમાં સરકી પડે છે! આપણા સૌનો એ અનુભવ છે! તો આ આત્મા ઉંઘમાં ક્યાં સરકી પડે છે? ઋષિ કહે છે તે વખતે ઉંઘમાં આત્મા સતની સાથે મળેલો હોય છે. અર્થાત્ સત્ એટલે પરમાત્મા. ઉંઘમાં જીવાત્મા પરમાત્માને મળેલો હોય છે. એટલે કે પરમાત્માના સ્વરૂપમાં લીન થયેલ હોય છે. આ છે ભેદગર્ભ અભેદાનુભવ! આત્મા પોતાના મૂળરૂપમાં લીન થયેલ હોય છે. અને આત્માનું મૂળરૂપ તે પરમાત્મા જ છે! પોતાના વાસ્તવરૂપમાં એ લીન થયેલ હોઇને એને સ્વપિતિ એમ કહેવામાં આવે છે! આ ઉંઘમાં રહેલ આત્મા હંમેશને માટે પરમાત્મામાં લીન થતો નથી. કેમકે તે હજી અજ્ઞાનથી ચીકણો છે! આથી જ્યાં સુધી અજ્ઞાન જીવતું હોય ત્યાં સુધી રોજ પરમાત્માના ખોળામાં જીવ ઉંઘમાં જઈ આવે છે છતાં તે ત્યાંથી રોજસવારે પાછો શુદ્ધ થવા જાગતમાં આવે છે. આ જ વાતને દૃષ્ટાન્ત દ્વારા ઋષિપુત્ર સમક્ષ મૂકે છે. જેમ દોરાથી બંધાયેલું પક્ષી દશે દિશામાં ભમી ભમીને, થાકીને પાછું, ક્યાંયે આશ્રય ન મળતાં બંધનનો જ આશ્રય લે છે તેમ આ વિજ્ઞાનમય આત્મા=મન, પ્રાણથી બંધાયેલ હોઇને દશે દિશાઓમાં

સ્થાવર જંગમ જગતના ભોગ્ય પદાર્થોમાં વિચરી વિચરીને-થાકીને ઉંઘમાં તે પ્રાણનો જ આશરો લે છે. અહીં મન એટલે વિજ્ઞાનમય પુરુષ. પ્રાણ એટલે પરમાત્મા-સદ્‌બ્રહ્મ. અર્થાત્ પરમાત્મા જ આત્માનો એક આધાર છે. એક આશ્રય છે!

વિજ્ઞાનમય પુરુષ પ્રાણબન્ધનવાળો છે. અર્થાત્ જ્યાં સુધી આત્માને વિજ્ઞાનનો એટલે કે બુદ્ધિનો સહેજે સંસ્પર્શ રહે છે. ત્યાં સુધી તે પરબ્રહ્મસ્વરૂપનિષ્ઠ થતો નથી! આ છે તત્ત્વજ્ઞાન. હવે આ શરીરની ઉત્પત્તિ નિષ્કારણ નથી. પણ સકારણ છે, એમ સિદ્ધ કરતાં સૌનું એક કારણ કહ્યું છે તે ક્રમશઃ પિતા પુત્રને બતાવવાનો આરંભ કરે છે પિતા કહે છે કે હે બેટા! તું મારી પાસેથી ભૂખ અને તરસનું તત્ત્વજ્ઞાન સમજી લે. શરીરસ્થ આત્મા જ્યારે ભૂખ્યો થાય છે. ત્યારે તેને "આશિશિષતિ" નામે ઓળખવામાં આવે છે. આનું આવું નામ કેમ પડ્યું તે બતાવતાં કહે છે, જેમ ગાય વગેરેને દોરી જનારને ગોનાય વગેરે કહેવાય છે, તેમ ખાધેલા અન્નને દોરી જનારને અશનાય કહેવામાં આવે છે. આ અશનાય તે જળ છે. કેમકે જળ-પાણી જ ખાધેલાં અન્નને લઇ જાય છે-અન્નરસ-રુધિર, મજ્જા અસ્થિરૂપે પરિણત કરે છે. આથી ખાધેલાં અને પાણી દ્વારા વીર્ય પર્યન્ત પરિણત થયેલા અન્ન દ્વારા જ આ શરીરરૂપી અંકુર ફૂટે છે. અર્થાત્ અન્નજળ એ આ શરીરનું કારણ છે. અર્થાત્ શરીરરૂપી અંકુર અન્નરૂપી અંકુરથી અને અન્નરૂપી અંકુર જળરૂપી અંકુરથી અને જળરૂપી અંકુર તેજરૂપી અંકુરમાંથી પેદા થાય છે. અર્થાત્ આબ્રહ્મસ્તમ્બાન્ત શરીરો અન્ન, જળ અને તેજરૂપી ત્રણ મૂળવાળાં છે. અર્થાત્ શરૂઆતમાં કહ્યું તેમ આ ત્રણ દેવતનો જ વિવિધ વિસ્તાર તે સૃષ્ટિ છે. અન્નનું જળ અને જળનું તેજ અંકુર-કારણ અહીં સિદ્ધ થયું. તો તે તેજનું વળી કારણ શોધવું રહ્યું. ઋષિ કહે છે તેજનું મૂળ સદ્‌બ્રહ્મ છે-પરમાત્મા છે. બસ. પરમાત્મામાં કાર્યકારણની પરંપરા વિરમે છે. બસ. આ સમસ્ત બ્રહ્માંડની અનન્ત પ્રજા આરંભમાં, મધ્યમાં અને અન્તમાં અનુક્રમે આ સદ્‌બ્રહ્મરૂપી મૂળવાળી, આશ્રયવાળી અને પ્રતિષ્ઠાવાળી છે. બીજા શબ્દોમાં કહીએ તો આ સમસ્ત સૃષ્ટિ પરમાત્મામાંથી ઉપજી છે, પરમાત્મામાં રહેલી છે અને અંતે પરમાત્મામાં લીન થાય છે. એટલે કે પરમાત્મા જ સૃષ્ટિનું એક અને અભિન્ન નિમિત્તોપાદાન કારણ છે.

આમ અન્નને ખાવા ઇચ્છનાર પુરુષને જેમ અશિશિષતિ કહેવામાં આવે છે અને જળને અશનાય કહેવામાં આવે છે. તેમ પાણી પીવા ઇચ્છનાર પુરુષને "પિપાસતિ" નામે ઓળખાવામાં આવે છે. અને પીધેલા પાણીને પરિપાક ક્રમમાં

પરિણત કરનાર તેજને "ઉદન્યા" કહેવામાં આવે છે. આટલું કરી જેમ શરીરરૂપી અંકુરનું કારણ પહેલાં અન્ન બતાવ્યું તેમ હવે અન્નનું કારણ જળ હોવાથી શરીરનું કારણ પણ જળ જ છે, એમ સિદ્ધ કરી તેનું પણ કારણ તેજ છે, એમ દર્શાવી અન્ન, જળ, તેજ ત્રણેયના કારણ તરીકે સદ્બ્રહ્મને નિશ્ચિત કરે છે. અર્થાત્ પરબ્રહ્મ પરમાત્મા જ આ સૃષ્ટિનું કારણ છે એ મધ્યવર્તી વિચાર છે. ઉત્પત્તિક્રમે જેમ સદ્બ્રહ્મ કારણ કરે છે, તેમ લયક્રમે પણ સદ્બ્રહ્મ કારણ તરીકે જ હરે છે. કેમકે જેનાથી જેની ઉત્પત્તિ તેમાં જ તેનો લય થાય છે. એવો કાર્યકારણ ભાવનો નિયમ છે. આથી ઋષિ હવે કહે છે કે બેટા! જેમ જન્મનાર પુરુષનું શરીર વગેરે પરબ્રહ્મના દક્ષિણથી તેજ, જળ અને અન્નમાંથી પેદા થયું છે. તેમ મરનાર પુરુષનું શરીર પણ તેજ રીતે તે તે તત્ત્વમાં મળી જતાં આખરે પરબ્રહ્મ પરમાત્મામાં જ લીન થાય છે. વાણી મનમાં, મન પ્રાણમાં, પ્રાણ જ તેજમાં લીન થાય છે. અને તેજ તત્ત્વ પરદેવતા—એટલે કે સદ્બ્રહ્મમાં લીન થાય છે. આ ઉપરામ ક્રમ આપણે જીવનમાં પ્રત્યક્ષ જોઈએ છીએ. ગરમી એ જીવનનું લક્ષણ છે. ગરમી જતાં શરીર શબ થઈ જાય છે—એ કોનાથી અજાણ્યું છે? આમ ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું એક કારણ છે સદ્બ્રહ્મ. આ સદ્બ્રહ્મ અતિશય સૂક્ષ્મ છે. એટલું ઝીણું—અને બારીક છે કે એનાથી વધારે ઝીણી કે બારીક કોઈ ચીજ નથી. એટલે કે આપણી પાસે જ્ઞાનના જેટલા સાધનો છે—પ્રમાણો છે તે પ્રમાણો પૈકી એકપણ પ્રમાણથી એ પકડાતું નથી! વળી તે અતિશય સૂક્ષ્મ બ્રહ્મથી જ આ બધું— સચરાચર જગત 'આત્માવાળું' છે. એટલે કે જીવનવાળું છે. જો તે સૂક્ષ્મ બ્રહ્મ ન હોય તો આ જગત ફુગાઇ જાય! કોહી જાય! સડી જાય! દુર્ગંધથી ભરપૂર થઈ જાય! અર્થાત્ તેમાંથી જ પ્રાણિત થયેલું જગત જીવે છે! તત્સ્વરૂપ—તદ્ભિન્ન—તદ્રૂપ અને તદાત્મ આ જગત છે. તે સદ્બ્રહ્મ સત્ય એટલે કે અવિનાશી છે. વિનાશીમાં તે એક અવિનાશી છે અને તે આત્મા છે. અનાત્મ સ્વરૂપ બીજા બધામાં તે આત્મા સ્વરૂપ છે. અને જ્યાં તે બધાનો આત્મા=સ્વરૂપ કહ્યું. આથી જ હે શ્વેતકેતુ! તે બ્રહ્મરૂપી આત્મા તું છે. અર્થાત્ તારું મૂળ સ્વરૂપ તે સદ્બ્રહ્મ છે. તું આ પરિછિન્ન શરીરમાં રહેલું—ઉપાધિગ્રસ્ત અલ્પજ્ઞ અલ્પશક્તિ જીવચૈતન્ય નથી. તું તો તે દેશકાલ—વસ્તુથી, અમર્યાદિત, ઉપાધિરહિત, કેવળ, અદ્વિતીય, એક સર્વશક્તિ, સર્વજ્ઞ, કર્તુમકર્તુમન્યથાકર્તુ સમર્થ એવું સચ્ચિદાનંદ સ્વરૂપ બ્રહ્મ બૃહત્તત્ત્વ છે! આમ જીવ, જીવ નથી પણ શિવ છે એમ પિતાએ પુત્રને કહ્યું. અર્થાત્ પ્રત્યેક પ્રાણીકાયામાં રહેલ જીવ એ મૂળમાં સત્ છે. સૂક્ષ્મતમ છે. સર્વવ્યાપી છે. અવિનાશી છે. તે આત્મસ્વરૂપ છે. અને પરમાત્મા અને તેમાં

ફેર નથી. અર્થાત્ પ્રત્યેક જીવ તે મૂળમાં જીવ નથી પરમાત્મા જ છે. આ ભવ્યત્તમ દર્શન પિતા પુત્રને વારસામાં આપે છે. પણ આ અતિસૂક્ષ્મ સત્ય એકદમ બુદ્ધિમાં કે હૃદયમાં ઠરે એમ નથી. આથી પુત્ર પુનઃ ઉપદેશ માટે પિતાને વિનવે છે. અને પિતા તેને વળી ઉપદેશ આપવા પ્રવૃત્ત થાય છે. ॥ ૧-૭ ॥

॥ इति अष्टमः खण्डः ॥

---

## ॥ अथ नवमः खण्डः ॥

**यथा सोम्य मधु मधुकृतो निस्तिष्ठन्ति नानात्ययानां वृक्षाणां रसान् समवहारमेकतां रसं गमयन्ति ॥ १ ॥**

હે પ્રિયદર્શન! જેમ મધમાખીઓ મધ બનાવે છે-ભિન્નભિન્ન જગ્યાનાં વૃક્ષોનાં રસોને એકઠા કરીને તેમની એકરસતા પ્રાપ્ત કરાવે છે. ॥ ૧ ॥

**ते यथा तत्र न विवेकं लभन्ते अमुष्याहं वृक्षस्य रसोऽस्म्यमुष्याहं वृक्षस्य रसोऽस्मीत्येवमेव खलु सोम्येमाः सर्वाः प्रजाः सति संपद्य न विदुः सति संपद्यामहे इति ॥ २ ॥**

તે ભિન્ન ભિન્ન જગ્યાનાં વૃક્ષોના રસો જેમ તે વેળાએ એટલે કે એકરૂપતાના કાળે, આ વિવેકને પામતા નથી. "હું અમુક વૃક્ષનો રસ છું છું" એજ મુજબ હે સૌમ્ય! આ સમસ્ત પ્રજાઓ પ્રતિદિન સુષુપ્તિ અને પ્રલયકાળમાં સત્-બ્રહ્મમાં લીન થઈને એટલે કે સતની સાથે એકરૂપ થઈને એમ નથી જાણતા કે અમો સત્ બ્રહ્મમાં લીન છીએ. ॥ ૨ ॥

**त इह व्याघ्रः वा सिंहः वा वृकः वा वराहः वा कीटः वा पतंगः वा दंशः वा मशकः वा यत् यत् भवन्ति तदा भवन्ति ॥३॥**

તે પ્રજાઓ અહીં-સુષુપ્તિ અને પ્રલય પહેલાં, વાઘ કે સિંહ કે વરુ કે ભૂંડ કે કીડ કે પતંગ કે ડાંસ કે મચ્છર અથવા બીજું કોઈ પ્રાણી હોય-જે જે હોય તે તે ફરી, આવીને થાય છે. ॥ ૩ ॥

स य एष अणीमा एतद् आत्म्यम् इदं सर्वं तत् सत्यं स आत्मा तत् त्वमसि श्वेतकेतो इति भूय एव मा भगवान् विज्ञापयतु इति तथा सोम्य इति ह उवाच ॥ ४ ॥

તે જે આ અણિમા અત્યંત સુક્ષ્મ સત્ છે એનાથી જ આત્માવાળું છે આ બધું. તે સત્ય છે. તે આત્મા છે. હે શ્વેતકેતો તે તું છે. એમ પિતાએ કહ્યું. વળી પણ ભગવાન મને સમજાવો એમ પુત્રે કહ્યું. તથાસ્તુ હે સૌમ્ય! એમ તે પ્રસિદ્ધ પિતાએ કહ્યું.

॥ इति नवमः खण्डः ॥

---

## ॥ अथ दशमः खण्डः ॥

इमाः सोम्य नद्यः पुरस्तात् प्राच्यः स्यन्दन्ते पश्चात् प्रतीच्यस्ताः समुद्रात् समुद्रं एव अपियन्ति समुद्र एव भवति ता यथा तत्र न विदुः इयं अहं अस्मि इयं अहं अस्मि इति ॥ १ ॥

હે સૌમ્ય! આ જે પૂર્વની ગંગા વગેરે નદીઓ પૂર્વ તરફ વહે છે અને પશ્ચિમ તરફની સિન્ધુ વગેરે નદીઓ પશ્ચિમ તરફ વહે છે. તેઓ સમુદ્રમાંથી આવીને સમુદ્રમાં જ લીન થાય છે. સમુદ્ર જ થઈ જાય છે. તેઓ જેમ ત્યાં નથી જાણતી કે આ ગંગા હું છું. આ સિંધુ હું છું, ॥ ૧ ॥

एवं एव खलु सोम्य इमाः सर्वाः प्रजाः सतः आगम्य न विदुः सतः आगच्छामहे इति त इह व्याघ्रः वा सिंहः वा वृकः वा वराहः वा कीटः वा पतंगः वा दंशः वा मशकः वा यत् यत् भवन्ति तदा भवन्ति ॥ २ ॥

તેજ મુજબ હે સૌમ્ય! નિશ્ચય આ બધી પ્રજાઓ સત્-બ્રહ્મમાંથી આવીને એ નથી જાણતી કે અમે સત્‌માંથી આવી છીએ. અહીં વાઘ, સિંહ, વરુ, ભૂંડ કે કીટ, પતંગ, ડાંસ કે મચ્છર કે કોઈ બીજું, પ્રાણી હોય જે જે હોય છે તેજ આવી આવીને થાય છે. ॥ ૨ ॥

स य एषः अणिमा एतद् आत्म्यं इदं सर्वं तत् सत्यं स आत्मा तत् त्वं असि श्वेतकेतो. इति भूय एव मा भगवान् विज्ञापयतु इति तथा सोम्य इति ह उवाच ॥ ३ ॥

તે જે આ અત્યન્ત સુક્ષ્મ છે એનાથી આત્માવાળું છે આ બધું. તે સત્ય છે. તે આત્મા છે. હે શ્વેતકેતો! તે તું છે-એમ પિતાએ કહ્યું. વળી પણ ભગવાન મને સમજાવો એમ શ્વેતકેતુએ કહ્યુ. તથાસ્તુ એમ તે પ્રસિદ્ધ પિતાએ કહ્યું.

॥ इति दशमः खण्डः ॥

## ॥ अथ एकादशः खण्डः ॥

अस्य सोम्य महतः वृक्षस्य यः मूलः अभ्याहन्यात् जीवन् स्रवेत् यः मध्ये अभ्याहन्यात् जीवन् स्रवेत् यः अग्रे अभ्याहन्यात् जीवन् स्रवेत् स एष जीवेन आत्मना अनुप्रभूतः पेपीयमानः मोदमानः तिष्ठति ॥ १ ॥

હે સોમ્ય ! આ સામે વિશાળ વૃક્ષના મૂળમાં જો કોઈ કુહાડો મારે તો તે વૃક્ષ જીવતું હોઈને ઝરપે; જો કોઈ મધ્યમાં કુહાડો મારે તો તે જીવતું હોઈને ઝરપે જો કોઇ તેને માથે કુહાડો મારે તો તે જીવતું હોઈને ઝરપે કેમકે તે આ વૃક્ષ જીવ આત્માથી વ્યાપ્ત હોઈને ભૂમિના પુષ્ટિકારક રસોને સારી પેઠે પીતું પ્રફુલ્લિત થઈને ઉભું રહે છે. ॥ ૧ ॥

अस्य यद् एकां शाखां जीवः जहाति अथ सा शुष्यति द्वितीयां जहाति अथ सा शुष्यति तृतीयां जहाति अथ सा शुष्यति सर्वं जहाति सर्वः शुष्यति एवं एव खलु सोम्य विद्धि इति ह उवाच ॥ २ ॥

પણ જ્યારે એ વૃક્ષની એક શાખાને જીવાત્મા છોડી દે છે ત્યારે તે સુકાઈ જાય છે. જ્યારે બીજીને છોડે છે ત્યારે તે સુકાઈ જાય છે. ત્રીજીને છોડે છે ત્યારે તે પણ સુકાઈ જાય છે. જ્યારે સમસ્ત ઝાડને છોડી દે છે ત્યારે આખું ઝાડ સુકાઈ જાય છે. એજ મુજબ હે સોમ્ય ! આ જાણ એમ પિતાએ કહ્યું. ॥ ૨ ॥

जीवापेतं वाव किल इदं म्रियते न जीवः म्रियते इति स य एष अणीमा एतद् आत्म्यं इदं सर्वं तत् सत्यं स आत्मा तत् त्वम् असि श्वेतकेतो इति भूय एव मा भगवान् विज्ञापयतु इति तथा सोम्य इति ह उवाच ॥ ३ ॥

કે જીવાત્માથી રહિત થયેલું નિઃસન્દેહ આ પ્રત્યક્ષ શરીર મરી જાય છે. જીવાત્મા મરતો નથી. તે જે આ અત્યન્ત સૂક્ષ્મ છે એનાથી જ આત્માવાળું છે આ બધું. તે સત્ય છે. તે આત્મા છે તે તું છે. હે શ્વેતકેતુ ! એમ ઉદ્દાલકે કહ્યું. વળી પણ ભગવાન મને સમજાવો એમ શ્વેતકેતુએ કહ્યું. તથાસ્તુ હે સૌમ્ય ! એમ પ્રસિદ્ધ ઉદ્દાલકે કહ્યું ॥ ૩ ॥

॥ इति एकादशः खण्डः ॥

## ॥ अथ द्वादशः खण्डः ॥

न्यग्रोधफलं अतः आहर इति इदं भगव इति भिन्धि इति भिन्नं भगव इति किं अत्र पश्यसि इति अण्व्यः इव इमाः धानाः भगव इति आसां अङ्ग एकां भिन्धि इति भिन्ना भगव इति किं अत्र पश्यसि इति न किंचन भगव इति ॥ १ ॥

હે પ્રિય! આ સામેના વટવૃક્ષ ઉપરથી તેનો એક ટેટો લઇ આવ, એમ પિતાએ કહ્યું. હે ભગવન્! આ રહ્યું. એમ ઉદ્દાલકે કહ્યું. એને ભાંગ એમ પિતાએ કહ્યું. આ ભાંગ્યું એમ પુત્રે કહ્યું. તું એમાં શું જોઈ રહ્યો છે? એમ પિતાએ પૂછ્યું. અતિસૂક્ષ્મ શા આ દાણાઓ હે ભગવન્! એમ પુત્રે કહ્યું. એમાંથી હે પ્રિય! એક દાણાને ભાંગ આ ભાંગ્યો, ભગવન્! એમ પુત્રે કહ્યુ તો તેમાં હવે તું શું જુવે છે? હે ભગવન્! કંઇપણ નહીં એમ પુત્રે કહ્યું. ॥ ૧ ॥

तं ह उवाच यं वै सोम्य एतं अणिमानं न निभालयसे एतस्य वै सोम्य एषः अणिम्नः एवं महान् न्यग्रोधः तिष्ठति ॥२॥

તેને પ્રસિદ્ધ પિતાએ કહ્યું-જે આ અત્યંત સૂક્ષ્મને નિશ્ચય તું નથી જોઈ શકતો, એ અત્યંત સૂક્ષ્મનું જ હે સૌમ્ય!-આ આવું મહાન વટવૃક્ષ ઉભું છે. ॥ ૨ ॥

श्रद्धत्स्व सोम्य इति स य एषः अणिमा एतद् आत्म्यं इदं सर्वं तत् सत्यं स आत्मा तत् त्वम् असि श्वेतकेतो इति भूय एव मा भगवान् विज्ञापयतु इति तथा सोम्य इति ह उवाच ॥ ३ ॥

શ્રદ્ધા રાખ હે બેટા! એમ પિતાએ કહ્યું. તે જે આ અત્યંત સૂક્ષ્મ છે એનાથી જ આત્માવાળું છે. આ બધું તે સત્ય છે. તે આત્મા છે. તે તું છે હે શ્વેતકેતુ! એમ પિતાએ કહ્યું. વળી પણ ભગવાન મને સમજાવો એમ પુત્રે કહ્યું. તથાસ્તુ હે સૌમ્ય! એમ તે પ્રસિદ્ધ પિતાએ કહ્યું. ॥ ૩ ॥

॥ इति द्वादशः खण्डः ॥

---

## ॥ अथ त्रयोदशः खण्डः ॥

लवणं एतद् उदके अवधाय अथ मां प्रातः उपसीदथा इति स ह तथा चकार तं ह उवाच यत् दोषा लवणं उदकेऽवाधा अंग तत् आहर इति तत् ह अवमृश्य न विवेद ॥ १ ॥

પિતાએ કહ્યું–આ મીઠાને પાણીમાં નાંખીને પછી સવારે મારી પાસે આવ. તેણે-પુત્રે તેમ જ કર્યું, તેને પ્રસિદ્ધ પિતાએ કહ્યું–રાત્રે તેં જે મીઠું પાણીમાં નાખ્યું હતું, પ્યારા! તેને લઈ આવ! પુત્રે તેને શોધ્યું છતાં તેને ન મેળવી શક્યો! ॥૧॥

**तथा विलीनं एव अंग अस्य अन्तात् आचाम इतिकथं इति लवणं इति मध्यात् आचाम इति कथं, इति लवणं इति अन्ताद् आचाम इति कथं इति लवणं इति अभिप्रास्य एतत् अथ मा उपसीदथा इति तत् ह तथा चकार तत् शश्वत् संवर्तते तं ह उवाच अत्र वाव किल सत् सोम्य न निभालयसे अत्रैव किल इति ॥ २ ॥**

હે પ્રિય! સ્વાભાવાનુસાર એ મીઠું પાણીમાં ઓગળી ગયું છે. તું એને એક કિનારેથી પી. (તેણે પીધું) કેવું લાગ્યું? એમ પિતાએ પૂછ્યું "ખારું" એમ પુત્રે કહ્યું. એને વચ્ચેથી પી એમ પિતાએ કહ્યું. તેણે પીધું. ત્યારે પૂછ્યું. કેવું લાગ્યું! "ખારું પિતાજી" એમ પુત્રે કહ્યું. હવે એને બીજે કિનારેથી પી. તેણે પીધું. તેને પૂછ્યું–કેવું લાગ્યું–ખારું એમ પુત્રે કહ્યું. એને ફેંકી દઈને પછી તું મારી પાસે આવ એમ પિતાએ કહ્યું. તેણે નિશ્ચય તેમજ કર્યું. અને આવીને કહ્યું–તે અવશ્ય પાણીમાં જ છે. તેને તેના પ્રસિદ્ધ પિતાએ કહ્યું કે હે સોમ્ય! પાણીમાં મીઠાંની માફક અહીં શરીરમાં તથા સૌ પદાર્થોમાં જ છે નિશ્ચય સત્ તું દેખી શકતો નથી. પણ નિશ્ચય તે અહીં જ છે. ॥ ૨ ॥

**स य एषः अणिमा एतद् आत्म्यं इदं सर्वं तत् सत्यं स आत्मा तत् त्वं असि श्वेतकेतो इति भूय एव मा भगवान् विज्ञापयतु इति तथा सोम्य इति ह उवाच ॥ ३ ॥**

તે જે આ અતિસૂક્ષ્મ છે એનાથી જ આત્માવાળું છે આ બધું. તે સત્ય છે. તે આત્મા છે. તે તું છે, હે શ્વેતકેતુ! એમ પિતાએ કહ્યું. ફરીથી પણ ભગવાન મને સમજાવો એમ પુત્રે કહ્યું. હે સોમ્ય! તથાસ્તુ એમ પિતાએ કહ્યું. ॥ ૩ ॥

॥ इति त्रयोदशः खण्डः ॥

---

## ॥ अथ चतुर्दशः खण्डः ॥

**यथा सोम्य पुरुषं गन्धारेभ्यः अभिनद्धाक्षं आनीय तं ततः अतिजने वि जेत् स यथा तत्र प्राङ् वा उदङ् वा अधराङ् वा प्रत्यङ् वा प्रध्मायीत अभिनद्धाक्ष आनीतः अभिनद्धाक्षः विसृष्टः ॥१॥**

હે સોમ્ય ! જેમ કોઈ આંખે પાટા બાંધેલા પુરૂષને ગંધાર દેશમાંથી આણીને પછી તેને નિર્જન સ્થળમાં છોડી દેવામાં આવે. અને તે જેમ ત્યાં કદી પૂર્વ તો કદી ઉત્તર તો કદી દક્ષિણ કે કદી પશ્ચિમમાં ઘૂમતો બૂમ મારે કે બંધાયેલી આંખે હું અણાયો છું બંધાયેલી આંખે હું ત્યજાયો છું. ॥ १ ॥

**तस्य यथा अभिनहनं प्रमुच्य प्रब्रूयात् एतां दिशं गन्धाराः एतां दिशं व्रज इति स ग्रामात् ग्रामं पृच्छन् पण्डितः मेधावी गन्धारान् एव उपसंपद्येत एवं एव इह आचार्यवान् पुरुषो वेद तस्य तावद् एव चिरं यावत् न विमोक्ष्ये अथ संपत्स्ये इति ॥२॥**

જેમ કોઈ એની આંખના પાટાને છોડીને એમ કહે–આ દિશામાં ભાઈ! ગંધાર દેશ છે, એ દિશામાં જા! તો તે પંડિત અને મેધાવી થઈને એક ગામથી બીજા ગામનો માર્ગ પૂછતો પૂછતો નિશ્ચય ગંધાર દેશમાં પહોંચી જાય છે, તેજ મુજબ અહીં–મનુષ્ય દેહમાં, આચાર્યવાળો પુરૂષ સત્‌ને જાણે છે. તેને ત્યાં સુધી જ વિલંબ છે જ્યાં સુધી એ શરીરથી નથી છૂટયો–હવે તે સદ્‌બ્રહ્મને પ્રાપ્ત થાય છે આ નિશ્ચય છે. ॥ २ ॥

**स य एषः अणीमा एतत् आत्म्यं इदं सर्वं तत् सत्यं स आत्मा तत् त्वम् असि श्वेतकेतो इति भूय एव मा भगवान् विज्ञापयतु इति तथा सोम्य इति ह उवाच ॥ ३ ॥**

તે જે આ અતિસૂક્ષ્મ છે. એનાથી જ આત્માવાળું છે આ બધું તે સત્ય છે, તે આત્મા છે. તે તું છે હે શ્વેતકેતુ ! એમ પિતાએ કહ્યું. ફરી પણ ભગવાન્ મને સમજાવો. એમ પુત્રે કહ્યું. તથાસ્તુ હે પ્રિય ! એમ તે પ્રસિદ્ધ પિતાએ કહ્યું. ॥ ३ ॥

**॥ इति चतुर्दशः खण्डः ॥**

---

## ॥ अथ पञ्चदशः खण्डः ॥

**पुरुषं सोम्य उत उपतापिनं ज्ञातयः पर्युपासते जानासि मां जानासि मां इति तस्य यावत् न वाङ् मनसि संपद्यते मनः प्राणे प्राणः तेजसि तेजः परस्यां देवतायां तावत् जानाति ॥ १ ॥**

હે સોમ્ય ! અતિશય તાવથી પીડાતા મરણોન્મુખ મનુષ્યની ચારે બાજુ કુટુંબીજનો બેસી જાય છે અને એમ પૂછે છે–મને ઓળખો છો ? મને ઓળખો છો ? જ્યાં સુધી તેની વાણી મનમાં, મન પ્રાણમાં, પ્રાણ તેજમાં ( ઉષ્ણતામાં ) અને તેજ પરદેવતા–પરબ્રહ્મમાં લીન નથી થતું ત્યાં સુધી ઓળખે છે. ॥ १ ॥

अथ यदा अस्य वाङ् मनसि संपद्यते मनः प्राणे प्राणः तेजसि तेजः परस्यां देवतायां अथ न जानाति ॥ २ ॥

હવે જ્યારે એની વાણી મનમાં, મન પ્રાણમાં, પ્રાણ તેજમાં, અને તેજ પરદેવતામાં લીન થઈ જાય છે ત્યારે ઓળખતો નથી. ॥ ૨.॥

स य एष अणिमा एतद् आत्म्यं इदं सर्वं तत् सत्यं स आत्मा तत् त्वं असि श्वेतकेतो इति भूय एव मा भगवान् विज्ञापयतु इति तथा सोम्य इति ह उवाच ॥ ३ ॥

તે જે આ અતિસૂક્ષ્મ છે એનાથી જ આત્માવાળું છે આ બધું. તે સત્ય છે. તે આત્મા છે. તે તું છે. હે શ્વેતકેતુ! એમ પિતાએ કહ્યું. વળી પણ ભગવાન મને સમજાવો એમ પુત્રે કહ્યું. તથાસ્તુ હે સોમ્ય! એમ પિતાએ કહ્યું. ॥ ૩ ॥

॥ इति पञ्चदशः खण्डः ॥

---

## ॥ अथ षोडशः खण्डः ॥

पुरुषं सोम्य उत हस्तगृहीतं आनयन्ति अपहार्षीत् स्तेयं अकार्षीत् परशुम् अस्मै तपत इति स यदि तस्य कर्ता भवति तत एव अनृतं आत्मानं कुरुते सः अनृताभिसन्धः अनृतेन आत्मानं अन्तर्धाय परशुं तप्तं प्रतिगृह्णाति स दह्यते अथ हन्यते ॥ १ ॥

અને હે પ્રિયદર્શન! જેમ બન્ને હાથે બાંધેલા પુરુષને રાજસેવકો રાજાની સામે લાવે છે અને કહે છે કે, આણે ધન ચોર્યું છે-આણે ચોરી કરી છે ત્યારે રાજા કહે છે-બસ. એને માટે કુહાડી તપાવો. જો તે તેના ચોરીનો કર્તા હોય છે અને તે ઉપરાંત જો તેનાથી તે પોતાની જાતને જૂઠી કરે છે તો તે જૂઠા ઈરાદાવાળો પુરૂષ તે જૂઠથી આત્માને ઢાંકી દઈ તપ્ત થયેલી કુહાડીને લે છે. તે દાઝે છે. અને તેને મારી નાંખવામાં આવે છે. ॥ ૧ ॥

अथ यदि तस्या कर्ता भवति तत एव सत्यं आत्मानं कुरुते स सत्याभिसन्धः सत्येन आत्मानं अन्तर्धाय परशुं तप्तं प्रतिगृह्णाति स न दह्यते अथ मुच्यते ॥ २ ॥

અને જો તે તેનો ન કરનારો હોય છે. અને એથી જ તે પોતાની જાતને સાચી ઠેરવે છે, તો તે સત્ય ઈરાદાવાળો સત્યથી આત્માને ઢાંકીને તપેલી કુહાડી લે છે. તે દાઝતો નથી. તેને છોડી દેવામાં આવે છે. ॥ ૨ ॥

**स यथा तत्र नादाह्येत एतत् आत्म्यं इदं सर्वं तत् सत्यं स आत्मा तत् त्वं असि श्वेतकेतो इति तत् ह अस्य विजज्ञौ इति विजज्ञौ इति ॥ ३ ॥**

તે જેમ ત્યાં નથી દાઝતો તે જ મુજબ સત્ બ્રહ્મમાં આત્માની સ્થિતિવાળો પુરુષ સંસારમાં દાઝતો નથી. પણ છુટી જાય છે. તે જે આ અતિસૂક્ષ્મ છે, એનાથી જ આત્માવાળું છે આ બધું. તે સત્ય છે. તે આત્મા છે. તે તું છે. હે શ્વેતકેતો! એમ પિતાએ કહ્યું. બસ. તે સદ્બ્રહ્મને નિસઃન્દેહ શ્વેતકેતુએ આની પાસેથી-પિતા પાસેથી જાણ્યું. બસ. જાણ્યું.

॥ इति षोडशः खण्डः ॥

પુત્રે પિતાને વિનવ્યા એટલે જ્યાંસુધી પુત્રને હૃદયનું સમાધાન ન થાય ત્યાં સુધી પિતાએ વિધવિધ દૃષ્ટાન્તથી આ સિદ્ધાન્ત સમજાવવાનો પ્રયત્ન કર્યો. કેમકે છેવટે તો આ વિદ્યા આત્મસમાધાનમાં અવસાન પામે છે. જ્યાંસુધી સહજ સમાધાન ન થાય ત્યાં સુધી પ્રસન્ન હૃદયનો અટલ નિશ્ચય થતો નથી! અને જ્યાંસુધી નિશ્ચય ન થાય ત્યાંસુધી બુદ્ધિની કે હૃદયની શંકા ટળતી નથી. આથી હવે "तत्त्वमसि" ઉપદેશનો જુદાં જુદાં દૃષ્ટાંતથી વારંવાર ઉપદેશ કરશે. જે તત્ત્વ બધાએ દૃષ્ટાંતમાં સર્વસાધારણ છે. તેનો પુનઃઉલ્લેખ કરીશું નહીં. પ્રત્યેક દૃષ્ટાન્તનું કેન્દ્રવર્તી વિચારને પોષતું રહસ્ય તેટલું જ બતાવીશું. પહેલું દૃષ્ટાન્ત તે મધમાખીના બનાવેલા મધનું છે. જેમ મધમાખો અનેક વૃક્ષોના રસને એકઠા કરી મધપૂડામાં તે બધાને એકરસ કરી નાંખે છે. પણ જુદાં જુદાં વૃક્ષોનો રસ, મધપૂડામાં એકરસતા પામ્યાં બાદ જેમ હું અમુક વૃક્ષોનો રસ છું. હું અમુક વૃક્ષનો રસ છું. એમ રસ વિષયક ભિન્ન અસ્તિને જાણતાં નથી—તેમ દુનિયાના તમામ જીવો ઊંઘમાં કે પ્રલયમાં મધપૂડા જેવા પેલા પરમ રસાધિષ્ઠાન પરમાત્મામાં લીન થઈ જાય છે. એકરસ થઈ જાય છે. પરમાત્મામાં મળેલાં તે જાણતા નથી કે અમે પરમાત્મામાં એક બૃહદસ્તિમાં મળી ગયાં છીએ! આ સુષુપ્તિ કે પ્રલયકાળમા પરમ અસ્તિરૂપ પરમાત્મામાં ભૂતોનો લય એ ભેદગર્ભ અભેદાભાસ છે. પણ એ જ પરમાત્મામાંથી જ ભૂતો ઉપજે છે. અને તેમાં જ એ તે લીન થઇ જાય છે. એ સિદ્ધાન્તનું સમર્થક છે! માટીમાંથી પેદા થયેલ ઘડો માટી સિવાય બીજે ક્યાંય મળી જતો નથી! આમ આત્યંતિક અભેદ પામવાની—તદ્રૂપ બની રહેવાની યોગ્યતાના અભાવે, અને જ્યાંસુધી સમ્યક્ જ્ઞાનથી આત્માને લગતુ અજ્ઞાન નષ્ટ થયું નથી ત્યાંસુધી રોજ આ દૈનંદિન પ્રલય—ઊંઘમાં પ્રભુ પ્રાપ્તિ થતા છતાં, પ્રભુમાં હમેશ માટે તદ્રૂપે ન રહેતાં તે પ્રાણીઓ

પાછાં તે તે સ્વરૂપે ઊંઘનો ભંગ થતાં જગતમાં આવે છે! અતિસૂક્ષ્મ સત્તામાં સરકી જતાં ભૂતો વળી કર્મ–વાસના વગેરેની સત્તાથી પોતપોતાની અજ્ઞાનકૃત અલ્પ અને પરિચ્છિન્ન સત્તામાં આવી જાય છે! અહીં બીજી વખત તત્ત્વમસિ નો ઉપદેશ કરી–તેનું સ્વરૂપદર્શન વર્ણવી–ત્રીજી વખત ઉપદેશ આપવા પિતાને પુત્ર વિનવે છે. એટલે ઋષિ વળી નદીઓનું દ્રષ્ટાન્ત આપે છે. બીજું બધું સમાન છે. સમુદ્રમાં મળેલી નદીઓ જેમ સમુદ્રને પ્રાપ્ત કરી પોતનું પૃથક્ અસ્તિત્વ જાળવી રાખવા સમર્થ નથી તેમ જ સદ્બ્રહ્મમાં મળેલી આ તમામ પ્રજા પોતાનું ભિન્ન અસ્તિત્વ રાખવા સમર્થ નથી! તે સદ્બ્રહ્મ સ્વરૂપ જ આ સમસ્ત છે. આ પછી જીવની અવિનાશિતાનો દાખલો આપતાં ઋષિ કહે છે કે આ સામેના વૃક્ષમાં જ્યાંસુધી જીવ છે ત્યાંસુધી એને ગમે ત્યાંથી કુહાડા વતી કોઇ છેદે તો પણ તો એ ઝરપે પણ મરે નહીં. કેમકે તેમાં જીવ હોઇને, જીવને લીધે તે જીવવાળું રહે છે. અને જીવવાળું હોઇને જ છેદાવ. છેદાય પણ તે ફરીથી ભૂમિના પુષ્ટિકારક રસો ચૂસી પોતાની અસ્તિ જાળવી શકે છે. આનું કારણ એક જ છે કે તેના આખાંય શરીરમાં–વૃક્ષશરીરમાં જીવાત્મા જ જો ઝાડના કોઇપણ ભાગને છોડી દે તો તે જીવાત્માના અભાવે ઝાડ સૂકાઇને મરી જાય. આખા ઝાડને તે જીવાત્મા છોડી દે તો આખું ઝાડ મરી જાય. તેમ આ શરીરની અંદર છે ત્યાંસુધી શરીરનો કોઇપણ ભાગ કપાય તો શરીર મરતું નથી. પણ જીવાત્મા જો તે શરીરને છોડી દે તો શરીર મરી જાય છે. તો તેના ઉપરથી એટલું જ સિદ્ધ થાય છે કે જીવ અવિનાશી છે. અને અવિનાશી જીવ મૂળ સ્વરૂપે પરમાત્મા જ છે.

આમ વૃક્ષના દષ્ટાન્તથી આત્મા સત્ય છે એમ બતાવ્યું. હવે વડના ટેટાના દૃષ્ટાન્તથી આ આત્મા સૂક્ષ્મતમ છે એમ સિદ્ધ કરે છે. જેમ વડના ટેટાને અત્યંત સૂક્ષ્મ–લગભગ નિરવયવ અંશમાંથી–અદૃશ્ય અંશમાંથી મહાન વટવૃક્ષ પેદા થાય છે. તેમ આ અત્યંત સૂક્ષ્મ–બારીક–મનોવાગગોચર આત્મતત્ત્વમાંથી જ આ મહાન સંસારવૃક્ષ પેદા થાય છે! અદૃશ્ય આત્મામાંથી જ જગતની ઉત્પત્તિ વગેરે થાય છે. એ વાત તરત સમજમાં આવતી નથી. બુદ્ધિથી ગમે તેટલો એનો ખ્યાલ લાવીએ તો એ બુદ્ધિ ત્યાં થાકી જાય છે! આથી આવી સૂક્ષ્મતમ વાતમાં બુદ્ધિ નહીં પણ શ્રદ્ધા જ નેત્રી છે. આથી સૂક્ષ્મ નિરવયવ આત્મતત્ત્વમાંથી જ જગત પેદા થયું છે. એ વાતમાં શ્રદ્ધા રાખવા પિતા પુત્રને આદેશ કરે છે. અને શ્રદ્ધા એ બુદ્ધિની જ નીતરામાં નિતરી અવસ્થા છે.

આમ આત્મા સૂક્ષ્મતમ છે. સત્ય છે, એ બતાવ્યું હવે આ આત્મા વડે જ આ બધું પ્રાણવાળું છે. અર્થાત્ આત્માના રસે જ આ સમસ્ત ચરાચર જગત

રસિત થયેલું છે. આત્માના રસથી વિહોણું કોઈ અણુ નથી એ વાતને સમજાવવા દૃષ્ટાન્ત આપે છે મીઠાનું. પાણીના પ્યાલામાં નાખેલું મીઠું સવારે પિતા પાછું માગે છે. પાણીનાં અણુ અણુમાં પ્રસરી ગયેલું મીઠું તેના અંગપ્રત્યંગમાં છે એ પણ ખરું જ. કેમકે, જ્યાંથી પાણીને ચાખે ત્યાંથી તે ખારું જ લાગે છે. આથી પિતા કહે છે કે પાણીમાં નાખેલું મીઠું પાણીમાં જ છે. તેને તું પૃથક્ તારવી શકે એમ નથી. છતાં તેનાં અણુ અણુમાં તું તેને સ્વાદ દ્વારા પારખી શકે છે તેમ આ આત્મતત્ત્વ પાણીમાં મીઠાંની માફક આ શરીરમાં અને દુનિયાના તમામ પદાર્થોમાં એકરસ રીતે ઓતપ્રોત છે. એને જુદું તારવીને, હથેળીમાં ધરીને કોઈ આંબળાની માફક જુદું જોઈ શકતું નથી. પણ સમસ્ત બ્રહ્માંડના અણુઅણુમાં એનો મધુરસ ભરપૂર છે. ચાખવાની ઇચ્છા હોય તો એ ત્રિદોષઘ્ન રસરાજનો પ્રત્યેક જીવ અનુભવ કરી શકે.

આમ આત્મા સૌમાં એકરસ છે. ઓતપ્રોત છે. એમ સાચ્યું. હવે તે તું છે. અર્થાત્ આત્મા–જીવ એ જ પરમાત્મા એટલે કે શિવ છે એમ કોણ જાણી શકે છે ? એટલે કે આ તત્ત્વજ્ઞાન કોણ સાચી રીતે સમજી શકે છે. એનો નિર્ણય આપતાં પિતાપુત્રને દૃષ્ટાન્ત આપતાં કહે છે કે પ્રિય પુત્ર ! ગાંધાર દેશમાંથી આંખે પાટા બાંધીને કોઈ માણસને કોઈ નિર્જન સ્થળમાં છોડી મૂકવામાં આવે અને તેવો પુરુષ જેમ ચોમેર "બંધાયેલી આંખે હું અણાયો છું. અને બધાયેલી આંખે હું ત્યજાયો છું. મારે પાછું, ગાંધાર દેશમાં જ જવું છે કેમકે તે મારી પિતૃભૂમિ છે. પણ આંખવાળો છતાંપણ હું આંધળી અવસ્થામાં છું. કોઈ મને પાટા ખોલી ગાંધારનો માર્ગ બતાવો" તેની આ કરુણ રાવ સાંભળીને યદૃચ્છાથી કોઇ ગાંધાર ભૂમિનો ભોમિયો પથિક તેના પાટા છોડી ઉપદેશે કે "ભાઇ ! આ દિશામાં જા. પછી આમ જજે–અને છેવટે અમુક દિશામાં સીધો ચાલ્યો જજે. તે રસ્તો જ્યાં અટકે છે ત્યાં જ ગાંધારની સરહદ શરૂ થાય છે. જો કદાચ રસ્તો ભૂલે તો એક ગામથી બીજે ગામ કોઇ ભોમિયાને પાછો પૂછજે. એમ તું ગાંધાર પહોંચશે" અને આ પાટા બંધાયેલ આંખવાળો પુરુષ આંખ ખોલીને ભોમિયાએ બતાવેલ માર્ગે સંચરે તો પુનઃ પોતાની પિતૃભૂમિમાં આવી પહોંચે છે. અને તેની અસહાય કરુણ રાવ અને કકળાટ ટળે છે. તેમ આ જીવ પરમાત્મારૂપી ગાંધાર દેશનો નિવાસી છે. ત્યાંથી તેને અનાદિ અજ્ઞાન, પાટા બાંધી આ સંસારના સાચા સ્વજન સિવાયના નિર્જન અરણ્યમાં છોડે છે. તે જીવ આ બિહામણા અનેક વિશ્વસ્થલીથી ભરેલાં સ્થાનમાં ગભરાઈને "હું મારી પિતૃભૂમિ–પરમપિતાના દેશથી આંધળી અવસ્થામાં અહીં પટકાયો છું–મારી આંખ હજી બંધ છે– એ પિતૃભૂમિનો

માર્ગ મને ખબર નથી! અરે કોઇ મારી આંખનો પાટો ખોલો. મને ગાંધારનો–પરમ પિતાના દેશનો–પિતૃભૂમિનો માર્ગ બતાવો! હું પિતાના વિરહમાં ઝૂરું છું–" આવો આર્તનાદ કરે છે. ત્યારે કોઈ ગુરુ ત્યાં યદૃચ્છાથી તેને આવી મળે છે. તે ગુરુ પેલી પિતૃભૂમિને જાતે જોઈ આવ્યો છે. તેને ત્યાં જવાનો માર્ગ ખબર છે. તે તેને ઉપદેશ દે છે કે અમુક રીતે વર્તજે. અમુક રીતે વર્તજે. અમુક રસ્તે જજે. અમુક રસ્તો તજજે–છેવટે અમુક રસ્તે–"તત્ત્વમસિ" "તે તું છે" એ સમજીને રસ્તે દૃઢતાથી વર્તજે એમ કહી તેને પિતૃભૂમિની સરહદ ઉપર જવાનો માર્ગ બતાવે છે. ત્યારે તે માર્ગે પરવરતાં તેને કરાર વળે છે. અર્થાત્ જીવનું ભવભ્રમણ કારુણિક ગુરુદેવના સત્પથપ્રદર્શન સિવાય ટળતું નથી! જેને સદ્‌ગુરુની કૃપા મળી તે સતજ્ઞાન મેળવે છે. અને સદ્‌જ્ઞાન મેળવી તે મોક્ષને લાયક બને છે. સમ્યક્‌જ્ઞાન જેને થયું છે. તેનો આ છેલ્લો જ દેહ છે. એ દેહ પ્રારબ્ધ પૂરં થતા ટળી જાય છે. ભાવિમાં તેને જન્મ મળતો નથી. તે સદ્‌બ્રહ્મ હતો અને સદ્‌બ્રહ્મ થઇ રહે છે.

આમ "તત્ત્વમસિ" મહાવાક્યનો અનુભવ પરમ કારુણિક આચાર્યદેવ સિવાય કોઈ કરાવી શકતું નથી એમ સૂચવી હવે જ્યારે જીવ ઉત્ક્રાન્તિ કરે છે ત્યારે તેની વાણી જ્યાંસુધી મનમાં, મન પ્રાણમાં, પ્રાણ તેજમાં અને તેજ પરબ્રહ્મમાં લીન નથી થયું ત્યાંસુધી તેને બહિર્જ્ઞાન હોય છે. જ્યાં આ દેવતાઓ પ્રતિલોમ ક્રમે એનાં મૂળ દૈવતમાં મળી જાય છે કે તરત જીવ, શિવમાં ભળી જાય છે. અર્થાત્ બ્રહ્મજ્ઞાની આત્મા હમેશને માટે પરમ ચૈતન્યમાં લીન થાય છે! આ રહસ્ય તાવથી પીડાતા મરણોન્મુખ મનુષ્યના દૃષ્ટાન્તનું છે.

આમ બ્રહ્મવેત્તાના છેલ્લા દેહત્યાગને સમજાવ્યો. બ્રહ્મજ્ઞાન થાય પછી જ્યાંસુધી પ્રારબ્ધનો ક્ષય થતો નથી ત્યાં સુધી તેમાં પુરુષે સંસારમાં તો વર્તવું જ પડે છે. તો તેવા બ્રહ્મજ્ઞાનને યાવદાયુ સંસાર દુઃખદાયક થાય છે કે નહીં? અર્થાત્ તેવા ધન્ય મુક્તાત્માને સંસારના તાપો તપાવે છે કે નહીં તે બતાવવાં ચોરનું દૃષ્ટાન્ત આપે છે. રાજાની સમક્ષ ચોરને ઉભો કર્યો હોય તો તેને પ્રાચીન સમયમાં કુહાડી તપાવી તેનો સ્પર્શ કરવાની આજ્ઞા આપી તે જૂઠો કે સાચો છે તેની પરીક્ષા કરતાં! જો ચોર ચોર જ હોય એટલે કે જૂઠો હોય તો તેને કુહાડી ઝઝેલા ઉડાડતી. પણ જો તે ચોર ન હોય અને સાચો હોય તો તેને કુહાડી–તપ્ત કુહાડી ઝઝેલા ન ઉડાડી શકતી. અર્થાત્ જૂઠનું પરિણામ તાપ છે. સાચનું પરિણામ શાન્તિ છે. આટલું સૂચિત છે. સંસારનો રાગદ્વેષ–સમર્થિત અનુભવ જૂઠો છે. અજ્ઞાનજન્ય

છે. તેમાં જે મહાલે છે તેને સંસારના દુઃખના ઝળેલા ઉઠે છે. તેને પ્રતિક્ષણ ઝાળ લાગે છે. પણ જે પુરૂષ જ્ઞાનના બળે જુઠા સંસારને સંગ્રહી ચોર બનતો નથી, તે તેના પરિણામે સંસારના દાવાનળથી દાઝતો નથી! ચોરને જેમ તાપ અને બન્ધન મળે છે. તેમ અજ્ઞાનીને સંસારતાપ અને દેહબન્ધન મળે છે. અચોરને જેમ તાપ નથી પણ શાંતિ મળે છે. અને મુક્તિ મળે છે. તેમ જ્ઞાનીને સંસારતાપ નથી મળતો. સંસારની શાન્તિ મળે છે. ભવભ્રમણમાંથી મુક્તિ મળે છે! આથી તત્ત્વમસિ સમજણની નિષ્ઠામાં સંસારતાપની શાન્તિ છે. ભવભ્રમણમાંથી મુક્તિ છે! આ બ્રહ્માત્મ તત્ત્વ અત્યંત સૂક્ષ્મ છે. અવિનાશી છે. સૌનું આંતર–સ્વરૂપ છે. સૌ તે રૂપ છે. બસ. આ છે નિશ્ચય. એમાં સંશય નથી. કૃતાર્થ પિતાનો પુત્ર પણ આ ઉપદેશે કૃતાર્થ થયો. બસ. સૌને પ્રભુ આ પરમ શિવતત્ત્વનું જ્ઞાન આપી કૃતાર્થ કરો! ॥ ૯ થી ૧૬ ખણ્ડ ॥

॥ हरिः ॐ तत्सत् ॥

॥ इति षष्ठः अध्यायः ॥



# ॥ अथ छांदोग्ये सप्तमोऽध्यायः ॥

## ॥ अथ प्रथमः खण्डः ॥

ॐ ॥ अधीहि भगव इति ह उपससाद सनत्कुमारं नारदः तं ह उवाच यत् वेत्थ तेन मा उपसीद ततः त ऊर्ध्वं वक्ष्यामि इति ॥ १ ॥

ૐ ! હે ભગવન્ ! મને આપ આત્મજ્ઞાનનો ઉપદેશ કરો એમ કહીને પ્રસિદ્ધ નારદ સનત્કુમારની પાસે શિષ્યભાવે પહોંચ્યા. તે પ્રસિદ્ધ નારદને સનત્કુમારે કહ્યું–તું જે કાંઈ જાણતો હોય તેની સાથે મારી કને આવ. અર્થાત્ તું જે જાણતો હોય તે તું મને કહે ત્યાર બાદ તેનાથી આગળનું હું તને કહીશ. ॥ ૧ ॥

स ह उवाच ऋग्वेदं भगवः अध्येमि यजुर्वेदं सामवेदं आथर्वणं चतुर्थं इतिहासपुराणं पञ्चमं वेदानां वेदं पित्र्यं राशिं दैवं निधिं वाकोवाक्यं एकायनं देवविद्यां ब्रह्मविद्यां भूतविद्यां क्षत्रविद्यां नक्षत्रविद्यां सर्पदेवजनविद्यां एतद् भगवः अध्येमि ॥ २ ॥

તે પ્રસિદ્ધ નારદે કહ્યું હે ભગવન્ ! હું ઋગ્વેદ ભણ્યો છું. યજુર્વેદ, સામવેદ, ચોથો અથર્વવેદ, પાંચમાં ઈતિહાસ પુરાણ, વેદોનો વેદ વ્યાકરણ, વંશવિદ્યા (પિત્ર્ય) ગણિત વિદ્યા (રાશિ), વાયુ આદિ વિદ્યા (દૈવ), ભૂગર્ભ વિદ્યા (નિધિ), તર્ક વિદ્યા, નીતિ વિદ્યા (એકાયન) નૃત્યગીતવાદિત્ર વિદ્યા (દેવવિદ્યા) પ્રકૃતિવિદ્યા (બ્રહ્મવિદ્યા) પ્રાણી વિદ્યા (જીવશાસ્ત્રી-ભૂત વિદ્યા) શસ્ત્રાસ્ત્ર વિદ્યા, જ્યોતિર્વિદ્યા, સર્પવિદ્યા અને શિલ્પવિદ્યા (દેવજન વિદ્યા) હે ભગવન્ ! આ બધું હું ભણ્યો છું. ॥૨॥

सः अहं भगवः मन्त्रविद् एव अस्मि न आत्मवित् श्रुतं हि एव मे भगवद्दृशेभ्यः तरति शोकं आत्मविद् इति सः अहं भगवः शोचामि तं मा भगवान् शोकस्य पारं तारयतु इति तं ह उवाच यत् वै किंचित् अध्यगीष्ठा नाम एव एतत् ॥ ३ ॥

તે હું ભગવન્! કેવળ ઋગ્વેદાદિ વિદ્યાનો જાણકાર છું, આત્માનો જાણકાર નથી! કેમકે મેં આપ સમા પૂજ્યો પાસેથી જ એમ સાંભળ્યું છે કે "આત્માનો જાણકાર શોકને તરી જાય છે" પણ હે ભગવન્! તે હું તો શોક કરું છું. તેવા મને આપ શોકને પાર ઉતારો–આમ નારદે કહ્યું ત્યારે તેને પ્રસિદ્ધ સનત્કુમારે કહ્યું–"નિઃસન્દેહ જે કાંઈ પણ તું ભણ્યો છે તે બધું ફક્ત નામ માત્ર–શબ્દમાત્ર છે!" ॥૩॥

**नाम वा ऋग्वेदः यजुर्वेदः सामवेदः आथर्वणः चतुर्थः इतिहासपुराणः पञ्चमः वेदानां वेदः पित्र्यः राशिः दैवः निधिः वाकोवाक्यं एकायनं देवविद्या ब्रह्मविद्या भूतविद्या क्षत्रविद्या नक्षत्रविद्या सर्पदेवजनविद्या नाम एव एतत् नाम उपास्व इति ॥ ४ ॥**

નામ જ છે ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અને ચોથો અથર્વવેદ, પાંચમું ઈતિહાસપુરાણ, વ્યાકરણ, વંશવિદ્યા, ગણિતવિદ્યા, વાયુ આદિ વિદ્યા, ભૂગર્ભવિદ્યા, તર્કવિદ્યા, નીતિવિદ્યા, નૃત્યવાદિત્રવિદ્યા, પ્રકૃતિ વિદ્યા–આ બધું નામ છે. તું નામની ઉપાસના કર–એમ સનત્કુમારે કહ્યું. ॥ ૪ ॥

**स यः नाम ब्रह्म इति उपास्ते यावत् नाम्नः गतं तत्र अस्य यथाकामचारः भवति यः नाम ब्रह्म इति उपास्ते अस्ति भगवः नाम्नः भूयः इति नाम्नः वाव भूयः अस्ति इति तत् मे भगवान् ब्रवीतु इति ॥ ५ ॥**

તો પુરુષ કે જે નામને બ્રહ્મ તરીકે ઉપાસે છે, તેને માટે જ્યાં સુધી નામની ગતિ હોય છે ત્યાં સુધી તેનું યથેચ્છ વર્તન થાય છે. જે નામને બ્રહ્મ તરીકે ઉપાસે છે. "હે ભગવન્! નામથી વધીને કાંઈ છે?" એમ નારદે પૂછ્યું. "નિશ્ચય નામથી વધીને છે" એમ સનત્કુમારે કહ્યું. 'તો તે મને આપ પૂજ્ય કહો" એમ નારદે કહ્યું ॥ ૫ ॥

આગલા અધ્યાયમાં ભગવતી શ્રુતિએ પિતાપુત્રના સંવાદના રૂપમાં વેદાન્તના તત્ત્વમસિ મહાવાક્યની રહસ્યમયતા વિસ્તારથી કહી. જેમ ઉદ્દાલક અને શ્વેતકેતુનો સંવાદ અંતરની પ્રસન્નતા સાથે એવો ઉદાત્તભાવથી ભરપૂર અને તત્ત્વજ્ઞાનની ઊંચાઈની હદ બતાવે એવો હતો, તેમ હવેના અધ્યાયમાં આવનારો દેવર્ષિ નારદ અને ભગવાન સનત્કુમાર વચ્ચેનો રમણીય, પ્રસન્ન, અર્થગંભીર, લલિત અને તત્ત્વજ્ઞાનની ચરમ સીમા બતાવનારો ભૂમાવિદ્યા નામે પ્રસિદ્ધ થયેલ સંવાદ પણ વેદાન્ત શાસ્ત્રમાં અતિશય પ્રસિદ્ધ અને મનનીય છે! આ સંવાદનો શબ્દશઃ સ્પષ્ટ અર્થ તો અમોએ વાક્યાર્થમાં આપ્યો જ છે. આથી તેનું શબ્દશઃ વિસ્તૃત ભાષ્ય અમો આપીશું નહીં. તેમજ એમાં જેટલો ભાગ પુનરાવર્તન છે, તેનું પણ

વારંવાર કથન કરીશું નહીં. ફક્ત દરેક ખંડનો મર્મ શું છે—આશય શો છે—રહસ્ય શું છે એ જ વિસ્તારના ભયે અમો બતાવવા યથાશક્તિ તત્પર રહીશું. વાક્યાર્થના વારંવાર પઠન અને ધ્યાનમય મનનથી દરેક પાઠકને મૂળમાત્ર પણ આનંદદાયી થશે. અને આશયના સ્પષ્ટ જ્ઞાનથી મૂળનું રહસ્ય ઉજ્જવલ અને સમાધાનદાયી થશે.

કોઈક કાળે દેવર્ષિ નારદ ભગવાન સનતકુમાર પાસે વિનયપૂર્વક શિષ્યભાવે પહોંચ્યા. પહોંચીને નારદે પરમ હૃદયવ્યથાથી સનતકુમારને કહ્યું "ભગવન્! આપ મને આત્મજ્ઞાનનો ઉપદેશ કરો!" નારદ જેવા મહર્ષિને શિષ્ય બનાવવામાં ભગવતી શ્રુતિનો આશય ઊંડો છે. નારદ એક એવું પાત્ર છે કે જેના નામ માત્રે પણ માનવ પાવન થાય! પરમાત્માનો પરમ ભક્ત. એની ગતિ અકુતોભય સંચારિણી! ત્રિલોકમાં એ વિના રોકટોક જઈ શકે! એને અણજાણ્યું એવું કશું નહીં. આવા સર્વજ્ઞકલ્પ નારદને પણ આત્મજ્ઞાન ન હતું! તો પછી પૂરો અલ્પજ્ઞ પણ જે નથી એવા માનવને તો આત્મજ્ઞાન માટે કેટલો પ્રયત્ન કરવો જોઈએ! આ છે મર્મ. નારદને શિષ્યભાવે સ્વશરણે આવેલા જોઈને ભગવાન સનતકુમારને આશ્ચર્ય ન થયું. કેમકે વિદ્વાન હોય તે આત્મવેત્તા હોય જ એવો નિયમ નથી! આથી તેમણે નારદને કહ્યું. "તું અત્યાર સુધી જે કાંઈ જાણી ચૂક્યો હોય તે મને કહે, કે જેથી તેનાથી આગળ કાંઈ જાણવા યોગ્ય હોય તે તને હું કહું." ત્યારે નારદે પોતે કઈ કઈ વિદ્યા જાણતા હતા, તેની એક સારી સરખી યાદી આપી! નારદ સિવાયના ઘણાં ઓછા જવલ્લે જ આટલી વિદ્યાના એકી વખતે કોઈ જાણકાર હોય! નારદના હૃદયમાં જેટલી વિદ્યાઓ હતી તેનો એક વાક્યમાં ખ્યાલ આપીએ તો એમ કહી શકાય કે તેઓ વગર પુસ્તકે પુસ્તકશાળા જેવા હતા! પણ નારદનો એકરાર છે કે "હે ભગવન્! હું આટઆટલી વિદ્યાઓનો જાણકાર છું છતાં આત્માને હું ઓળખતો નથી! અને આત્મા જ એક જાણવા જેવી ચીજ છે! તે એકને જ ન જાણ્યો અને તેના સિવાયનું બધું જાણ્યું તો તે જાણેલું પણ અજ્ઞાન જ છે! કેમકે આત્માનો જાણકાર શોકથી પર થાય છે એવો નિયમ છે! અને શોકને તરી જવા માટે તો માનવ દેહ છે! તો જે જાણવાથી શોકને ન તરી જવાય તે બધુંય જાણવાથી શોકની વૃદ્ધિ જ થાય! હે ભગવન્! હું શોક કરું છું એટલે એ ચિહ્નથી જ આપ જાણી લ્યો કે હું આત્મજ્ઞાની નથી! આથી આપ કૃપા કરીને મને શોકથી પાર કરો! અર્થાત્ આપ મને આત્મવિદ્યા શીખવો!" નારદની આ કબૂલાતમાં જે સનાતન સત્ય છે તે સૌએ જાણી લેવા જેવું છે. શાસ્ત્રો જાણવાથી જ આત્મા જણાતો નથી! શાસ્ત્રજ્ઞાન કૃતાર્થ બનતું નથી!

આત્મજ્ઞાનનું એક પ્રત્યક્ષ સર્વના અનુભવમાં આવે એવું જે ફળ છે તે એ કે આત્માનો જાણકાર શોકથી પર થઈ જાય છે! શોક એટલે વિયોગજન્ય સંતાપ! સૌથી મોટો વિયોગ તે પોતાના સ્થૂલસૂક્ષ્મ દેહનો! વિયોગથી–મરણથી પેદા થનારો જે શોક-સંતાપ, તે સંતાપનું શમન છે આત્મવિદ્યામાં. આથી આત્મવિદ્યા શોકસંશમની ગુટિકા છે એમ સાધક જાણે. જ્યાંસુધી શોકનો જ્વર ન શમે ત્યાં સુધી આત્મજ્ઞાન પ્રસન્ન નથી–કૃતાર્થ નથી. એમ જાણવું! આથી શાસ્ત્રમાત્રના રહસ્યને ઘોળીને પી જનાર નારદ ભગવાનની જે આ સરળ હૃદયની કબૂલાત છે એ આપણને માટે લાલબત્તી છે! આમ નારદ ભગવાનની સરળ હૃદયની કબૂલાતથી તેની હૃદયશુદ્ધિની ખાત્રી થતાં ભગવાન સનત્‌કુમારે તેને કહ્યું–"બેટા! તારી વાત સાચી છે! આત્મજ્ઞાન સિવાય શોકશમન નથી. અને તું જે કાંઈ જાણે છે તે તો ફક્ત નામ માત્ર છે! અર્થાત્ શાસ્ત્ર માત્ર શબ્દ માત્ર છે! શબ્દમાં તો આત્મજ્ઞાન નથી. આત્માનું જ્ઞાન આત્મા નામના પદાર્થને અધીન છે! શબ્દાધીન નથી. માટે હે નારદ! અત્યારસુધી તેં જે કાંઈ જાણ્યું છે તે શબ્દ માત્ર છે–નામ માત્ર છે!" ત્યારે નારદે નામથી આગળ જે જાણવા જેવું છે તેને લગતો પ્રશ્ન કર્યો. નામને જાણવાથી મળતું ફળ બતાવી સનત્‌કુમારે નામથી આગળ જે તત્ત્વ છે તેનો ઉપદેશ કરવા શરૂઆત કરી.

॥ इति प्रथमः खण्डः ॥

---

## ॥ अथ द्वितीयः खण्डः ॥

वाक् वाव नाम्नः भूयसी वाक् वा ऋग्वेदं विज्ञापयति यजुर्वेदं सामवेदं आथर्वणं चतुर्थं इतिहासपुराणं पञ्चमं वेदानां वेदं पित्र्यं राशिं दैवं निधिं वाकोवाक्यं एकायनं देवविद्यां ब्रह्मविद्यां भूतविद्यां क्षत्रविद्यां नक्षत्रविद्यां सर्पदेवजनविद्यां दिवं च पृथिवीं च वायुं च आकाशं च आपश्च तेजश्च देवान् च मनुष्यान् च पशून् च वयांसि च तृणवनस्पतीन् श्वापदान् कीटपतंगपिपीलकं धर्मं च अधर्मं च सत्यं च अनृतं च साधु च असाधु च हृदयज्ञं च अहृदयज्ञं च यत् वै वाङ् नाभविष्यत् न धर्मः न अधर्मः व्यज्ञापयिष्यत् न सत्यं न अनृतं न साधु न असाधु न हृदयज्ञः न अहृदयज्ञः वाक् वा एतत् सर्वं विज्ञापयति वाचं उपास्व इति ॥ १ ॥

વાણી નિશ્ચય નામથી અદકી છે. વાણી જ ઋગ્વેદને જણાવે છે. યજુર્વેદ, સામવેદ, ચોથો અથર્વવેદ, પાંચમા ઈતિહાસપુરાણ, વ્યાકરણ, વંશવિદ્યા, ગણિતવિદ્યા, વાયુ આદિ વિદ્યા, ભૂગર્ભવિદ્યા, તર્કવિદ્યા, નીતિવિદ્યા, નૃત્યગીતવાદિત્રવિદ્યા, પ્રકૃતિવિદ્યા, પ્રાણીવિદ્યા, શસ્ત્રાસ્ત્રવિદ્યા, જ્યોતિર્વિદ્યા, સર્પવિદ્યા, અને શિલ્પવિદ્યા, દ્યૌ અને નિશ્ચય પૃથિવીને, વાયુ અને નિશ્ચય આકાશને, જલ અને નિશ્ચય તેજને, દેવતાઓ અને નિશ્ચય મનુષ્યોને, પશુઓ અને નિશ્ચય પક્ષીઓને, ઘાસ અને વૃક્ષોને, સિંહ વાઘ વગેરે હિંસ્ર પ્રાણીઓને; કીટ પતંગ કીડા વગેરે સુધીનાને, ધર્મ અને નિશ્ચય અધર્મને સાચને અને જૂઠને, ભલાને અને બુરાને, પ્રિય અને અપ્રિયને વાણી જ જણાવે છે. જો કદાચ વાણી ન હોત તો ન તો ધર્મ જણાત ન અધર્મ જણાત ન સાચ કે ન જૂઠ, ન ભલું કે ન બૂરું. ન પ્રિય કે ન અપ્રિય, કશું પણ ન જણાત. વાણી જ આ બધું જણાવે છે. તું વાણીની ઉપાસના કર ॥ ૧ ॥

**स यः वाचं ब्रह्म इति उपास्ते यावद् वाचः गतं तत्र अस्य यथाकामचारः भवति यः वाचं ब्रह्म इति उपास्ते अस्ति भगवः वाचः भूयः इति वाचो वाव भूयः अस्ति तन्मे भगवान् ब्रवीतु इति ॥ २ ॥**

જે કોઈ વાણીને બ્રહ્મ તરીકે ઉપાસે છે તેને વાણીની ગતિ હોય ત્યાં સુધી યથેચ્છ સંચાર થાય છે જે વાણીને બ્રહ્મ તરીકે ઉપાસે છે. ત્યારે નારદે પૂછ્યું—"હે ભગવન્! વાણીથી કાંઈ અદકું છે—ખરું ?" સનત્કુમારે કહ્યું "નિશ્ચય વાણીથી અદકું છે." "તો તે મને આપ પૂજ્ય કહો" એમ નારદે નિશ્ચય કહ્યું. ॥ ૨ ॥

વિદ્યામાત્ર ફક્ત શબ્દમાત્ર છે—જો તેનું પરિણામ આત્મજ્ઞાનમાં ન થતું હોય તો—આ છે રહસ્ય આગલા ખંડનું. દેવર્ષિ—નારદ સમસ્ત વિદ્યામાં પારંગત હતા. પણ તેઓ શોકપારંગત ન હતાં. અને આથી જ તેમને આત્મવિદ્યા વગરની તમામ વિદ્યાઓ ઓથારની માફક હૃદય ઉપર દબાણમાત્ર કરતી હતી. હૃદયનો ભાર હળવો કરતી ન હતી. આત્મવિદ્યા જ શોકસંશમની હોઇને હૃદયને હળવું કરે છે! આથી હવે ક્રમશઃ યોગીવર્ય બ્રહ્મનિષ્ઠ આચાર્યવર સનત્કુમાર નારદને શોકની પેલે પાર લઈ જનાર છે. તેની પ્રત્યેક ખંડ ભૂમિકા રચે છે. પહેલા ખંડને અંતે નારદે નામથી અધિકતર તત્ત્વને લગતી જીજ્ઞાસા કરી હતી. સનત્કુમાર કહે છે કે "નામથી અદકી વાણી છે." વાણી વસ્તુમાત્રની પ્રકાશક છે. માટે વાણીની ઉપાસના કરવા આચાર્ય શિષ્યને ફરમાવે છે. તેનું સાથે ફળ પણ બતાવે છે. ખંડને અંતે નારદ વાણીથી જે કાંઈ અદકું હોય તેને લગતી જીજ્ઞાસા પ્રકટ કરે છે.

॥ इति द्वितीयः खण्डः ॥

## ॥ अथ तृतीयः खण्डः ॥

मनः वाव वाचः भूयः यथा वै द्वे वा आमलके द्वे वा कोले द्वौ वा अक्षौ मुष्टिः अनुभवति एवं वाचं च नाम च मनः अनुभवति स यदा मनसा मनस्यति मन्त्रान् अधीयीय इति अथ अधीते कर्माणि कुर्वीय इति अथ कुरुते पुत्रान् च पशून् च इच्छेय इति अथ इच्छत इमं च लोकं अमुं च इच्छेय इति अथ इच्छते मनः हि आत्मा मनः हि लोकः मनः हि ब्रह्म मनः उपास्व इति ॥ १ ॥

मन निश्चय वाणीथी अदकुं छे. जेम निश्चय बे आमळांने के निश्चय बे बोरोने बे बहेडां (नामना फळ) ने मुठी अनुभवे छे एज मुज्ब मन निश्चय वाणीने अने नामने अनुभवे छे-जाणे छे, ते ज्यारे मनथी संकल्प करे छे के हुं मंत्रोने भणुं, त्यारे भणे छे. हुं कर्मो करुं एम संकल्प कर्या बाद कर्मं करे छे. हुं पुत्रोने अने पशुओने ईच्छुं एम संकल्प कर्या पछी प्राप्त करे छे. आ लोकने अने निश्चय पेला लोकने ईच्छुं एम कर्या बाद ते बन्नेने प्राप्त करे छे. मन निःसन्देह आत्मा छे. मन निश्चय लोक छे. मन निश्चय ब्रह्म छे. मनने उपास. ॥ १ ॥

स यः मनः ब्रह्म इति उपास्ते यावत् मनसः गतं तत्र अस्य यथाकामचारः भवति यः मनः ब्रह्म इति उपास्ते अस्ति भगवः मनसः भूय इति मनसः वाव भूयः अस्ति इति तत् मे भगवान् ब्रवीतु इति॥२॥

जे मनुष्य मनने ब्रह्म तरीके उपासे छे ते ज्यां सुधी मननी गति होय त्यां सुधी यथेष्ट संचारी थाय छे जे मनने ब्रह्म तरीके उपासे छे. "हे भगवन्! मनथी कांई अदकुं छे खरुं?" "हा मनथी अदकुं छे." "तो ते मनथी अदकुं जे होय ते आप पूज्य मने कहो." ॥ २ ॥

वाणीथी अदकुं मन छे. केमके मनमां वाणी अने नाम उभयनो समावेश थाय छे. मनथी संकल्पित जीवनमां तमाम वर्तन होय छे. आथी मननुं महत्त्व अपरंपार छे! आ मन आत्मा छे. केमके आत्माने मननो संयोग न होय तो चेष्टामात्र असंभवित छे. आथी मनमां आत्मापणानो आरोप करवामां आव्यो छे. मनथी ज लोकनुं ग्रहण थतुं होवाथी मन ज लोकरूप छे. मन संकोच-विकास-शील होइने एनो विकास बृहत्तम थइ शकतो होवाथी मनमां ब्रह्मनो पण, आचार्य आरोप करे छे. अने आम मनने आत्मा-लोक अने ब्रह्मरूपे उपासवानुं फरमावी ते उपासनानुं फळ बतावी विरमे छे. त्यारे मनथी अदकुं तत्त्व जाणवा नारद इच्छे छे.

॥ इति तृतीयः खण्डः ॥

## ॥ अथ चतुर्थः खण्डः ॥

संकल्पः वाव मनसः भूयान् यदा वै संकल्पयते अथ मनस्यति अथ वाचम् ईरयति ताम् उ नाम्नीरयति नाम्नि मन्त्रा एकं भवन्ति मन्त्रेषु कर्माणि ॥ १ ॥

મનથી નિશ્ચય સંકલ્પ અદકો છે. જ્યારે નિશ્ચય સંકલ્પે છે ત્યારે ઈચ્છા કરે છે. ત્યાર બાદ વાણીને પ્રેરે છે. તે વાણીને નિશ્ચય નામમાં પ્રેરે છે. નામમાં મન્ત્રો એકત્ર થાય છે. અને મન્ત્રમાં કર્મો એકત્ર થાય છે. ॥ ૧ ॥

तानि ह वा एतानि संकल्प एकायनानि संकल्पात्मकानि संकल्पे प्रतिष्ठितानि समक्लृपतां द्यावापृथिवी समकल्पेतां वायुश्चाकाशं च समकल्पन्त आपः च तेजः च तेषां संक्लृप्त्यै वर्षं संकल्पते वर्षस्य संक्लृप्त्या अन्नं संकल्पते अन्नस्य संक्लृप्त्यै प्राणाः संकल्पन्ते प्राणानां संक्लृप्त्यै मन्त्राः संकल्पन्ते मन्त्राणां संक्लृप्त्यै कर्माणि संकल्पन्ते कर्मणां संक्लृप्त्यै लोकः संकल्पते लोकस्य संक्लृप्त्यै सर्वं संकल्पते स एष संकल्पः संकल्पं उपास्व इति ॥ २ ॥

તે આ બધાં નિશ્ચય સંકલ્પરૂપ એકાયતનવાળાં સંકલ્પાત્મક અને સંકલ્પમાં પ્રતિષ્ઠાવાળાં છે. સ્વર્ગ અને પૃથિવી સંકલ્પ કરનાર જેવાં છે. આકાશ અને વાયુ સંકલ્પ સેવનાર જેવાં છે. પાણી અને તેજ સંકલ્પ કરનાર જેવાં છે. તે બધાંનાં સંકલ્પથી વૃષ્ટિ સંકલ્પિત છે. વૃષ્ટિના સંકલ્પથી અન્ન, અન્નના સંકલ્પથી પ્રાણો, પ્રાણોના સંકલ્પથી મન્ત્રો, મન્ત્રોના સંકલ્પથી કર્મો, કર્મોના સંકલ્પથી લોક અને લોકના સંકલ્પથી આ બધું સંકલ્પિત છે. તે આ સંકલ્પ છે. સંકલ્પને ઉપાસ. ॥ ૨ ॥

स यः संकल्पं ब्रह्म इति उपास्ते क्लृप्तान् वै स लोकान् ध्रुवान् ध्रुवः प्रतिष्ठितान् प्रतिष्ठितः अव्यथमानान् अव्यथमानः अभिसिध्यति यावत् संकल्पस्य गतं तत्र अस्य यथाकामचारः भवति यः संकल्पं ब्रह्म इति उपास्ते अस्ति भगवः संकल्पात् भूय इति संकल्पात् वाव भूयः अस्ति इति तत् मे भगवान् ब्रवीतु इति ॥ ३ ॥

તે કે જે સંકલ્પને બ્રહ્મ તરીકે ઉપાસે છે તે સ્વયં સંકલ્પિત ધ્રુવ પ્રતિષ્ઠિત, નિરુપદ્રવ લોકોને જાતે ધ્રુવ, પ્રતિષ્ઠિત અને નિરુપદ્રવ થયેલ હોઈને પ્રાપ્ત કરે છે.

જ્યાં સુધી સંકલ્પની ગતિ હોય છે ત્યાં સુધી તેની યથેષ્ટ ગતિ હોય છે, જે સંકલ્પને બ્રહ્મ તરીકે ઉપાસે છે. એ સંકલ્પથી કાંઈ અદકું છે ખરું? નિશ્ચય સંકલ્પથી પણ અદકું છે. તો ભગવાન્ તે મને કહો. ॥ ૩ ॥

મનથી સંકલ્પ અદકો છે. કેમકે મન સંકલ્પ અને વિકલ્પ બન્ને કરે છે. આ બન્નેમાં વિકલ્પ મિથ્યા હોઇને માણસને પાડે છે. સંકલ્પ સત્ય હોઇને ચઢાવે છે. સંકલ્પમાંથી જ ઇચ્છા–વાણી–નામ– વગેરેની ચેષ્ટા થાય છે. અને નામમાં મન્ત્રો પ્રતિષ્ઠિત છે. મન્ત્રોમાં ક્રિયા છૂપાઈ છે. આથી સરવાળે તો તે બધું સંકલ્પમાં છે. આ સંકલ્પની ન્યારી ગતિ ફલ સહિત વર્ણવી આચાર્ય સંકલ્પની ઉપાસના કરવા શિષ્યને ફરમાવે છે. સંકલ્પથી અદકું તત્ત્વ જાણવા શિષ્ય ઇચ્છે છે.

॥ इति चतुर्थः खण्डः ॥

---

## ॥ अथ पञ्चमः खण्डः ॥

**चित्तं वाव संकल्पात् भूयः यदा वै चेतयते अथ संकल्पयते अथ मनस्यति अथ वाचं ईरयति ताम् उ नाम्नि ईरयति नाम्नि मन्त्रा एकं भवन्ति मन्त्रेषु कर्माणि ॥ १ ॥**

ચિત્ત નિશ્ચય સંકલ્પથી અદકું છે. જ્યારે ચિન્તવે છે ત્યારે સંકલ્પે છે, ત્યાર બાદ ઈચ્છે છે, ત્યાર બાદ વાણીને પ્રેરે છે, તે વાણીને નામમાં પ્રેરે છે, નામમાં મન્ત્રો એકત્ર થાય છે. મન્ત્રોમાં કર્મો એક થાય છે. ॥ ૧ ॥

**तानि ह वा एतानि चित्त एकायनानि चित्तात्मानि चित्त प्रतिष्ठितानि तस्मात् यद्यपि बहु विद् अचित्तो भवति न अयम् अस्ति इति एव एनम् आहुः यद् अयं वेद यत् वा अयं विद्वान इत्थम् अचित्तः स्यात् इति अथ यत् अल्पवित् चित्तवान् भवति तस्मा एव उत शुश्रूषन्ते चित्तं हि एव एषां एकायनं चित्तं आत्मा चित्तं प्रतिष्ठा चित्तं उपास्स्व इति ॥ २ ॥**

તે આ બધાં - નિશ્ચય, ચિત્તરૂપી એકાયનવાળાં, ચિત્તાત્માવાળાં, અને ચિત્તમાં પ્રતિષ્ઠાવાળાં છે. આથી યદ્યપિ કોઈ બહુ જાણતો હોય છતાં જો અચિત્ત હોય તો આ નથી-ભણેલો નથી એમ જ એને માટે કહે છે, એ જે કાંઈ જાણે છે, જો તે એનો ઠીક ઠીક જાણકાર હોત તો તે આવો અચિત્ત ન હોત એમ કહે છે. હવે જો કોઈ અલ્પવિદ્ હોવા છતાં જો સચિત હોય તો પણ લોક તેનાં વચનને સાંભળવા ઈચ્છે છે. ચિત્ત જ નિશ્ચય આ બધાનું એકાયન, ચિત્ત જ આત્મા અને ચિત્ત જ આ બધાંની પ્રતિષ્ઠા છે. માટે ચિત્તને ઉપાસ. ॥ ૨ ॥

स यः चित्तं ब्रह्म इति उपास्ते चित्तान् वै स लोकान् ध्रुवान् ध्रुवः प्रतिष्ठितान् प्रतिष्ठितः अव्यथमानान् अव्यथमानः अभिसिद्ध्यति यावत् चित्तस्य गतं तत्रास्य यथाकामचारः भवति यः चित्तं ब्रह्म इति उपास्ते अस्ति भगवः चित्तात् भूय इति चित्तात् वाव भूयः अस्ति इति तत् मे भगवान् ब्रवीतु इति ॥ ३ ॥

તે કે જે ચિત્તને બ્રહ્મ તરીકે ઉપાસે છે તે ચિત્તજન્ય ધ્રુવ, પ્રતિષ્ઠિત અને નિરુપદ્રવ લોકોને જાતે ધ્રુવ પ્રતિષ્ઠિત અને નિરુપદ્રવ થયેલ હોઈને પ્રાપ્ત કરે છે. જ્યાં સુધીની ચિત્તની ગતિ હોય છે ત્યાં સુધીની એની પ્રવૃત્તિ યથેચ્છ હોય છે, જે ચિત્તને બ્રહ્મ તરીકે ઉપાસે છે. હે ભગવન્! ચિત્તથી કાંઈ અદકું છે ખરું? હા ચિત્તથી પણ અદકું છે. તો ભગવાન મને તે કહો. ॥ ૩ ॥

સંકલ્પથી ચિત્ત અદકું છે. કેમકે સંકલ્પનું ચિન્તન એ પુરોગામી છે. અને ચિન્તન એ ચિત્તધર્મ છે. ચિન્તનમાં સંકલ્પ નીપજે છે. અને સંકલ્પ જ પરિણામે ક્રિયા સુધી પરિણમે છે. સચિત્ત અને અચિત્ત પુરુષના દ્રષ્ટાન્ત દ્વારા ચિત્તનું મહત્વ પ્રસ્થાપિત કરી ચિત્તની સફળ ઉપાસના બતાવી તેમાં નિષ્ઠા ભેળવવા શિષ્યને આદેશ કરતાં આચાર્યને ચિત્તથી અદકું તત્વ કયું છે તે જાણવા શિષ્ય ઇચ્છે છે.

॥ इति पञ्चमः खण्डः ॥

---

॥ अथ षष्ठः खण्डः ॥

ध्यानं वाव चित्तात् भूयः ध्यायति इव पृथिवी ध्यायति इव अन्तरिक्षं ध्यायति इव द्यौ ध्यायन्ति इव आपः ध्यायन्ति इव पर्वताः ध्यायन्ति इव देवमनुष्याः तस्मात् य इह मनुष्याणां महत्तां प्राप्नुवन्ति ध्यानापादांशा इव एव ते भवन्ति अथ ये अल्पाः कलहिनः पिशुना उपवादिनः ते अथ ये प्रभवः ध्यानापादांशा इवैव ते भवन्ति ध्यानम् उपास्स्व इति ॥ १ ॥

ધ્યાન નિશ્ચય ચિત્તથી અદકું છે. જાણે, પૃથિવી, અંતરિક્ષ, સ્વર્ગ, પાણી, પર્વતો અને દેવમનુષ્યો ધ્યાન કરે છે. તેથી આ દુનિયામાં જેઓ મનુષ્યોમાં મહત્તાને પામે છે તેઓ ધ્યાનનું ફલ જે નૈશ્ચલ્ય તે નૈશ્ચલ્યની કલાવાળા જેવા થાય છે. પરંતુ જેઓ અલ્પ છે–ક્ષુદ્ર છે તેઓ કંકાસીઆ, ચાડીઆ અને પ્રત્યક્ષમાં પરદોષના કહેનારાઓ થાય છે. પરંતુ જેઓ સમર્થ છે, તેઓ નૈશ્ચલ્યની કલાવાળા જેવા જ થાય છે. માટે ધ્યાનને ઉપાસ. ॥ ૧ ॥

**स यः ध्यानं ब्रह्म इति उपास्ते यावत् ध्यानस्य गतं तत्र अस्य यथाकामचारः भवति यः ध्यानं ब्रह्म इति उपास्ते अस्ति भगवः ध्यानात् भूयः इति ध्यानात् वाव भूयः अस्ति इति तत् मे भगवान् ब्रवीतु इति ॥ २ ॥**

તે પુરુષ કે જે ધ્યાનને બ્રહ્મ તરીકે ઉપાસે છે તેઓ ધ્યાનની જ્યાં સુધી ગતિ પહોંચતી હોય ત્યાં સુધીમાં યથેષ્ટ વર્તન કરનાર થાય છે જેઓ ધ્યાનને બ્રહ્મ તરીકે ઉપાસે છે. "હે ભગવન્! ધ્યાનથી કાંઈ અદકું છે ખરું?" "હા" ધ્યાનથી પણ અદકું છે. "તો ભગવાન્ મને તે જ કહો" ॥ ૨ ॥

ચિત્તની ચિન્તન અવસ્થા કરતાં ધ્યાનાવસ્થા બલવતી છે. કેમકે ધ્યાનમાં ચિત્તની સ્વચ્છ વૃત્તિનો એકતાન પ્રવાહ વહે છે. અને આ ધ્યાન ખૂબ જ બળવાન છે. ધ્યાનના અભ્યાસીને આ સમસ્ત ચરાચર જગત પણ એક પરમધ્યાનની જ અવસ્થામાંથી પસાર થતું હોય એમ લાગે છે! ધ્યાન ચિત્તને એક ઇષ્ટ વસ્તુમાં નિશ્ચલતા આપે છે! એક ધ્યાનનો જ ક્રમશઃઉત્કર્ષ એ સમાધિ છે. આથી ધ્યાન સૌમાં બળવાન છે. એમ કહી તેની ઉપાસના કરવાનું ફરમાવી તેનું ફળ બતાવે છે! શિષ્યને ધ્યાનાવસ્થાથી પણ અધિક ઊંચી અવસ્થાની જીજ્ઞાસા થાય છે.

॥ इति षष्ठः खण्डः ॥

## ॥ अथ सप्तमः खण्डः ॥

**विज्ञानं वाव ध्यानात् भूयः विज्ञानेन वा ऋग्वेदं विजानाति यजुर्वेदं सामवेदं अथर्वणं चतुर्थं इतिहासपुराणं पञ्चमं वेदानां वेदं पित्र्यं राशिं दैवं निधिं वाकोवाक्यं एकायनं देवविद्यां ब्रह्मविद्यां भूतविद्यां क्षत्रविद्यां नक्षत्रविद्यां सर्पदेवजनविद्यां दिवं च पृथिवीं च वायुं च आकाशं च आपः च तेजः च देवान् च मनुष्यान् च पशून् च वयांसि च तृणवनस्पतीन् श्वापदान्याकीटपतंगपिपीलकं धर्मं च अधर्मं च सत्यं च अनृतं च साधु च असाधु च हृदयज्ञं च अहृदयज्ञं च अन्नं च रसं च इमं च लोकं अमुं च विज्ञानेन एव विजानाति विज्ञानं उपास्स्व इति ॥ १ ॥**

વિજ્ઞાન નિશ્ચય ધ્યાનથી અદકું છે. વિજ્ઞાનથી નિશ્ચય, ઋગ્વેદને જાણે છે. યજુર્વેદ, સામવેદ અને ચોથા અથર્વવેદને, પાંચમા ઈતિહાસ પુરાણને, વ્યાકરણને, વંશ વિદ્યા, ગણિતવિદ્યા, વાયુ આદિ વિદ્યા, ભૂગર્ભ વિદ્યા, તર્કવિદ્યા, નીતિ વિદ્યા, નૃત્યગીતવાદિત્ર વિદ્યા, પ્રકૃતિ વિદ્યા, પ્રાણીવિદ્યા, શસ્ત્રાસ્ત્ર વિદ્યા, જ્યોતિર્વિદ્યા, સર્પ વિદ્યા અને શિલ્પ વિદ્યા, દ્યૌ અને પૃથિવી, વાયુ અને નિશ્ચય આકાશ, જલ અને

નિશ્ચય તેજ, દેવો અને મનુષ્યો, પશુઓ તેમજ પક્ષીઓને ઘાસ તેમજ વૃક્ષો, સિંહવાઘ આદિ હિંસ્ર પશુઓ, કીટપતંગ, ધર્મ અને નિશ્ચય અધર્મને, સાચને અને નિશ્ચય જૂઠને, ભલાને અને નિશ્ચય બૂરાને, મિત્ર અને નિશ્ચય અમિત્રને, અન્નને અને નિશ્ચય રસને, આલોકને અને નિશ્ચય પરલોકને વિજ્ઞાનથી જ જાણે છે માટે વિજ્ઞાનને ઉપાસ. ॥ ૧ ॥

**स यः विज्ञानं ब्रह्म इति उपास्ते विज्ञानवतः वै स लोकान् ज्ञानवतः अभिसिध्यति यावत् विज्ञानस्य गतं तत्रास्य यथाकामचारः भवति यः विज्ञानं ब्रह्म इति उपास्ते अस्ति भगवः विज्ञानात् भूय इति विज्ञानात् वाव भूयः अस्ति इति तत् मे भगवान् ब्रवीतु इति ॥२॥**

તે કે જે વિજ્ઞાનને બ્રહ્મ તરીકે ઉપાસે છે, તે વિજ્ઞાની અને જ્ઞાનીના લોકને પ્રાપ્ત કરે છે. જ્યાં સુધી વિજ્ઞાનની ગતિ છે ત્યાં સુધી એની યથેષ્ટ ગતિ થાય છે. જે નિશ્ચય વિજ્ઞાનને બ્રહ્મ તરીકે ઉપાસે છે. "હે ભગવન્ ! વિજ્ઞાનથી કાંઈ અદકું છે ?" "હા, વિજ્ઞાનથી અદકું પણ છે." "તો ભગવન્ મને તે કહો." ॥ ૨ ॥

ધ્યાનથી પણ અદકું અને ધ્યાનનું પણ પુરોગામી પણ સંસારદશામાં ધ્યાનમાંથી જાણે જન્મનું લાગતું-પોષાતું અને ઉછરતું લાગતું એવું વિજ્ઞાન છે. વિજ્ઞાન એટલે વિવેકજ્ઞાન. આ વિવેકજ્ઞાન તો છે જ. ધ્યાનથી એ વિશદ થાય છે. ધ્યાન વિજ્ઞાનમાં પરિણમે છે. જે પૂર્વમાં હતું જ તેને ધ્યાન સ્પષ્ટ કરે છે ! આ વિજ્ઞાનની ચરમ સીમા છે આત્મા અનાત્માનો વિવેક. અને આથી જ તે અદકું છે. તેની સફળ ઉપાસના બતાવે છે. ત્યારે વિજ્ઞાનથી અદકું શું છે તે જાણવાની શિષ્ય ઇચ્છા કરે છે.

॥ इति सप्तमः खण्डः ॥

---

## ॥ अथ अष्टमः खण्डः ॥

**बलं वाव विज्ञानात् भूयः अपि ह शतं विज्ञानवतां एकः बलवान् आकम्पयते स यदा बली भवति अथोत्थाता भवति उत्तिष्ठन् परिचरिता भवति परिचरन् उपसत्ता भवति उपसीदन् द्रष्टा भवति श्रोता भवति मन्ता भवति बोद्धा भवति कर्ता भवति विज्ञाता भवति बलेन वै पृथिवी तिष्ठति बलेन अन्तरिक्षं बलेन द्यौः बलेन पर्वता बलेन देवमनुष्या बलेन पशवः च वयांसि च तृणवनस्पतयः श्वापदान्याकीटपतंगपिपीलकं बलेन लोकः तिष्ठति बलं उपास्स्व इति ॥ १ ॥**

બળ નિશ્ચય વિજ્ઞાનથી અદકું છે. કેમકે નિશ્ચય એક બળવાન સો વિજ્ઞાનીઓને કંપાવે છે. જ્યારે પુરુષ બળવાન થાય છે, ત્યારે તે ઉત્થાન કરનારો થાય છે. ઉત્થિત થયેલો તે પરિચર્યા કરનારો થાય છે. પરિચરણ કરનાર ગુરુસમીપ ગયેલ છે. ગુરુ સમીપ દ્રષ્ટા, શ્રોતા, મન્તા, જાણકાર, કર્તા અને વિજ્ઞાતા થાય છે. બળથી નિશ્ચય પૃથિવી અન્તરિક્ષ દ્યૌ, પર્વતો, દેવ મનુષ્યો, પશુઓ, પક્ષીઓ, તૃણ વનસ્પતિઓ, શિકારી પશુઓ, કીટથી માંડીને પતંગીઆ અને કીડી સુધીનો પ્રાણીવર્ગ, લોક ઉભો રહે છે. તો તે બળને ઉપાસ. ॥ ૧ ॥

स यः बलं ब्रह्म इति उपास्ते यावत् बलस्य गतं तत्र अस्य यथाकामचारः भवति यः बलं ब्रह्म इति उपास्ते अस्ति भगवः बलात् भूयः इति बलात् वाव भूयः अस्ति इति तत् मे भगवान् ब्रवीतु इति ॥ २ ॥

તો જે કોઈ બળને બ્રહ્મ તરીકે ઉપાસે છે તે બળને બ્રહ્મ તરીકે ઉપાસનારો જ્યાં સુધી બળની ગતિ પહોંચે છે ત્યાં સુધી યથેષ્ટ વર્તનવાળો થાય છે. "હે ભગવન્! બળથી કાંઈ અદકું છે ખરું ?" "હા, બળથી અદકું પણ છે." "તો તે મને આમ ભગવાન્ કહો." ॥ ૨ ॥

અને આ ઠેકાણે અધ્યાત્મજ્ઞાનમાં શરીરબળની ઉપયોગીતાની આચાર્ય આવશ્યકતા સૂચવે છે. બળ વિજ્ઞાનથી અધિક છે. કેમકે વિવેકી જો શરીરે નિર્બળ હોય તો તે બળવાન સમક્ષ ટકી શકતો નથી! વળી ગમે તેટલો વિવેકી પુરુષ હોય તોપણ અધ્યાત્મ જીવનમાં શરીરનું ખડતલપણું ન હોય ત્યાં લગી આગળ કૂચ કરી શકતો નથી! બળવાન ન હોય તો તે જીવનમાં ઉઠી શકતો નથી. ઉઠી ન શકે તે ગુરુને શું સેવે? કેમકે સેવા તો શરીર સ્વાસ્થ્ય પહેલાં માગે! સેવા કરવાની તાકાત હોય તો ગુરુની નજીક જવાય! અને ગુરુ પાસે જવાય–તેમની સેવા થાય તો મનુષ્ય આત્માનો દ્રષ્ટા–શ્રોતા, મન્તા, જાણકાર, કર્તા અને વિજ્ઞાતા થાય છે! વળી જગત ટકી રહે છે, તે પણ બળના આધારે. આમ બળની ઉપાસના તો કોઈને માટે પણ અનિવાર્ય છે! કેમકે નિર્બળ અને મરેલો–એ બેમાં ખાસ તફાવત નથી! માટે ગુરુ, બળની સફળ ઉપાસનાનું વિધાન કરે છે. અને શિષ્ય બળથી અદકું શું તે જાણવા જીજ્ઞાસા કરે છે.

॥ इति अष्टमः खण्डः ॥

## ॥ अथ नवमः खण्डः ॥

अन्नं वाव बलाद् भूयः तस्मात् यद्यपि दशरात्रीर्नाश्नीयात् यद्युह जीवेत् अथवा अद्रष्टा अश्रोता अमन्ता अबोद्धा अकर्ता अविज्ञाता भवति अथ अन्नस्यायै द्रष्टा भवति श्रोता भवति मन्ता भवति बोद्धा भवति कर्ता भवति विज्ञाता भवति अन्नं उपास्व इति ॥ १ ॥

અન્ન નિશ્ચય બળથી અદકું છે.–તેથી જ જો કોઈ દશ રાત ન ખાય અને જો કદાચ જીવે તો પણ તે અદ્રષ્ટા–અશ્રોતા–અમન્તા–અબોદ્ધા–અકર્તા અને અવિજ્ઞાતા જ રહે છે. પણ અન્નની પ્રાપ્તિ થતાં, દ્રષ્ટા, શ્રોતા, મન્તા, બોદ્ધા, કર્તા અને વિજ્ઞાતા થાય છે. આથી તું અન્નને ઉપાસ. ॥ ૧ ॥

स यः अन्नं ब्रह्म इति उपास्ते अन्नवतः वै स लोकान् पानवतः अभिसिध्यति यावत् अन्नस्य गतं तत्र अस्य यथाकामचारः भवति यः अन्नं ब्रह्म इति उपास्ते अस्ति भगवः अन्नात् भूयः इति अन्नात् वाव भूयः अस्ति इति तत् मे भगवान् ब्रवीतु इति ॥ २ ॥

તે કે જે અન્નને બ્રહ્મ તરીકે ઉપાસે છે તે અન્નને બ્રહ્મ તરીકે ઉપાસનાર પુરુષ અન્ન અને પાનવાળા લોકોને પ્રાપ્ત કરે છે. તે ઉપરાંત જ્યાં સુધી અન્નની પહોંચ હોય છે ત્યાં સુધી યથેષ્ટ વર્તનવાળો થાય છે. "હે ભગવન્! અન્નથી કોઈ અદકું છે ખરું?" "હા, અન્નથી અદકું છે" 'તો ભગવાન્ મને તે કહો."

॥ इति नवमः खण्डः ॥

---

## ॥ अथ दशमः खण्डः ॥

आपः वाव अन्नात् भूयः यः तस्मात् यदा सुवृष्टिः न भवति व्याधीयन्ते प्राणा अन्नं कनीयः भविष्यति इति अथ यथा सुवृष्टिः भवति आनन्दिनः प्राणाः भवन्ति अन्नं बहु भविष्यति इति आप एव इमाः मूर्ताः या इयं पृथिवी यत् अन्तरिक्षं यद् द्यौः यत् पर्वताः यत् देव मनुष्याः यत् पशवः च वयांसि च तृणवनस्पतयः श्वापदान्याकीटपतंगपिपीलकं आपः एव इमाः मूर्ताः अपः अपास्स्व इति ॥ १ ॥

પાણી નિશ્ચય અન્નથી અહકું છે. તેથી જ્યારે સુવૃષ્ટિ નથી થતી ત્યારે, અતિશય થોડું અન્ન પાકશે એમ કરીને પ્રાણો દુઃખી થાય છે. પણ જ્યારે સુવૃષ્ટિ થાય છે, ત્યારે, ખૂબ અન્ન પાકશે એ વિચારે પ્રાણો આનંદી થાય છે. જે આ પૃથ્વી છે અન્તરિક્ષ, દ્યૌ, પર્વતો, દેવમનુષ્યો, પશુઓ, પક્ષીઓ, તૃણ વનસ્પતિઓ, શિકારી પશુઓ, કીટથી માંડીને પતંગ કીડા પર્યંત જે કાંઈ છે તે બધું મૂર્તિમાન જલ જ છે. માટે તું જલની ઉપાસના કર. ॥ ૧ ॥

स यः अपः ब्रह्म इति उपास्ते आप्नोति सर्वान् कामान् तृप्तिमान् भवति यावद् अपां गतं तत्र अस्य यथाकामचारः भवति यः अपः ब्रह्म इति उपास्ते अस्ति भगवः अद्भ्यः भूयः इति अद्भ्यः वा भूयः अस्ति इति तत् मे भगवान् ब्रवीतु इति ॥ २ ॥

જે કોઈ જલને બ્રહ્મ તરીકે ઉપાસે છે તે જલને બ્રહ્મ તરીકે ઉપાસતો પુરુષ, સમસ્ત કામોને પ્રાપ્ત કરે છે, તૃપ્તિવાળો થાય છે, જ્યાં સુધી જલની ગતિ પહોંચે છે ત્યાં સુધી તે યથેચ્છ આચરણવાળો થાય છે. 'હે ભગવન્! જલથી કાંઈ અદકું છે ખરું?' 'હા, જલથી અદકું છે.' 'તો આપ પૂજ્ય મને તે કહો.' ॥ ૨ ॥

॥ इति दशमः खण्डः ॥

---

## ॥ अथ एकादशः खण्डः ॥

तेजः वाव अद्भ्यः भूयः तत् वा एतत् वायुं आगृह्य आकाशं अभितपति तद् आहुः निशोचति नितपति वर्षिष्यति वा इति तेजः एव तत् पूर्वं दर्शयित्वा अथ आपः सृजते तद् एतत् ऊर्ध्वाभिश्च तिरश्चीभिश्च विद्युद्भिराह्रादाश्चरन्ति तस्मात् आहुर्विद्योतते स्तनयति वर्षिष्यति वा इति तेज एव तत् पूर्वं दर्शयित्वा अथ आपः सृजते तेजः उपास्व इति ॥ १ ॥

તેજ નિશ્ચય વાયુથી અદકું છે. તેથી તે આ તેજ વાયુને થંભાવીને આકાશને તપવે છે. ત્યારે લોકો ઘામ પડે છે-લૂ પડે છે-તેથી હવે વરસાદ થશે એમ કહે છે. તે-તેજ જ પહેલાં બતાવીને ત્યાર બાદ જલને સરજે છે. તે આ ઉંચી અને તીરછી વિજળીઓ દ્વારા વાદળની ગર્જના કરે છે. તેથી લોકો કહે છે કે વિજળી થાય છે, ગર્જના થાય છે. હવે વરસશે. તેથી તેજ જ પહેલાં આ બધું દર્શાવી ત્યાર બાદ પાણીને સરજે છે. માટે તેજને ઉપાસ. ॥ ૧ ॥

स यः तेजः ब्रह्म इति उपास्ते तेजस्वी वै स तेजस्वतः लोकान् भास्वतः अपहततमस्कानभिसिध्यति यावत् तेजसः गतं तत्रास्य यथाकामचारः भवति यः तेजः ब्रह्म इति उपास्ते अस्ति भगवः तेजसः भूयः इति तेजसः वाव भूयः अस्ति इति तत् मे भगवान् ब्रवीतु इति ॥ २ ॥

જે કોઈ તેજને બ્રહ્મ તરીકે ઉપાસે છે તે તેજને બ્રહ્મ તરીકે ઉપાસનારો તેજસ્વી થાય છે. તેજસ્વી-ભાસ્વર-અંધારશૂન્ય લોકોને પ્રાપ્ત કરે છે. જ્યાં સુધી તેજની ગતિ પહોંચે ત્યાં સુધી તે યથેષ્ટ વર્તનવાળો થાય છે. 'હે ભગવન્! તેજથી કાંઈ અદકું છે?' 'હા, તેજથી પણ અદકું છે.' 'તો ભગવાન મને તે કહો' ॥ ૨ ॥

॥ इति एकादशः खण्डः ॥

---

## ॥ अथ द्वादशः खण्डः ॥

आकाशः वाव तेजसः भूयान् आकाशे वै सूर्याचन्द्रमसौ उभौ विद्युत् नक्षत्राणि अग्निः आकाशेन आह्वयति आकाशेन शृणोति आकाशेन प्रतिशृणोति आकाशे रमत आकाशे न रमत आकाशे जायत आकाशं अभिजायत आकाशं उपास्स्व इति ॥ १ ॥

આકાશ તેજથી અદકું છે. કેમકે આકાશમાં નિશ્ચય સૂર્યચન્દ્ર એ બન્ને, વિજળી, નક્ષત્રો અને અગ્નિ છે. આકાશથી બોલાવે છે, આકાશથી સાંભળે છે. આકાશથી પ્રતિશ્રવણ કરે છે. આકાશમાં રમે છે. ક્વચિત્ આકાશમાં રમતાં નથી! આકાશમાં જન્મે છે. આકાશ તરફ જન્મે છે. માટે આકાશને ઉપાસ. ॥ ૧ ॥

स य आकाशं ब्रह्म इति उपास्ते आकाशवतः वै स लोकान् प्रकाशवतः संबाधानुरुगायवतः अभिसिध्यति यावदाकाशस्य गतं तत्र अस्य यथाकामचारः भवति य आकाशं ब्रह्म इति उपास्ते अस्ति भगव आकाशाद्भूय इति आकाशात् वाव भूयः अस्ति इति तन्मे भगवान् ब्रवीतु इति ॥ २ ॥

તે કે જે આકાશને બ્રહ્મ તરીકે ઉપાસે છે તે આકાશને બ્રહ્મ તરીકે ઉપાસનારો આકાશવાળા, પ્રકાશયુક્ત, નિરુપદ્રવ અને વિસ્તીર્ણ યશવાળા લોકોને પ્રાપ્ત કરે છે. અને જ્યાં સુધી આકાશની પહોંચ છે ત્યાં સુધી તે યથેષ્ટ વર્તનવાળો થાય છે. 'હે ભગવન્! આકાશથી કાંઈ અદકું છે?' 'હા. આકાશથી અદકું છે.' 'તો આપ પૂજ્ય મને તે જ કહો.' ॥ ૨ ॥

॥ इति द्वादशः खण्डः ॥

નવ, દશ, અગીઆર અને બારમા ખંડમાં બળથી અન્ન, અન્નથી પાણી, પાણીથી તેજ, અને તેજથી આકાશ અધિક છે એમ ગુરૂ જણાવે છે! અને પોતાની વિશિષ્ટ શૈલી મુજબ તે તે તત્ત્વથી અધિકની શિષ્ય જીજ્ઞાસા કરે છે! અને ગુરૂ તે જીજ્ઞાસાને પોષે છે! અર્થાત્ આ બધાનું રહસ્ય એ છે કે અધ્યાત્મ જીવનમાં આહારવિહારમાં સમતોલપણું આવશ્યક છે.

॥ ૯–૧૦–૧૧–૧૨ ખંડ ॥

---

## ॥ अथ त्रयोदशः खण्डः ॥

**स्मरः वाव आकाशात् भूयः तस्मात् यद्यपि बहवः आसीरन्नस्मरन्तो नैव ते कंचन श्रृणुयुर्न मन्वीरन्न विजानीरन् यदा वाव ते स्मरेयुरथ श्रृणुयुरथ मन्वीरन्नथ विजानीरन् स्मरेण वै पुत्रान्विजानाति स्मरेण पशून् स्मरमुपास्स्वेति ॥ १ ॥**

સ્મરણ નિશ્ચય આકાશથી અદકું છે. તેથી જ જો કે ઘણા જણા બેઠા હોય તો પણ જો તે સ્મરણ કરતા ન હોય તો કશું ન સાંભળે-ન ચિન્તવે, ન જાણે પરંતુ જ્યારે તેઓ સ્મરણ કરે છે ત્યારે સાંભળે છે. ચિન્તવે છે. જાણે છે. સ્મરણથી જ નિશ્ચય પુત્રોને ઓળખે છે. પશુઓને ઓળખે છે. તો સ્મરણની ઉપાસના કર. ॥ ૧ ॥

**स यः स्मरं ब्रह्म इति उपास्ते यावत् स्मरस्य गतं तत्रास्य यथाकामचारः भवति यः स्मरं ब्रह्म इति उपास्ते अस्ति भगवः स्मरात् भूयः इति स्मरात् वाव भूयः अस्तीति तत् मे भगवान् ब्रवीतु इति ॥ २ ॥**

તે કે જે સ્મરણની બ્રહ્મ તરીકે ઉપાસના કરે છે. તે સ્મરણની બ્રહ્મ તરીકે ઉપાસના કરનાર જ્યાં સુધી સ્મરણની પહોંચ હોય ત્યાં સુધી યથેચ્છ વર્તનવાળો થાય છે. 'હે ભગવન્! સ્મરણથી કાંઈ અદકું છે?' 'હા. સ્મરણથી પણ અદકું છે.' 'તો તે જ આપ પૂજ્ય મને કહો.' ॥ ૨ ॥

ત્યારબાદ તેરમા ખંડમાં આકાશ કરતાં સ્મરણની અધિકતા ઋષિ બતાવે છે! કેમકે જો આ બધું ઉપાસ્ય છે. એવી સતત સ્મૃતિ રહે તો માણસની પ્રવૃત્તિ અને ઉત્તરોત્તર પ્રગતિ થાય છે. આમ સ્મૃતિની અધિકતા બતાવી ત્યારે સ્મૃતિથી અધિક જે હોય તેને જાણવા શિષ્યે ઇચ્છ્યું.

॥ इति त्रयोदशः खण्डः ॥

## ॥ अथ चतुर्दशः खण्डः ॥

आशा वाव स्मराद्भूयस्याशेद्धो वै स्मरो मन्त्रानधीते कर्माणि कुरुते पुत्रांश्च पशूंश्चेच्छत इमं च लोकममुं चेच्छत आशामुपास्स्वेति ॥ १ ॥

આશા નિશ્ચય સ્મરણથી અદકી છે. આશાએ સળગેલું સ્મરણ મન્ત્રો ભણે છે; કર્મો કરે છે, પુત્ર, પશુ, આ લોક અને પરલોકને ઇચ્છે છે. આશાને ઉપાસ. ॥ ૧ ॥

स य आशां ब्रह्म इति उपास्ते आशायास्य सर्वे कामाः समृध्यन्त्यमोघा ह्यस्याशिषो भवन्ति यावदाशाया गतं तत्रास्य यथाकामचारः भवति य आशां ब्रह्मेत्युपास्तेऽस्ति भगव आशाया भूय इत्याशाया वाव भूयोऽस्तीति तन्मे भगवान् ब्रवीतु इति ॥२॥

તે પુરુષ કે જે આશાને બ્રહ્મ તરીકે ઉપાસે છે તે આશાને બ્રહ્મ તરીકે ઉપાસનાર પુરુષની આશાથી એના તમામ કામો સમૃદ્ધ થાય છે. એની આશિષો અમોઘ થાય છે. અને જ્યાં સુધી આશાની પહોંચ હોય છે ત્યાં સુધી એનું યથેચ્છ વર્તન થાય છે. "હે ભગવન્ આશાથી કાંઈ અદકું છે?" "હા. આશાથી અદકું છે." "તો તે જ મને આપ પૂજ્ય કહો." ॥ ૨ ॥

સ્મરણથી આશા અદકી છે! કેમકે જેના જીવનમાં આશા નથી તે ક્યાંયે પ્રગતિ કરી શકતો જ નથી! આશા છે તેથી તો બધી પ્રવૃત્તિઓ અને પ્રગતિ સંભવે છે! જો એ આશા જ ન હોત તો ઉદ્યોગ માત્ર ટળી ગયો હોત! કેમકે નિરાશને કાંઈ મેળવવાનું નથી! આશાવાળાને બ્રહ્મપ્રાપ્તિ કરવાની છે! આમ આશા હોવી ઘટે અને ઊંચે જવાને માટે તે હોવી ઘટે એમ સૂચવી આશાની ઉપાસના વિહિત કરી ત્યારે આશાથી અદકું જે હોય તે જણાવો એમ શિષ્યે ગુરુને પ્રાર્થ્યું.

॥ इति चतुर्दशः खण्डः ॥

---

## ॥ अथ पञ्चदशः खण्डः ॥

प्राणः वा आशाया भूयान् यथा वा अरा नाभौ समर्पिता एवं अस्मिन् प्राणे सर्वं समर्पितं प्राणः प्राणेन याति प्राणः प्राणं ददाति प्राणाय ददाति प्राणो ह पिता प्राणः माता प्राणः भ्राता प्राणः आचार्यः प्राणः ब्राह्मणः ॥ १ ॥

પ્રાણ નિશ્ચય આશાથી અધિક છે. જેમ નાભિમાં આરાઓ સમર્પિત હોય છે એ મુજબ આ પ્રાણમાં સર્વ સમર્પિત છે. પ્રાણ પ્રાણથી ગતિશીલ છે. પ્રાણ પ્રાણને આપે છે-પ્રાણને માટે દાન કરે છે- પ્રાણ નિશ્ચય પિતા, ભાઈ-બહેન, આચાર્ય અને બ્રાહ્મણ છે. ॥ १ ॥

स यदि पितरं वा मातरं वा भ्रातरं वा स्वसारं वा आचार्यं वा ब्राह्मणं वा किंचिद् भृशमिव प्रत्याह धिक् त्वाऽस्त्वित्येवैनमाहुः पितृहा वै त्वमसि मातृहा वै त्वमसि भ्रातृहा वै त्वमसि स्वसृहा वै त्वमस्याचार्यहा वै त्वमसि ब्राह्मणहा वै त्वमसि इति ॥ २ ॥

તે જો પિતા, માતા, ભાઈ, બેન, આચાર્ય કે બ્રાહ્મણને કાંઈ પણ અનુચિત જેવું કહે તો તેને ધિક્કાર હો એમ જ એને વિવેકીઓ કહે છે–તું પિતા, માતા, ભાઈ, બેન, આચાર્ય એને બ્રાહ્મણનો ઘાતક છે એમ કહે છે. ॥ २ ॥

अथ यद्यप्येनानुत्क्रान्तप्राणान् शूलेन समासं व्यतिषं दहेन्नैवैनं ब्रूयुः पितृहाऽसीति न मातृहाऽसीति न भ्रातृहाऽसीति न स्वसृहाऽसीति नाचार्यहाऽसीति न ब्राह्मणहाऽसीति ॥ ३ ॥

હવે કદી પણ નીકળી ગયેલ પ્રાણવાળા એવા એમને-શૂળથી એક એકને કે બધાને સાથે પણ જો બાળે તો પણ એને તું પિતૃઘાતી, માતૃઘાતી, ભ્રાતૃઘાતી ભગિનીઘાતી, આચાર્યઘાતી કે બ્રાહ્મણઘાતી છે. એમ કોઈ કહેતું નથી. ॥ ३ ॥

प्राणः हिं एव एतानि सर्वाणि भवति स वा एष एवं पश्यन् एवं मन्वान एवं विजानन् अतिवादी भवति तं चेत् ब्रूयुः अतिवादी असि इति अतिवादी अस्मि इति ब्रूयात् न अपह्नुवीत ॥ ४ ॥

કેમકે પ્રાણ જ એ બધું થાય છે. તે નિશ્ચય આ, આમ જોતો, આમ માનતો, આમ જાણતો પુરુષ અતિવાદી થાય છે. તેને જો કહે કે તું અતિવાદી છે તો હું અતિવાદી છું એમ કહે. છુપાવે નહીં. ॥ ४ ॥

॥ इति पञ्चदशः खण्डः ॥

---

॥ अथ षोडशः खण्डः ॥

एष तु वा अतिवदति यः सत्येन अतिवदति सोऽहं भगवः सत्येन अतिवदानि इति, सत्यं त्वेव विजिज्ञासितव्यम् इति सत्यं भगवः विजिज्ञास इति ॥ १ ॥

જે સત્યથી અતિવાદ કરે છે તે નિશ્ચય અતિવાદી છે, એમ સનત્કુમારે કહ્યું. હે ભગવન્ ! તો તે હું સત્યથી અતિવાદ કરું ! "તે સત્ય જ વિશેષ રીતે જાણવા યોગ્ય છે" એમ ગુરુએ કહ્યું. હે ભગવન્ ! હું સત્યને વિશેષપણે જાણવા ઈચ્છું છું. ॥૧॥

આશાથી અધિક છે પ્રાણ. પ્રાણ એટલે જીવનશક્તિ. જીવન છે તો આશા અને ત્યારબાદ બીજું બધું છે. આ જીવનશક્તિમાં આ સમસ્ત જગત સમર્પિત છે. અર્થાત્ સમસ્ત સૃષ્ટિમાં જીવન એકરસપણે વ્યાપ્ત છે. કેવળમાત્ર પ્રાણ જન્મે છે ! પ્રાણ જ જુદાં જુદાં સ્વરૂપે આવીને ક્યાંક માતા તો ક્યાંક પિતા, ક્યાંક ભાઈ તો ક્યાંક આચાર્ય તો ક્યાંક બ્રાહ્મણ સ્વરૂપે ખડો થયો છે ! આથી પ્રાણઘાતી તે આત્મઘાતી છે ! અને જેનામાંથી પ્રાણ ચાલી ગયાં છે, તેવાને જો બાળી મૂકવામાં આવે તો પણ તે અપરાધ છે એમ જગત ગણતું નથી ! આમ સૌમાં સૂક્ષ્મપણે વર્તી રહેલ પ્રાણશક્તિને-જીવન શક્તિને જે જાણે છે તે અતિવાદી થાય છે. એટલે જે પ્રશ્ન મૂળમાં જ જટિલ છે-વહેલો વહેલો જવાબ ન આપી શકાય એવો કૂટ છે, અને તે ઉપરાંત જેનું જ્ઞાન કેવળ ગુરુગમ્ય જ છે, તેવા પ્રશ્નને અતિપ્રશ્ન અગર તો અતિવાદ કહેવામાં છે ! જીવનને લગતું જ્ઞાન કૂટ છે-જટિલ છે. આથી તેના ઉપર આપની માફક અભિપ્રાય આપતો પુરુષ અતિવાદી છે. આ પ્રાણનો ઉપાસક પોતે અતિવાદી છે. પોતાના અતિવાદીપણાને તેણે છૂપાવવું ન જોઈએ ! કેમકે તેમાં-છૂપાવવામાં અસત્ય છે ! આમ પ્રાણોપાસના સત્યવાદ સુધી આવી પહોંચી. પ્રાણની બાબતમાં સત્ય શું છે તે માણસે જાણવું રહ્યું. આથી જીવનને લગતી સત્ય બાબત જાણવી એ જીવન કરતાં પણ અઘરી ઠરી. આમ સત્ય જ વિશેષપણે જાણવા યોગ્ય છે એમ ગુરુએ કહ્યું ત્યારે સત્યને વિશેષપણે જાણવા શિષ્ય તત્પરતા બતાવે છે. ॥ ૧૫-૧૬-ખંડ ॥

॥ इति षोडशः खण्डः ॥

---

## ॥ अथ सप्तदशः खण्डः ॥

यदा वै विजानाति अथ सत्यं वदति नाविजानन् सत्यं वदति विजानन् एव सत्यं वदति विज्ञानं तु एव विजिज्ञासितव्यम् इति विज्ञानं भगवः विजिज्ञास इति ॥ १ ॥

જ્યારે નિશ્ચય વિશેષ જાણે છે ત્યારે સત્યને કહે છે. વિશેષ ન જાણતો હોઈને કોઈ સત્ય કહી શકતો નથી। પણ જાણતો હોઈને જ સત્ય વદે છે. આથી વિજ્ઞાન (સત્યનો સાક્ષાત્કાર) જ તારે વિશેષપણે જાણવા યોગ્ય છે. હે ભગવન્! હું વિજ્ઞાનને જ જાણું, એમ નારદે કહ્યું ॥ ૧ ॥

॥ इति सप्तदशः खण्डः ॥

## ॥ अथ अष्टादशः खण्ड ॥

यदा वै मनुते अथ विजानाति नामत्वा विजानाति मत्वैव विजानाति मतिस्त्वेव विजिज्ञासितव्या इति मतिं भगवो विजिज्ञास इति ॥ १ ॥

જ્યારે નિશ્ચય માને છે ત્યારે જાણે છે. વિના માન્યે કોઈ જાણતો નથી. માનીને જ જાણે છે. મતિ જ તારે જાણવા યોગ્ય છે. તો હે ભગવન્! હું મતિને જાણવા ચાહું છું. ॥ ૧ ॥

॥ इति अष्टादशः खण्डः ॥

## ॥ अथ एकोनविंशः खण्डः ॥

यदा वै श्रद्दधाति अथ मनुते नाश्रद्दधन् मनुते श्रद्दधदेव मनुते श्रद्धा तु एव विजिज्ञासितव्या इति श्रद्धां भगवो विजिज्ञास इति ॥ १ ॥

જ્યારે નિશ્ચય શ્રદ્ધા રાખે છે ત્યારે જ માની શકે છે. શ્રદ્ધા ન રાખતો કોઈ માની શકતો નથી. શ્રદ્ધાળુ જ માની શકે છે. તો શ્રદ્ધા જ જાણવા યોગ્ય છે. તો હે ભગવન્! હું શ્રદ્ધા જ જાણું. ॥ ૧ ॥

॥ इति एकोनविंशः खण्डः ॥

## ॥ अथ विंशः खण्डः ॥

यदा वै निस्तिष्ठति अथ श्रद्दधाति नानिस्तिष्ठन् श्रद्दधाति निस्तिष्ठन् एव श्रद्दधाति निष्ठा तु एव विजिज्ञासितव्या इति निष्ठां भगवो विजिज्ञास इति ॥ १ ॥

જ્યારે નિશ્ચય નિષ્ઠાવાળો થાય છે ત્યારે શ્રદ્ધા રાખે છે. નિષ્ઠા વિનાનો શ્રદ્ધાળુ થઈ શકતો નથી. પણ નિષ્ઠાવાળો જ શ્રદ્ધાળુ થાય છે. તો નિષ્ઠા જ જાણવા યોગ્ય છે. તો હે ભગવાન્! હું નિષ્ઠાને જ જાણું ॥ ૧ ॥

॥ इति विंशः खण्डः ॥

॥ अथ एकविंशः खण्डः ॥

यदा वै करोति अथ निस्तिष्ठति नाकृत्वा निस्तिष्ठति कृत्वैव निस्तिष्ठति कृतिस्त्वेव विजिज्ञासितव्येति कृतिं भगवो विजिज्ञास इति ॥ १ ॥

જ્યારે નિશ્ચય કરે છે ત્યારે નિષ્ઠાવાળો થાય છે. ન કરતો નિષ્ઠાવાળો થતો નથી! કરીને જ નિષ્ઠાવાળો થાય છે. કૃતિ જ જાણવા યોગ્ય છે હે ભગવન્! તો હું કૃતિ-કર્તવ્ય કર્મને જ જાણું. ॥ ૧ ॥

॥ इति एकविंश खण्डः ॥

॥ अथ द्वाविंशः खण्डः ॥

यदा वै सुखं लभते अथ करोति नासुखं लब्ध्वा करोति सुखमेव लब्ध्वा करोति सुखं तु एव विजिज्ञासितव्यं सुखं भगवो विजिज्ञास इति ॥ १ ॥

જ્યારે નિશ્ચય સુખને પામે છે ત્યારે જ કરે છે. સુખને ન પામતો કરતો નથી, પણ સુખ પામીને જ કરે છે. તો સુખ જ તારે જાણવા યોગ્ય છે. તો હે ભગવન્! હું સુખને જ જાણું. ॥ ૧ ॥

॥ इति द्वाविंशः खण्डः ॥

॥ अथ त्रयोविंशः खण्डः ॥

यो वै भूमा तत् सुखं नाल्पे सुखमस्ति भूमैव सुखं भूमा त्वेव विजिज्ञासितव्य इति भूमानं भगवो विजिज्ञास इति ॥ १ ॥

જે નિશ્ચય ભૂમા છે-સૌથી બૃહદ્-બ્રહ્મ છે તે જ સુખ છે. અલ્પમાં સુખ નથી. ભૂમા જ સુખ છે. ભૂમા જ જાણવા યોગ્ય છે. હે ભગવન્! તો હું ભૂમાને જ જાણું. ૧

॥ इति त्रयोविंशः खण्डः ॥

## ॥ अथ चतुर्विंशः खण्डः ॥

यत्र नान्यत्पश्यति नान्यत् शृणोति नान्यत् विजानाति स भूमाऽथ यत्रान्यत्पश्यति अन्यत् शृणोति अन्यत् विजानाति तत् अल्पं यः वै भूमा तद् अमृतं अथ यद् अल्पं तत् मर्त्यं स भगवः कस्मिन् प्रतिष्ठित इति स्वे महिम्नि यदि वा न महिम्नि इति ॥१॥

જ્યાં મનુષ્ય બીજાને–ભૂમાથી બીજાને જોતો નથી, બીજાને સાંભળતો નથી, બીજાને જાણતો નથી તે ભૂમા છે. અને જ્યારે બીજાને જુવે છે, બીજાને સાંભળે છે, બીજાને જાણે છે તે અલ્પ છે. જે નિશ્ચય ભૂમા છે તે અમૃત છે. અને જે અલ્પ છે તે મર્ત્ય છે. "હે ભગવન્! તો તે ભૂમા ક્યાં પ્રતિષ્ઠિત છે?" એમ નારદે પૂછ્યું. "પોતાના મહિમામાં અગર તો ન તો પોતાના મહિમામાં" એમ સનત્કુમારે કહ્યું. ॥ ૧ ॥

गो अश्वमिह महिमा इति आचक्षते हस्तिहिरण्यं दासभार्यं क्षेत्राणि आयतनानि इति नाहमेवं ब्रवीमि ब्रवीमीति होवाच अन्यः हि अन्यस्मिन् प्रतिष्ठित इति ॥ २ ॥

હે નારદ! લોક, ગાય, ઘોડા વગેરેને અહીં જગતમાં મહિમા એમ કહે છે. હાથી–સોનું–સ્ત્રી, સેવક, ખેતર, ઘર વગેરેને મહિમા એમ કહે છે. હું એવું તને કહેતો નથી એમ નિશ્ચય આ સનત્કુમારે કહ્યું. કેમકે લોકમાં બીજો બીજામાં પ્રતિષ્ઠિત હોય છે. ॥ ૨ ॥

સત્યનો સાક્ષાત્કાર સત્યવચનનો પુરોગામી છે. આથી જે સત્ય જાણતો નથી તે સત્યવચની થઈ શકતો નથી. માટે હે શિષ્ય! તારે સત્યનો સાક્ષાત્કાર કરવો યોગ્ય છે. વળી સત્યનો સાક્ષાત્કાર માન્યતા ઉપર અવલંબે છે. જે જેને માનતો નથી તે તેને કેવી રીતે જાણી શકે? આથી સત્યનો સાક્ષાત્કાર પહેલાં સત્ય નામની કોઈ ચીજ છે એમ માન્યતા ઉપર આધાર રાખે છે. માટે પહેલાં તો માનવું પડે છે. બનવા માટે પહેલાં માનવું ઘટે. વળી માન્યતા પણ નિરાધાર હોઈ શકતી નથી. વન્ધ્યા પુત્રની માન્યતા હોતી નથી. કેમકે જે છે જ નહીં તેની માન્યતા કેવી રીતે સંભવે? આથી છે–અમુક ચીજ છે–પ્રકૃતિમાં સત્ય નામની ચીજ છે–એવી પ્રતીતિ સત્યમાં માન્યતા માટે પગથિયું છે. અર્થાત્ છે બુદ્ધિ–શ્રદ્ધા એ સત્યને માનવામાં પહેલી આવશ્યકતા છે. શ્રદ્ધા હોય તો માન્યતા આવે અને પરિણામે સાક્ષાત્કાર થાય! અને શ્રદ્ધા પણ નિષ્ઠા ઉપર અવલંબે છે! નિષ્ઠા એટલે અટલ સ્થિતિ! સત્યમાં અટલ સ્થિતિવાળા જ–સત્ છે–એવી ગાઢ પ્રતીતિવાળા થઇ શકે છે. આથી શ્રદ્ધાનું કારણ નિષ્ઠા છે! અને નિષ્ઠા પોતાની ઉત્પત્તિ માટે કૃતિ માગે છે. કરવા

જેવું જે કરે છે તે માણસ તે કૃતિના બળે સત્ વસ્તુમાં નિષ્ઠા-શ્રદ્ધા-માન્યતા અને સાક્ષાત્કારવાળો થાય છે. એનાથી વિપરીત નહીં. આથી કર્મ એ સત્યજ્ઞાનમાં અતીવ ઉપકારક છે! માટે કૃતિશીલ થવું ઘટે! અને માણસ કૃતિશીલ ક્યારે થાય? જો કરવામાં એને સુખ મળતું હોય તો! કર્તવ્ય, સુખમાં પરિણમવું જ જોઈએ! આથી કૃતિનું પણ મૂળ છે સુખ! આથી જો ક્યાંયે સુખ હોય તો માણસ કરે-નિષ્ઠાવાળો, શ્રદ્ધાળુ, મતિવાળો અને અંતે સત્ય સાક્ષાત્કારી બને. આથી સુખ જ સાક્ષાત્કારનું મૂળ છે! તો એ સુખ કયું? ભૂમા એ સુખ છે. ભૂમા એટલે બૃહત્સત્તા. પરમાત્મા. બ્રહ્મ. પરમાત્મા સુખરૂપ છે! એ સુખરૂપ છે એમ જાણે તો અનુભવાય. તો તેનો સાક્ષાત્કાર સંભવે! આ ભૂમા સિવાયનું જે છે તે અલ્પ છે. અને તે અલ્પમાં સુખ નથી. અર્થાત્ ભૂમા એટલે આત્મા અને આત્મા સિવાયનું રહ્યું તે અનાત્મા. તે અનાત્મામાં સુખ નથી. આથી અનાત્મા માટે કૃતિ-માન્યતા અહીં જરૂરી નથી! સો તે ભૂમા એટલે શું? આચાર્યદેવ ભૂમાનું સ્વાનુભવગમ્ય લક્ષણ આપે છે કે જ્યાં-જે હૃદય અવસ્થામાં મનુષ્ય ભૂમાથી બીજાને જોતો નથી-સાંભળતો નથી તે ભૂમા છે. અર્થાત્ ભૂમા આત્માનો સાક્ષાત્કાર સર્વત્ર ગૂઢ છુપાયેલ આત્માને જ છતો કરે છે! આત્મા સિવાય-પોતાના રૂપ સિવાય બીજા કશાનું ભિન્ન અસ્તિત્વ જ નથી-આવો જ્યાં અનુભવ થાય છે-ભિન્ન ભિન્ન જણાતી અસ્તિ એક મહાઅસ્તિમાં પરપોટા સમી છે-તેનાથી જુદી નથી-એવા જ તત્ત્વનું જ્ઞાન=અનુભવ કરાવે તે તત્ત્વ તે ભૂમા છે! આથી ઊલટું જ્યાં પોતાનાથી ભિન્ન બીજાની અસ્તિ લાગે તે અલ્પ છે. આ ભૂમા અમૃત છે. ભૂમા સિવાયનું-અનાત્મા એ મર્ત્ય છે. એટલે કે ભૂમા સત્ય છે. અનાત્મા અસત્ય છે! અર્થાત્ તે ભૂમા છે. સુખરૂપ છે. ચિદ્રૂપ છે! આ જે સચ્ચિદાનંદ સ્વરૂપ આત્મા છે, તે જ સાક્ષાત્કારને યોગ્ય છે! તો જેમ આ સમસ્ત લોક આત્મામાં પ્રતિષ્ઠિત છે, તેમ એ આત્મા શેમાં પ્રતિષ્ઠિત છે-એમ નારદે પૂછ્યું. ત્યારે આચાર્યે જવાબ વાળ્યો કે આત્મા પોતાના મહિમામાં સ્થિત છે. આત્મા પોતાની મહત્તામાં જ હમેશાં સ્થિત છે. પણ આ જવાબનો એક વિકલ્પ પણ ઋષિ આપે છે કે આત્મા પોતાના મહિમામાં પ્રતિષ્ઠિત છે. અગર તો ન તો પોતાના મહિમામાં. અર્થાત્ પોતાના કરતાં જો પોતાનો મહિમા કોઈ જુદી ચીજ હોય તો તેમ કહેવું યોગ્ય છે. પણ આત્મા સર્વથા અદ્વિતીય છે! આથી લૌકિક દૃષ્ટિએ એમ કહેવાય કે આત્મા સ્વમહિમ્નિ પ્રતિષ્ઠિત છે. બાકી આત્માની અદ્વિતીયતાની દૃષ્ટિએ તો એમ પણ ન કહેવાય. આથી ઋષિ પોતાનો વિકલ્પ સમજાવતાં કહે છે કે જેમ ગાય, ઘોડા, હાથી, સોનું સ્ત્રી વગેરે કોઈ પાસે હોય તો તેનો મહિમા કહેવાય છે! આ દૃષ્ટિએ

આ આખું જગત એ આત્મસ્વરૂપ જ છે. ત્યારે આ આત્મા અને આ જગત એવો ભેદ ન હોવાથી–એક આત્મા જ અદ્વિતીયપણે વર્તી રહેલ હોઇને, આ મહિમા અને મહિમાવાળો એવો ભેદ સંભવી શકતો નથી. આથી અહીં આચાર્યદેવ બેવડો જવાબ વાળે છે! બીજો હોય તો આગળ વાત ચાલે. અહીં તો કોઇ આત્માથી જ બીજો છે જ નહીં. જે આ અદ્વિતીય આત્મા છે. જે સચ્ચિદાનંદ સ્વરૂપ છે તે જ ભૂમા છે. ખંડ ॥ ૧૭ થી ૨૪ ॥

॥ इति चतुर्विंशः खण्डः ॥

## ॥ अथ पञ्चविंशः खण्डः ॥

स एव अधस्तात् स उपरिष्टात् स पश्चात् स पुरस्तात् स दक्षिणतः स उत्तरतः स एव इदं सर्वं इति अथ अतः अहंकारादेश एवाहमेवाधस्तात् अहमुपरिष्टात् अहं पश्चात् अहं पुरस्ताद् अहं दक्षिणतः अहं उत्तरतः अहमेव इदं सर्वं इति ॥ १ ॥

તે ભૂમા જ નિશ્ચય નીચે, ઉપર, પાછળ, આગળ, જમણી બાજુ અને ડાબી બાજુએ છે. તે જ આ બધું છે. હવે આનાથી આગળ ભૂમાનો અહં શબ્દથી ઉપદેશ કરું છું. હું જ નીચે છું. હું જ ઉપર છું. હું પાછળ અને હું આગળ છું. હું જમણી બાજુ અને ડાબી બાજુએ છું. હું આ બધું છું. ॥ ૧ ॥

अथात आत्मादेश एवात्मैव अधस्तात् आत्मोपरिष्टात् आत्मा पश्चात् आत्मा पुरस्ताद् आत्मा दक्षिणतः आत्मा उत्तरतः आत्मा एव इदं सर्वं इति स वा एष एवं पश्यन् एवं मन्वानः एवं विजानन् आत्मरतिः आत्मक्रीड आत्ममिथुन आत्मानन्दः स स्वराड् भवति तस्य सर्वेषु लोकेषु कामचारः भवति। *अथ ये अन्यथा* अतः विदुः अन्यराजानः ते क्षय्यलोका भवन्ति तेषां सर्वेषु लोकेषु कामचारः भवति ॥ २ ॥

હવે આથી આગળ ભૂમાનો આત્મા શબ્દથી ઉપદેશ કરું છું. આત્મા જ નીચે છે. આત્મા જ ઉપર છે. આત્મા જ પાછળ છે. આત્મા જ આગળ છે. આત્મા જ જમણી બાજુ છે. આત્મા જ આ બધું છે. તે આ મનુષ્ય નિશ્ચય આમ જોતો, આમ માનતો, આમ વિશેષપણે જાણતો હોઈને આત્મામાં પ્રેમવાળો, આત્મામાં રમવાવાળો, આત્મામાં જ જોડાનારો અને આત્મામાં જ આનંદવાળો થાય છે. તે સ્વરાટ્ થાય છે. તેનું સર્વ લોકમાં ઈચ્છાનુસાર-વિચરણ થાય છે. હવે જે મનુષ્ય આથી ઉલટું જાણે છે તેઓ પોતાનાથી ભિન્ન રાજાઓવાળા અને ક્ષિપ્ર વિનાશી શરીરવાળા થાય છે. તેમનું સૌ લોકમાં ઈચ્છાનુસાર વિચરણ થતું નથી ॥ ૨ ॥

આમ જીવનમાં ભૂમા એ સત્ય છે એમ ક્રમશઃ આચાર્યે સિદ્ધ કર્યું. હવે આ ભૂમા જ સર્વવ્યાપી છે. સર્વરૂપ છે. ભૂમાથી ભિન્ન કશું નથી એવો સત્યાનુભવ થાય છે. એમ કહેતા કહે છે કે તે ભૂમા જ નિશ્ચય ઉપર નીચે, આગળપાછળ જમણી અને ડાબી બાજુએ છે. તે જ આ બધું છે. અર્થાત્ આ દેખાતી અને ન દેખાતી સમસ્ત સૃષ્ટિ એ આત્માનું જ વિચરણ છે.

હવે જેને, એ આત્મા હું જ છું, એવી જાતપ્રતીતિ થાય છે, તેને માટે હું જ ઉપરનો દ્યૌલોક છે, નીચેનો પાતાળલોક છું. હું પાછળ અને આગળ છું. જમણી અને ડાબી બાજુએ પણ હું જ છું. મારાથી ભિન્ન એવું કશું નથી. હું જ આ બધાં રૂપે છું, એવી જાતની પ્રતીતિ થઈ જાય છે. આને અહંગ્રહઉપાસના કહે છે. જે આ બધું છે, તે જ હું છું. અને હું આત્મા છું એ રહસ્ય છે. આમ જેને પોતાના નિજરૂપનો અનુભવ થાય છે તે માણસ આત્મામાં જ પ્રેમ, રતિ, યોગ, ક્રીડા અને આનન્દવાળો થાય છે! અને આથી જ તે સ્વરાટ્ થાય છે! પોતાના અસલીરૂપે ચમકે છે! એટલે કે તે સાર્વભૌમ રાજા જેવો—રાજા જ થાય છે! તેની ઇચ્છા—સંકલ્પ અપ્રતિહત થાય છે. સત્યસેવીનો સંકલ્પ પણ અમોઘ જ નીવડે છે! આત્માથી ભિન્ન આ બધું છે એવી ભેદદૃષ્ટિવાળાનું ભવભ્રમણ અટકતું નથી!—આ છે આત્માના અજ્ઞાનનું અને અનાત્માના જ્ઞાનનું ફળ.

॥ इति पञ्चविंशः खण्डः ॥

---

## ॥ अथ षड्विंशः खण्डः ॥

**तस्य ह वा एतस्य एवं पश्यत एवं मन्वानस्य एवं विजानत आत्मतः प्राण आत्मतः आशाऽऽत्मतः स्मर आत्मत आकाश आत्मतः तेजः आत्मत आप आत्मतः आविर्भावतिरोभावौ आत्मतः अन्नं आत्मतः बलम् आत्मतः विज्ञानम् आत्मतः ध्यानं आत्मतः चित्तम् आत्मतः संकल्पः आत्मतः मनः आत्मतः वाक् आत्मतः नाम आत्मतः मन्त्राः आत्मतः कर्माणि आत्मतः एव इदं सर्वं इति ॥१॥**

તે નિશ્ચય આ આવું જોનાર, માનનાર, અને આવું જાણકારને માટે આત્મામાંથી જ આશા, આત્મામાંથી જ સ્મર, આત્મામાંથી આકાશ, તેજ, પાણી, આવિર્ભાવ તિરોભાવ, અન્ન, બલ, વિજ્ઞાન, ધ્યાન, ચિત્ત, સંકલ્પ, મન, વાણી, નામ, મન્ત્રો અને કર્મો થાય છે. આત્મામાંથી જ આ બધું થાય છે એમ સનત્કુમારે કહ્યું. ॥ ૧ ॥

तदेष श्लोको न पश्यः मृत्युं पश्यति न रोगं नोत दुःखतां सर्वं ह पश्यः पश्यति सर्वमाप्नोति सर्वश इति स एकधा भवति त्रिधा भवति पञ्चधा सप्तधा नवधा चैव पुनः च एकादशः स्मृतः शतं च दश च एकश्च सहस्राणि च विंशतिः आहारशुद्धौ सत्वशुद्धिः सत्वशुद्धौ ध्रुवा स्मृतिः स्मृतिलम्भे सर्वग्रन्थीनां विप्रमोक्षः तस्मै मृदितकषायाय तमसः पारं दर्शयति भगवान् सनत्कुमारः तं स्कन्द इति आचक्षते तं स्कन्द इति आचक्षते ॥ २ ॥

આ બાબતમાં આ પ્રમાણરૂપ શ્લોક છે–આત્મદર્શી ન તો મૃત્યુને જુવે છે ન તો રાગ કે ન તો દુઃખને જુવે છે. નિઃસન્દેહ આત્મદર્શી સર્વરૂપ આત્માને જુવે છે. તે સર્વરૂપ થયેલ હોઈને સર્વરૂપ આત્માને પ્રાપ્ત થાય છે. બસ. તે આત્મા–ભૂમા શરૂમાં એક પ્રકારે–એક રૂપે હોય છે. પછી ત્રણ પ્રકારે થાય છે. પછી પાછો પાંચ સાત અને નિશ્ચય નવ પ્રકારે અને વળી અગીઆર પ્રકારે થાય છે એમ સ્મરણ કરાયું છે. તે સો અને નિશ્ચય દશ, તે એક અને નિશ્ચય વીસ હજાર રૂપે થાય છે–(અસંખ્ય રૂપે થાય છે) એમ સ્મરણ કરાયું છે. આહારશુદ્ધિ થતાં મનઃશુદ્ધિ, મન શુદ્ધિ થતાં અટલ સ્મૃતિ, અટલ સ્મૃતિ થતાં હૃદયની તમામ ગાંઠોનો વિપ્રમોક્ષ વિસર્જન થાય છે. તે મર્દિત થયેલા મેલવાળા નારદને અંધારાનો પાર કિનારો બતાવી દીધો ભગવાન સનત્કુમારે. તે સનત્કુમારને અત્યારે લોકો સ્કન્દ એમ કહે છે. તેને સ્કન્દ એમ અત્યારે કહે છે. ॥ ૨ ॥

આ બધું ભૂમા છે એવું જોનાર, માનનાર અને જાણકારને માટે પ્રાણથી–જીવનથી માંડીને ને કર્મો સુધીની તમામ સૃષ્ટિ આત્મામાંથી જ થાય છે–આત્મા સિવાય બીજું કશું કારણ નથી–આમ ગાઢ પ્રતીતિ થાય છે. અને આ પ્રતીતિમાં મોક્ષ છે. શોકનું સંતરણ છે–શમન છે.

આ જ વાતને નિઃસન્દેહ બનાવવા આચાર્યદેવ શ્લોક ટાંકે છે કે આત્મદર્શીને માટે મૃત્યુ, રોગ કે દુઃખનો અનુભવ નથી! કેમકે એ બધા પણ આત્મરૂપ જ છે! તેવો માણસ સર્વરૂપ થયેલ હોઇને સર્વરૂપ આત્માને જ પામે છે. તે આત્મા ભૂમા સૃષ્ટિ પહેલાં એક રૂપ હતો. પછી તેનું ત્રિવૃતકરણું થાય છે! પછી પંચીકરણ વગેરે થાય છે. અને એ જ આત્મા પોતાનો જ નિરવધિ વિકાસ કરતાં કરતાં, અનન્ત અને અસંખ્ય પરસ્પર વિરુદ્ધ લક્ષણવાળા સ્વરૂપે જતો થાય છે. આ અનંત વૈવિધ્યમાં એક અખંડ એકતા છે. અને તે આત્માની છે. આ એકતાના અનુભવમાં શોકનો નાશ છે. એ છે સાચી વિદ્યા

આમ પ્રમાણુ ટાંકી હવે એ આત્માને અનુભવવા માટે સંક્ષેપમાં આચાર-સરણિ બતાવી અધ્યાયનો ઉપસંહાર કરતાં આચાર્યદેવે કહે છે કે આહારશુદ્ધિમાં મનઃશુદ્ધિ છે. મનઃશુદ્ધિમાં અટલ સ્મૃતિ છે. અટલ સ્મૃતિ થતાં હૃદયગ્રંથીઓ તૂટે છે! અર્થાત્ ઇન્દ્રિયોની આહારવિહારની શુદ્ધિ થાય તો મન ચોકખું થાય છે. મન ચોકખું થાય તો તત્ત્વને લગતું અટલ જ્ઞાન થાય છે. અને અટલ જ્ઞાન થાય તો હૃદયની અસંખ્ય રાગદ્વેષાદિ ગ્રંથીઓ છૂટે અને તો આત્મા એના અસલી સ્વરૂપમાં પ્રકટે છે! આથી ઇન્દ્રિયોના આહારવિહારની શુદ્ધિ સાધવી—યમ નિયમનું આચરણ કરવું એ જ ભૂમા પ્રાપ્તિનો રાજમાર્ગ છે! બસ આ છે શોકને તરવાનો ઉપાય! આચાર્યદેવે જ્યાં આ શોક તરવાનો સેતુ બતાવ્યો કે નારદની હૃદયશુદ્ધિ થઈ તે નિર્મળ થયા! તે અંધારાને પેલે પાર—જ્યોતિના પ્રદેશમાં ચાલી ગયા! આજે પણ જે આમ વર્તે તે જ્યોતિઃપ્રદેશમાં સંચરે. ભૂમાની પ્રાપ્તિ સૌને થાઓ. દ્વિરુક્તિ અધ્યાયનો અંત ભણે છે.

॥ इति षड्विंशः खण्डः ॥

॥ इति सप्तमः अध्यायः ॥

॥ हरिः ॐ तत् सत् ॥

---



# ॥ अथ छांदोग्ये अष्टमोऽध्यायः ॥

॥ अथ प्रथम खण्डः ॥

अथ यत् इदम् अस्मिन् ब्रह्मपुरे दहरं पुण्डरीकं वेश्म दहरोऽस्मिन् अन्तराकाशः तस्मिन् यद् अन्तः तद् अन्वेष्टव्यं तद् वाव विजिज्ञासितव्यम् इति ॥ १ ॥

હવે જે આ, આ બ્રહ્મના નગરમાં-શરીરમાં નાનું સરખું હૃદય કમલરૂપ મંદિર છે. તેની અંદર નાનું સરખું (હૃદય કમલની બરાબર) આકાશ (બ્રહ્મ) છે. તેમાં-આકાશમાં (બ્રહ્મમાં) અંદર જે કાંઈ છે તે શોધવા યોગ્ય છે. બસ. તે નિશ્ચય જાણવા યોગ્ય છે. ॥ ૧ ॥

तं चेत् ब्रूयुः यदिदम् अस्मिन् ब्रह्मपुरे दहरं पुण्डरीकं वेश्म दहरोऽस्मिन् अन्तराकाशः किं तदत्र विद्यते यद् अन्वेष्टव्यं यत् वाव विजिज्ञासितव्यम् इति ॥ २ ॥

તે ઉપદેશાને જો અધિકારી લોક એમ કહે કે જે આ-આ બ્રહ્મ નગરરૂપ શરીરમાં નાનું સરખું હૃદયકમળરૂપી મંદિર છે. નાનું સરખું એમાં આકાશ છે, એમાં તે શું છે?-જે શોધવા યોગ્ય છે?-જે નિશ્ચય જાણવા યોગ્ય છે? ॥ ૨ ॥

स ब्रूयात् यावान् वा अयं आकाशः तावान् एषोऽन्तर्हृदये आकाश उभे अस्मिन् द्यावापृथिवी अन्तः एव समाहिते उभौ अग्निः च वायुश्च सूर्याचन्द्रमसौ उभौ विद्युत् नक्षत्राणि यत् च अस्य इह अस्ति यत् च नास्ति सर्वं तद् अस्मिन् समाहितम् इति ॥ ३ ॥

તો તે ઉપદેશા એમ કહે-નિઃસન્દેહ જેવડું નિશ્ચય આ આકાશ લોકસિદ્ધ આકાશ છે તેવડું આ અંદર હૃદયમાં આકાશ છે. દ્યૌ અને પૃથિવી બન્ને એમાં અંદર નિશ્ચય સારી પેઠે સ્થિત છે, અગ્નિ અને વાયુ નિશ્ચય એ બન્ને, સૂર્ય અને ચન્દ્ર એ બન્ને, વીજળીઓ અને બધાંય નક્ષત્રો એમાં અંદર સારી પેઠે સ્થિત છે. તથા જે આ આત્માના અહીં વિષયો છે અને જે નથી તે બધું એમાં સારી પેઠે સ્થિત છે ॥ ૩ ॥

तं चेद् ब्रूयुः अस्मिन् चेत् इदं ब्रह्मपुरे सर्वं समाहितं सर्वाणि च भूतानि सर्वे च कामाः यद् एतत् जराम् आप्नोति प्रध्वंसते वा किं ततः अतिशिष्यते इति ॥ ४ ॥

તે ઉપદેશા ને અધિકારી વર્ગ આમ કહે કે-આ બ્રહ્મપુરમાં જે આ બધું સારી પેઠે સ્થિત છે, તથા સર્વે ચરાચર તથા તેના તમામ વાંછિત પદાર્થો સારી પેઠે સ્થિત છે તો, જ્યારે એને-આ બ્રહ્મપુર શરીરને નિશ્ચય ઘડપણ પ્રાપ્ત થાય છે અથવા તો એ શસ્ત્ર આદિથી ઘવાયેલ થઈને નષ્ટ પામે છે તો તેમાંથી શું બચતું રહી જાય છે? બાકી રહી જાય છે? ॥ ૩ ॥

स ब्रूयात् न अस्य जरया एतत् जीर्यति न वधेन अस्य हन्यते एतत् सत्यं ब्रह्मपुरं अस्मिन् कामाः समाहिताः एष आत्मा अपहतपाप्मा विजरः विमृत्युः विशोकः विजिघत्सः अपिपासः सत्यकामः सत्यसंकल्पः यथा हि एव इह प्रजाः अन्वाविशन्ति यथानुशासनं यं यं अन्तं अभिकामाः भवन्ति यं जनपदं यं क्षेत्रभागं तं तं एव उपजीवन्ति ॥ ५ ॥

તે ઉપદેશા તેને જવાબ વાળે કે-આ બ્રહ્મપુરના ઘડપણથી આ હૃદયાકાશ બ્રહ્મ ઘરડું થતું નથી. એ શરીરના વધથી એ માર્યું જતું નથી. આ બ્રહ્મપુર સત્ય, અવિનાશી છે. એમાં જ સૌ પ્રાણીઓ અને તેમના વાંછિત પદાર્થો સારી પેઠે સ્થિત છે. એ હૃદયકાશ બ્રહ્મ, આત્મા છે. સૌ પાપથી રહિત, ઘડપણથી રહિત, મરણથી રહિત, શોકથી રહિત, ભૂખથી રહિત, તરસથી રહિત, સત્યકામ અને સત્યસંકલ્પ છે. જેમ નિશ્ચય અહીં પ્રજાઓ પોતાના રાજાની આજ્ઞાનુસાર ચાલે છે અને જે જે ઉપભોગ્ય પદાર્થની કામનાવાળી થાય છે, જે દેશ અને જે ભૂમિ ભાગની ઈચ્છાવાળી થાય છે તેને રાજા પાસેથી પ્રાપ્ત કરીને ભોગવે છે (તેમ અહીં જાણે.) ॥ ૫ ॥

तद्यथेह कर्मजितः लोकः क्षीयते एवम् एव अमुत्र पुण्यजितः लोकः क्षीयते तत् य इह आत्मानं अननुविद्य व्रजन्ति एतान् च सत्यान् कामान् तेषां सर्वेषु लोकेषु अकामचारः भवति अथ य इह आत्मानम् अनुविद्य व्रजन्ति एतान् च सत्यान् कामान् तेषां सर्वेषु लोकेषु कामचारः भवति ॥ ६ ॥

તે જેમ આ લોકમાં કર્મથી જીતાએલો (રાજાજ્ઞાનુસાર ચાલવારૂપી સેવા કર્મથી પ્રાપ્ત કરાયેલો) લોક-ઉપભોગ્ય પદાર્થ-દેશ અગર ભૂમિભાગ, ક્ષીણ થાય છે, તે જ મુજબ તે લોકમાં પુણ્યથી જીતાએલ લોક ક્ષીણ થાય છે. તેઓ પૈકી જેઓ અહીં

આત્માને ન જાણીને પરવરે છે જેઓ આત્મસ્થ સત્યકામોને ન મેળવીને પરવરે છે, તેઓને માટે સર્વલોકમાં પરતંત્ર વર્તન થાય છે. અને જેઓ અહીં આત્માને જાણીને અને આત્મસ્થ સત્યકામોને પ્રાપ્ત કરીને પરવરે છે તેઓને માટે સર્વલોકમાં કામચાર-સ્વાધીન વર્તન થાય છે. ॥-૬ ॥

ભૂમા વિદ્યામાં આત્મા ઉપર, નીચે, પડખે, જ્યાં જુઓ ત્યાં સર્વત્ર પરિપૂર્ણ છે, આ બધું આત્મસ્વરૂપ છે, આત્માથી ભિન્ન એવું, આત્માથી બીજું કશું નથી એમ આચાર્યદેવે શિષ્યને કહી અંધારાની પેલે પાર ઉતાર્યો. પરંતુ સર્વવ્યાપી આત્માને લગતી સમજ મંદ અધિકારીને કહેવા માત્રથી તરત આવી જતી નથી! આત્માને લગતું સામાન્ય જ્ઞાન જ્યાંસુધી તેને લગતું વિશેષજ્ઞાન થતું નથી, ત્યાંલગી ફળદાયી થતું નથી! આથી સર્વવ્યાપી આત્માનો સાધકે ક્યાંક હૃદયનું સમાધાન કરે એવો સાક્ષાત્કાર કરવો રહ્યો! આથી આ સર્વવ્યાપી આત્માને સાધકે ક્યાં વિશેષપણે શોધવો રહ્યો-ક્યાં તેનો સાક્ષાત્કાર કરવો રહ્યો, કેવી રીતે ક્યાં, ક્યા ગુણોથી વિશિષ્ટ એવા આત્માનો સાક્ષાત્કાર કરવો રહ્યો એ જાણવું જોઈએ. આથી છાંદોગ્ય ઉપનિષદ્‌ના આ આઠમા પ્રપાઠકમાં, અત્યાર સુધીમાં જે કાંઈ દર્શન ઋષિઓએ બતાવ્યાં છે તે તમામનો ઉપસંહાર કરતાં, આત્માના સાક્ષાત્કારમાં અવતરતી દહરાકાશ ઉપાસના બતાવવામાં આવે છે. આ પ્રપાઠક પણ વેદાન્ત જિજ્ઞાસુ માટે અતીવ ઉપયોગી છે! અહીં જે કાંઈ બતાવવામાં આવ્યું છે તેનું યોગમય મનન પ્રત્યેક સાધકને માટે અનિવાર્ય છે! વિસ્તારભયે, જ્યાં રહસ્યમયતા છે તેટલાનું જ સંક્ષેપમાં અમો વિવરણ કરવા પ્રયત્ન કરીશું. આથી વાક્યાર્થનો પૂરો વિચાર અને અભ્યાસ આ જોતાં પહેલાં સૌએ કરી લેવો યોગ્ય છે!

આત્મા-બ્રહ્મ યદ્યપિ સર્વત્ર સમસત્તાશીલ છે-સર્વવ્યાપી છે. છતાં તેના સાક્ષાત્કાર માટે પ્રત્યેક પ્રાણીનું હૃદય એ જ યોગ્ય જગ્યા છે. જેણે જેણે પરમાત્માનો સર્વત્ર અનુભવ કરવો હોય તેણે તેણે પહેલાં તેનો પોતાના હૃદય-મંદિરમાં સાક્ષાત્કાર કરી લેવો રહ્યો. કેમકે જો હૃદયમાં ન જણાયો તો બધે છે છતાં ક્યાંએ એ જણાઈ એવી ચીજ નથી. અને જો હૃદયમાં એ જણાયો તો પછી ક્યાંએ એ છૂપાયો છૂપાઈ શકે એમ નથી! આથી સાધકમાત્રે તેનો હૃદયમાં જ સાક્ષાત્કાર કરવો રહ્યો. આથી હૃદયસ્થ પરમાત્માને લગતી જિજ્ઞાસા હોવી ઘટે એવો ઉલ્લેખ કરતાં શ્રુતિ કહે છે કે આ શરીર એ બ્રહ્મનું નગર છે. પરમાત્માનું એ વસતિસ્થાન છે. એ શરીરરૂપી નગરમાં એક હૃદયકમલરૂપી મંદિર છે. એ હૃદયકમલરૂપ મંદિરમાં, નાનું સરખું-હૃદયકમલની બરોબરીનું એક આકાશ છે. આ આકાશ એટલે બ્રહ્મ.

આકાશ શબ્દનો અર્થ થાય છે ચોમેર ચમક્તું. પરમાત્મ તત્ત્વ હૃદયની અંદર ચૈતન્યજ્યોતિ સ્વરૂપ હોવાથી નિરન્તર ચમકી રહ્યું છે. આથી આ આકાશ એ બ્રહ્મ છે. આ હૃદયમંદિરમાં રહેલા જે પરમાત્મા છે તે પરમાત્મામાં અંદર જે કંઇ છે તે શોધવા યોગ્ય છે, એટલે કે એ પરમાત્માનું સ્વરૂપ ગુણ, ધર્મો, પ્રત્યેક સાધકે શોધી કાઢવા જોઇએ. બસ તે પરમાત્મા નિજરૂપે-ગુણે અને ધર્મે જાણવા યોગ્ય છે. અર્થાત્ પ્રત્યેક સાધકે હૃદયમંદિરમાં ગૂઢપણે વસેલા પેલા પરમાત્માને વિશેષપણે જાણવા જોઇએ.

આ હૃદયાકાશમાં તે શું શોધવા જેવું-શું જાણવા જેવું છે એવી જો શંકા થાય તો શ્રુતિ ગુરુસ્થાને પધારી જવાબ આપે છે કે જેવડું ભૂતાકાશ છે તેવડું પેલું હૃદયાકાશ છે. અર્થાત્ હૃદયાકાશ-પરમાત્મા અસીમ છે. ભૂતાકાશ તો ફક્ત એક ઉપમા માટે જ ઘટે છે. બાકી ભૂતાકાશ તો પરમાત્માના રોમકૂપથી પણ નાનું છે. પણ સ્થૂલદૃષ્ટિએ એ બૃહત્તમ વસ્તુનો ખ્યાલ સિવાય કે આકાશ કઇ ચીજથી આપી શકાય? આથી શ્રુતિ કહે છે કે બહારનું આકાશ જેવડું છે તેવડું હૃદયાકાશ છે. અર્થાત્ પરમાત્મા દેશકાલ વસ્તુથી અપરિચ્છિન્ન છે એમ અહીં તાત્પર્ય છે! અને બહારના આકાશમાં જેમ બ્રહ્માંડ છે તેમ સહિત તે આકાશ આ હૃદયાકાશ-પરમાત્મામાં સ્થિતિવાળું છે. અર્થાત્ આ સમસ્ત બ્રહ્માંડ સહિત આ આકાશનો આધાર પેલું હૃદયાકાશ છે. અર્થાત્ પરમાત્મામાં પહેલું શોધવા જેવું આ છે કે તે સૌનો આધાર છે- અધિષ્ઠાન છે!

પણ અહીં એક શંકા ઉઠે છે કે જો આ સમસ્ત પદાર્થો પેલા હૃદયાકાશમાં સ્થિત છે તો હૃદય તો શરીરમાં રહેલું છે. અને શરીરને તો ઘડપણ પ્રાપ્ત થાય છે. અને ઘરડું શરીર ક્રમે કાલને વશ થાય છે. પેલું હૃદયમંદિર ચૂર્ણ થઈ જાય છે. તો જો મંદિર નષ્ટ થાય તો તે મંદિરમાં રહેલું પેલું દહરાકાશ-પરમાત્મા નષ્ટ થવા જોઇએ! જીર્ણ થવા જોઇએ. અર્થાત્ શરીર અને હૃદયની જીર્ણતા અને વિનાશ સાથે તેને આધારે રહેલા-તેમાં રહેલા પરમાત્મા પણ જીર્ણ થઇને નાશ પામતા હોવા ઘટે! અને જો તેને જરા મૃત્યુ વળગતું હોય તો તે જીજ્ઞાસ્ય નથી! કેમકે મર્ત્યમાં તો જીજ્ઞાસ્ય પણ શું?

આ શંકાનો શ્રુતિ ઉત્તર દે છે કે શરીરના ઘડપણથી એ હૃદયાકાશ-પરમાત્મા ઘરડા થતા નથી! શરીરના ઘાતથી પરમાત્મા મરતા નથી! કેમકે શરીર અને આત્મા એ બે ચીજ જ જુદી છે. એકનો ધર્મ જરા મૃત્યુ વગેરેથી આક્રાન્ત થવું એ છે અને તે શરીરનો. બીજાનો ધર્મ જરા મૃત્યુથી અણુઓટ્યા

રહેવું એ છે અને તે આત્માનો. અને જેનો જે સ્વભાવ તે તો ટળતો નથી. અજરતા અને અવિનાશિતા એ આત્માના ધર્મો છે. તેથી આત્મા ઘરડો થતો નથી કે મરતો નથી! આથી આ બ્રહ્મપુર સત્ય છે. એટલે કે અવિનાશી છે. એમાં જ–આધારરૂપ–એ પરમાત્મામાં જ પ્રાણીમાત્ર અને તેને–પ્રાણીમાત્રને વાંછિત પદાર્થ–માત્ર રહે છે! આ બ્રહ્મ–આત્મા છે. આ આત્મા હોવાથી જ પાપ, જરા, મરણ, શોક, ભૂખ, તરસ વગેરેથી રહિત છે. એ સત્યકામ અને સત્ય સંકલ્પ છે. એ આત્મા સત્યકામ અને સત્યસંકલ્પ હોવાથી જ ઇષ્ટ પદાર્થોને દેનારો છે. આ બધું–આત્માના આ ગુણધર્મોની સાધકે શોધ કરવી રહી. અને એને શોધી પોતાનામાં એ બધું છે એમ જાણવું રહ્યું. કેમકે તે પોતે આત્મસ્વરૂપ છે. હૃદયમંદિરમાં ઉતરીને જે શોધવાનું છે તે એ કે હું પોતે પાપપુણ્યથી પર છું. જરા–મૃત્યુ–શોક, ભૂખ, તરસ વગેરેથી પર છું. સત્યકામ અને સત્યસંકલ્પ છું. જેમ હું પાપથી પર છું તેમ પુણ્યથી પર છું. અને આથી જ જેમ કર્મથી જીતાય એવો આ લોક ક્ષીણ થતો હોઇને મારે ઉપયોગી નથી તેમ પુણ્યથી જીતાતો પેલો સ્વર્ગલોક પણ ક્ષીણ થતો હોઇને અવિનાશી એવા મારે માટે પાપ અને પુણ્ય એમાંથી એક સ્વરૂપે કે રૂપે ઉપયોગી નથી! આમ આત્માને જાણીને જે દેહ ત્યાગ કરે છે, તેઓ પાપપુણ્યથી પર થયેલ હોઇને સ્વતંત્ર થાય છે! પણ જે આત્માને આમ જાણતા ન હોઇને આ લોકમાંથી પરવરે છે તે પાપપુણ્યથી પર ન થતાં હોઇને પરતંત્ર છે. અને જેટલું પરવશ તેટલું, બધું જ દુઃખ અને જેટલું સ્વવશ તેટલું બધું જ સુખ–આ છે ટૂંકમાં સુખદુઃખનું લક્ષણ. આથી હૃદયમંદિરમાં ઉતરી ત્યાં રહેલ પરમાત્મામાં–નિજરૂપમાં મૂળમાં શું છે તે શોધવું યોગ્ય છે–જાણવું યોગ્ય છે! ॥ ૧–૬ ॥

॥ इति प्रथमः खण्ड. ॥

---

## ॥ अथ द्वितीयः खण्डः ॥

**स यदि पितृलोककामः भवति संकल्पादेव अस्य पितरः समुत्तिष्ठन्ति तेन पितृलोकेन संपन्नो महीयते ॥ १ ॥**

તે જો પિતૃલોકની કામનાવાળો હોય તો સંકલ્પમાત્રથી એના પિતરો હાજર થાય છે. તે પિતૃલોકથી સંપન્ન થયેલ તે મહિમા અનુભવે છે. ॥ ૧ ॥

अथ यदि मातृलोककामः भवति संकल्पादेवास्य मातरः समुत्तिष्ठन्ति तेन मातृलोकेन संपन्नो महीयते ॥ २ ॥

તે જો માતૃલોકની કામનાવાળો હોય તો સંકલ્પમાત્રથી તેની માતાઓ હાજર થાય છે. તે માતૃલોકથી સંપન્ન થયેલ તે મહિમા અનુભવે છે. ॥ ૨ ॥

अथ यदि भ्रातृलोककामः भवति संकल्पाद् एव अस्य भ्रातरः समुत्तिष्ठन्ति तेन भ्रातृलोकेन संपन्नः महीयते ॥ ३ ॥

તે જો ભ્રાતૃલોકની કામનાવાળો હોય તો સંકલ્પમાત્રથી તેના ભાઈઓ હાજર થાય છે. ભ્રાતૃલોકથી સંપન્ન થયેલ તે મહિમા અનુભવે છે. ॥ ૩ ॥

अथ यदि स्वसृलोककामः भवति संकल्पादेवास्य स्वसारः समुत्तिष्ठन्ति तेन स्वसृलोकेन संपन्नः महीयते ॥ ४ ॥

તે જો ભગિનીલોકની કામનાવાળો હોય તો સંકલ્પમાત્રથી તેની ભગિનીઓ હાજર થાય છે તે ભગિનીલોકથી સંપન્ન મહિમા અનુભવે છે. ॥ ૪ ॥

अथ यदि सखिलोककामः भवति संकल्पादेवास्य सखायः समुपतिष्ठन्ति तेन सखिलोकेन संपन्नः महीयते ॥ ५ ॥

તે જો મિત્રલોકની કામનાવાળો હોય તો સંકલ્પમાત્રથી તેના મિત્રો હાજર થાય છે. તેનાથી સંપન્ન તે મહિમા અનુભવે છે. ॥ ૫ ॥

अथ यदि गन्धमाल्यलोककामः भवति संकल्पाद् एव अस्य गन्धमाल्ये समुत्तिष्ठतः तेन गन्धमाल्यलोकेन संपन्नो महीयते ॥६॥

તે જો ગંધમાલ્ય લોકની ઈચ્છાવાળો હોય તો સંકલ્પમાત્રથી તેને માટે ગંધમાલ્ય હાજર થાય છે. તેનાથી સંપન્ન તે મહિમા અનુભવે છે. ॥ ૬ ॥

अथ यदन्नपानलोककामः भवति संकल्पादेवास्यान्नपाने समुत्तिष्ठतः तेन अन्नपानलोकेन संपन्नः महीयते ॥ ७ ॥

તે જો અન્નપાનની કામનાવાળો હોય તો સંકલ્પમાત્રથી અન્નપાન તેને માટે હાજર થાય છે. તેનાથી સંપન્ન તે મહિમા અનુભવે છે. ॥ ૭ ॥

अथ यदि गीतवादित्रलोककामः भवति संकल्पादेवास्य गीतवादिते समुत्तिष्ठतः तेन गीतवादितलोकेन संपन्नः महीयते ॥८॥

તે જો ગીતવાદિત્રની કામનાવાળો હોય તો સંકલ્પમાત્રથી તેને માટે ગીતવાદિત્ર હાજર થાય છે. તેથી સંપન્ન તે મહિમા અનુભવે છે. ॥ ८ ॥

**अथ यदि स्त्रीलोककामः भवति संकल्पात् एव अस्य स्त्रियः समुत्तिष्ठन्ति तेन स्त्रीलोकेन संपन्नः महीयते ॥ ९ ॥**

તે જો સ્રીલોકની ઈચ્છાવાળો હોય સંકલ્પમાત્રથી સ્ત્રીઓ તેને માટે હાજર થાય છે. તેથી સંપન્ન તે મહિમા અનુભવે છે. ॥ ૯ ॥

**यं यं अन्तं अभिकामः भवति यं कामं कामयते सः अस्य संकल्पात् एव समुत्तिष्ठति तेन संपन्नः महीयते ॥ १० ॥**

જે જે પદાર્થને માટે તે કામનાવાળો થાય છે, જે જે પદાર્થ તે વાંછે છે, સંકલ્પમાત્રથી તે તેને માટે ઉપસ્થિત થાય છે. તેથી સંપન્ન તે મહિમાને અનુભવે છે. ॥ ૧૦ ॥

આગલા ખંડમાં આત્મા સત્યકામ અને સત્યસંકલ્પ છે એમ શ્રુતિએ કહ્યું. આ બીજા ખંડમાં એ સત્યકામ અને સત્યસંકલ્પ છે એ જાતે અનુભવી શકે છે એમ કહી જે જે કામ માટે એ સંકલ્પ કરે છે તે તે એને સંકલ્પમાત્રથી ઉપસ્થિત થાય છે એમ બતાવી આત્મા અમોઘસંકલ્પ છે એમ સિદ્ધ કરે છે. સત્યસંકલ્પતા અને સત્યકામતા એ આત્માનો મહિમા છે. એ સૌ કોઈ યોગ્ય પરિસ્થિતિમાં જાતે અનુભવી શકે એમ છે. ॥ ૧–૧૦ ॥

॥ इति द्वितीयः खण्डः ॥

---

## ॥ अथ तृतीयः खण्डः ॥

**त इमे सत्याः कामाः अनृतापिधानास्तेषां सत्यानां सतां अनृतं अपिधानं यः यः हि अस्य इतः प्रैति न तं इह दर्शनाय लभते ॥ १ ॥**

તે આ સત્યકામો અસત્યના ઢાંકણવાળા છે. તેઓ સત્ય છતાં તેને અનૃતનું ઢાંકણ છે. તેથી આનું જે જે કોઈ અહીંથી પરવરે છે–મરે છે તેના તે ઈચ્છે તો પણ દર્શન માટે શક્તિમાન થતો નથી। ॥ ૧ ॥

अथ ये चास्येह जीवा ये च प्रेता यच्चान्यदिच्छन्न लभते सर्वं तदत्र गत्वा विन्दतेऽत्र ह्यस्यैते सत्याः कामा अनृतापिधानास्तद्यथापि हिरण्यनिधिं निहितमक्षेत्रज्ञा उपर्युपरि संचरन्तो न विन्देयुरेवमेवेमाः सर्वाः प्रजा अहरहर्गच्छन्त्य एतं ब्रह्मलोकं न विन्दन्त्यनृतेन हि प्रत्यूढाः ॥ २ ॥

હવે આ પુરુષના અહીં જેઓ જીવે છે અને જેઓ મરી ચૂકેલા છે, અને તે ઉપરાંત જે કાંઈ ઈચ્છે છતાં એ મેળવી શકતો નથી, તે બધું ય અહીં હૃદયાકાશમાં જઈને તે મેળવે છે. કેમકે એમાં- એના આ સત્યકામો અનૃતરૂપ ઢાંકણથી ઢંકાયેલા છે. અને જેમ ભૂમિમાં દટાયેલા સોનાના ખજાનાને ભૂમિવિદ્યાને ન જાણનારાઓ પ્રતિદિન તેના ઉપર ને ઉપર ચાલતા છતાં ય નથી પામતા, તેમજ આ સમસ્ત પ્રજાઓ દિનપ્રતિદિના, (દરરોજ સુષુપ્તિમાં) આ બ્રહ્મલોકને પ્રાપ્ત થતાં છતાં એ બ્રહ્મલોકને નથી પામતી. કેમકે એ પ્રજાઓ અનૃતથી-અસત્યથી-અજ્ઞાનથી દૂર થઈ જવાયેલી છે એટલે કે ઢંકાયેલી છે. ॥ ૨ ॥

स वा एष आत्मा हृदि तस्यैतदेव निरुक्तं हृदयमिति तस्माद्धृदयमहरहर्वा एवंवित्स्वर्गं लोकमेति ॥ ३ ॥

નિશ્ચય તે આ આત્મા હૃદયમાં છે हृदि+अयं="હૃદયમાં આ" એ જ એની હૃદય શબ્દની વ્યુત્પત્તિ છે તેથી એને હૃદય એમ કહે છે આવું જાણનાર પ્રતિદિન પ્રકાશમય લોકને પામે છે ॥ ૩ ॥

अथ य एष संप्रसादोऽस्माच्छरीरात्समुत्थाय परं ज्योतिरुपसंपद्य स्वेन रूपेणाभिनिष्पद्यत एष आत्मेति होवाचैतदमृतमभयमेतद्ब्रह्मेति तस्य ह वा एतस्य ब्रह्मणो नाम सत्यमिति ॥ ४ ॥

હવે જે આ સંપ્રસાદ સુષુપ્તિ અવસ્થાવાળો પુરુષ, આ શરીરમાંથી ઉઠીને (અહું-મમના સંબંધને છોડીને પરમજ્યોતિને પ્રાપ્ત કરીને (બ્રહ્મનો સાક્ષાત્કાર કરીને (પોતાના રૂપે (પર જ્યોતિ બ્રહ્મરૂપે) પ્રકટ થાય છે-(સ્થિત થાય છે) એ આત્મા છે એમ નિશ્ચય આચાર્યે કહ્યું છે. એ અમૃત છે. અભય છે. એ બ્રહ્મ છે. તે આ પ્રસિદ્ધ બ્રહ્મનુ નામ નિશ્ચય સત્ય છે. ॥ ૪ ॥

तानि ह वा एतानि त्रीणि अक्षराणि सतीयमिति तद्यत्सत्तदमृतमथ यत्ति तन्मर्त्यमथ यद्यं तेनोभे यच्छति यदनेनोभे यच्छति तस्माद्यमहरहर्वा एवंवित्स्वर्गं लोकमेति ॥ ५ ॥

તે આ બ્રહ્મના નામના નિશ્ચય ત્રણ અક્ષરો છે-સતીયમ્ ! તેમાં જે સત્=સ છે તે અમૃત છે. અને જે તિ=ત્ છે તે મર્ત્ય છે. અને જે યમ્ છે તેના વડે=તે યમ્ વડે સ્ અને ત્ બન્નેને નિયમિત કરે છે કેમકે યમ્ શબ્દ સ્ અને ત્ બન્નેનું નિયમન કરે છે તેથી તે યમ્ છે. આવું જાણનાર દિન પ્રતિદિન પ્રકાશમય લોકને પામે છે. ॥ ૫ ॥

આત્મા સત્યકામ અને સત્યસંકલ્પ જો છે તો પછી મારા અમારા જેવાના સંકલ્પો કેમ ફળતા નથી! આપણા જેવા પામર માનવોના સંકલ્પ પ્રમાણે કેમ પદાર્થો ઉપસ્થિત થતાં નથી! આ છે એક મુંઝવણ. એનો જવાબ આપતાં શ્રુતિ હૃદયમાં રહેલ આત્મા જિજ્ઞાસ્ય છે, એમ દૃઢ કરતાં કહે છે કે આપણાં સંકલ્પો આપણે સત્ય નથી રાખ્યા. એના ઉપર અસત્યના ઢાંકણુ ઢાંક્યા છે! આથી આપણા સંકલ્પો પણ યદ્યપિ સત્ય થઈ શકે એમ છે છતાં અનૃતથી-અસત્યથી તે ઢંકાયેલા હોઈને સત્ય નિવડતા નથી. અને આથી જ આપણા જેવા અસત્યમાં રાતદિન રચ્યાપચ્યા રહેતા માનવોને આપણા પરલોકમાં પરવરેલાં સગાંઓનાં દર્શન થઈ શકતા નથી! પણ જો આપણે પણ આ હૃદયાકાશમાં જઈ શકીએ તો આપણે પણ આપણા આત્માની સત્યકામના અને સત્યસંકલ્પતાનો જાત અનુભવ કરી શકીએ છીએ! અનૃત-અસત્યરૂપી ઢાંકણુથી ઢંકાયેલ હોઇને આપણને આપણી સત્યકામતા અને સત્યસંકલ્પતા વિષે શ્રદ્ધા નથી પેદા થતી! ખેતરમાં દારિદ્ર ફેડી નાંખે એવો મહાનિધિ દટાયેલ હોય પણ તે મહાનિધિને ન જાણનાર રોજ તે ખેતરમાં તેના ઉપરથી થઇને પસાર થતો હોય છતાં તેને મેળવી શકતો નથી. તેવું આપણી બાબતમાં છે. આપણાં હૃદયક્ષેત્રમાં ભવદારિદ્રને ફેડી નાંખે એવો મહાનિધિ-પરમાત્મારૂપી મહાનિધિ અસત્યના થર નીચે દટાયેલ છે-રોજ એના ઉપર થઇને આપણે જઇએ છીએ. રોજ રોજ આપણે ઉંઘમા-આપણે એ સત્યસંકલ્પ-સત્યકામ પરમાત્માના ખોળામાં જઈ બેસીએ છીએ પણ તે ઉંઘમાં એટલે આપણે દરિદ્રી-સત્યસંકલ્પદરિદ્રી રહીએ છીએ. આપણા અનૃતજીવનનો એ વાંક છે. આથી અસત્યના થરને ખોદી નાંખી અંદર પડેલો પાથર્યો જે સનાતન નિધિ છે, તે સનાતન સત્યાત્માના નિધિનો આપણે, ખરા વારસદાર હોઇને, વારસો મેળવવો જ જોઇએ. આથી હૃદયમાં અંદર ઉતરી પેલાં દહરાકાશ=સૂક્ષ્મ બ્રહ્માત્મને આપણે જાણવો જોઇએ.

આ આત્મા હૃદયમાં છે, આમ કહીને હૃદય શબ્દની વ્યુત્પત્તિથી એ અર્થને સુનિશ્ચિત કરે છે. જે કોઈ આ આત્મા હૃદયમાં છે, એમ જાણી ત્યાં તેનો સાક્ષાત્કાર છે તે હમેશા પ્રકાશમય લોકને પામે છે. આત્માનો પ્રકાશ એ તો સનાતન ધર્મ છે. જે આત્માને જાણે તે સદા આત્માની જ્યોતિવાળો રહે જ!

હૃદયસ્થ આત્માનો સાક્ષાત્કાર કરવો એમ કહ્યું. એ કેવી રીતે તે બતાવતાં કહે છે કે જે આ સંપ્રસાદ છે તે આ શરીરમાંથી ઉઠીને પરમ જ્યોતિને પ્રાપ્ત કરીને પોતાના રૂપે પ્રકટ થાય છે તે આત્મા છે. સંપ્રસાદ શબ્દ પારિભાષિક છે. સુષુપ્તિ અભિમાની આત્માને સંપ્રસાદની સંજ્ઞા મળે છે. કેમકે તે વખતે આત્મા અતિશય પ્રસન્ન હોય છે. જાગૃત અને સ્વપ્ન અવસ્થામાં આત્મા ક્લેશમયી વૃત્તિઓ સાથે સારૂપ્ય ભજતો હોઇને ક્લેશમય લાગે છે. નિદ્રાવસ્થામાં કેવળ તમોગુણની સૂક્ષ્મતમવૃત્તિ સાથે તેનું સારૂપ્ય હોઇને ક્લેશનો અભાવ લાગે છે. તે વેળા તે તેના સ્વરૂપમાં લીન થયેલ હોય છે ! આથી તેવી અવસ્થાવાળા આત્માને સંપ્રસાદ કહે છે. આ સંપ્રસાદ નામવાળો આત્મા જ્યારે શરીરમાંથી ઉઠે છે, એટલે કે જેમ ઉંઘમાં તેને શરીર વગેરેનું અહંતામમતાયુક્ત ભાન રહેતું નથી, તેમ જ્યારે જાગૃતમાં પણ જ્ઞાન બળે શરીરાદિમાં અહંતામમતાનું ભાન ન રહે અને પોતાની તુરીય નિજાવસ્થાને પામે છે. ત્યારે તે પરમજ્યોતિ–પરમાત્માને પ્રાપ્ત થાય છે ! તે વખતે તે પોતાના નિજરૂપે પ્રકટે છે ! એનું નિજરૂપ સચ્ચિદાનન્દ જ હતું તે રૂપે તે પ્રકટે છે ! અનુભવમાં આવે છે ! આ નિજરૂપમાં સ્થિત આત્મા એ આત્મા છે ! નિજરૂપાવસ્થિત આત્મા અમૃત છે. અભય છે. બ્રહ્મ છે. આ બ્રહ્મસ્વરૂપ આત્માનું તે કાળે 'સત્ય' એવું નામ છે ! આમ સત્ય જેનું નામ છે, એવા આત્માનો સાક્ષાત્કાર બતાવ્યો. અને સત્યમ્ શબ્દની વ્યુત્પત્તિ કરી ખંડનો ઉપસંહાર કરે છે. (૧–૫)

॥ इति तृतीयः खण्डः ॥

---

## ॥ अथ चतुर्थः खण्डः ॥

**अथ य आत्मा स सेतुर्विधृतिरेषां लोकानां असंभेदाय नैतं सेतुं अहोरात्रे तरतो न जरा न मृत्युर्न शोको न सुकृतं न दुष्कृतं सर्वे पाप्मानः अतः निवर्तन्तेऽपहतपाप्मा ह्येष ब्रह्मलोकः ॥ १ ॥**

હવે જે આ આત્મા છે તે સેતુ છે, સૌને પોતપોતાની મર્યાદામાં રાખવાવાળો અને આ લોકની સેળભેળ ન થઈ જાય એ માટે (એ સેતુ છે.) આ સેતુને રાત દિવસ ઓળંગી શકતાં નથી ! નથી તો એને જરા કે મૃત્યુ કે શોક સ્પર્શતા. નથી એને પુણ્ય કે પાપ સ્પર્શતું. એની આગળથી સમસ્ત પાપો નિવૃત્ત થાય છે. કેમકે આ બ્રહ્મરૂપી લોક અપહતપાપ્મ–નષ્ટ થયેલાં પાપવાળો છે. ॥ ૧ ॥

**तस्मात् वा एतं सेतु तीर्त्वाऽन्धो सन्ननन्धो भवति विद्धः सन्नविद्धो भवति उपतापी सन्ननुपतापी भवति तस्मात् वा एतं सेतुं तीर्त्वापि नक्तमहरेवाभिनिष्पद्यते सकृद्विभातो ह्येवैष ब्रह्मलोकः ॥२॥**

તેથી નિશ્ચય આ આત્મારૂપી સેતુને તરીને-પ્રાપ્ત કરીને આંધળો હોઈને પણ ન આંધળો, જખમી થયેલ હોઈને પણ ન જખમી, જ્વરમી અત્યંત પીડિત હોઈને પણ તેનાથી ન પીડિત થય છે તેથી જ એ સેતુને પ્રાપ્ત કરીને રાત પણ નિશ્ચય દિવસ તરીકે પ્રકટ થાય છે અર્થાત્ દિવસ બની જાય છે. એક વાર જ ખૂબ ચમકેલો નિશ્ચય આ બ્રહ્મલોક છે. ॥ ૨ ॥

**तद्य एवैतं ब्रह्मलोकं ब्रह्मचर्येण अनुविन्दन्ति तेषां एव एष ब्रह्मलोकः तेषां सर्वेषु लोकेषु कामचारः भवति ॥ ३ ॥**

તેથી જેઓ આ તે બ્રહ્મલોકને બ્રહ્મચર્યથી જ પ્રાપ્ત કરે છે તેમને જ એ બ્રહ્મલોક મળે છે. તેઓને માટે જ સર્વલોકમાં કામચાર થાય છે. ॥ ૩

આમ સત્યાત્માનો હૃદયમાં સાક્ષાત્કાર કર્યો. હવેના ખંડમાં પરમાત્માનો સેતુ તરીકે સાક્ષાત્કાર વર્ણવે છે. આ આત્મા સેતુ છે. સેતુ એટલે બંધારો; પુલ. વળી આ આત્મા વિધૃતિ=સૌને પોતપોતાની મર્યાદામાં રાખનારો છે. એ સેતુ છે. કેમકે સેતુનું કામ બે જળાશયોને એક બીજાથી જુદા પકડી રાખવાનું છે. એકનું પાણી બીજા સાથે સેળભેળ ન થઈ જાય માટે સેતુનું ચણતર છે. તેમ આ સમસ્ત સૃષ્ટિના પરસ્પર વિરુદ્ધ લક્ષણવાળા ઘટક તત્ત્વોને એકબીજાથી જુદા ધારણ કરવા માટે, જળનો સ્વભાવ અગ્નિમાં કે અગ્નિનો સ્વભાવ જળમાં ન ચાલ્યો જાય એ જોવા માટે આ આત્મા સેતુ છે. વિધૃતિ છે. અર્થાત્ એ આત્મા પ્રત્યેક ચીજને પોતાની પકડમાં જકડી રાખે છે. આત્માની પકડથી જકડાયેલાં હોઇને આ સૃષ્ટિનાં તત્ત્વો નિરંતર પોતપોતાનું કામ કર્યે જાય છે. એક બીજાનાં કાર્યક્ષેત્રમાં ઘુસી શકતાં નથી. એક તારો બીજા તારા સાથે અથડાતો નથી! અને બધું જગત વ્યવસ્થિત અને મર્યાદિત રહે છે. જો આત્મા આ પકડ સ્હેજે ઢીલી કરે તો જગતના પળમાં ફૂરચા ઉડી જાય! વળી આ આત્મા સંસારના ભયાનક સાગરને તરી જવા માટે સેતુ જેવો-પુલ જેવો છે. એ સેતુને જે શરણે ગયો તે સંસાર તર્યો બીજા બધાં બૂડી જાય છે! માટે અંતરમાં ઉતરી આત્મા સેતુ છે, એ વિધૃતિ છે, એ જાણવું રહ્યું. વળી દહરાકાશમાં ઊંડા ઉતરીં આ આત્માને રાત અને દિવસ સ્પર્શતાં નથી. એને જરા કે મૃત્યુ અડતા નથી શોક એને પજવતો નથી પુણ્ય અને પાપ એને સ્પર્શતા નથી. ઉલટું પાપમાત્ર એના ધારે પીગળી જાય છે. કેમકે આ

બ્રહ્મલોક–આત્માનો પ્રદેશ તો અપહતપાપ્મા–પાપરહિત છે. અર્થાત્ આત્મા ત્રિકાલાબાધિત છે. જન્મમૃત્યુ, જરા આદિ વિકારોથી એ રહિત હોઇને એ નિર્વિકાર છે. એના સ્વરૂપનો કદી વિયોગ થતો ન હોઇને એને સંતાપ કે શોક પીડતો નથી! પુણ્ય અને પાપ એનામાં કશી વધઘટ કરી શકતાં નથી કેમકે એ સ્વરૂપે જ પુણ્યપાપથી પર છે. અને પાપમાત્ર એના સમક્ષ પ્રજળી જાય છે! કેમકે આત્મા તો સ્વરૂપે જ પુણ્યપાપ રહિત–નિરંજન છે!

આ આત્માનો આ રીતે બોધ કરવાથી એટલે કે આત્મારૂપી સેતુને પ્રાપ્ત કરવાથી આંધળો દેખતો, ઘવાયેલો અઘવાયેલો, તાવવાળો તાવરહિત થાય છે. અર્થાત્ આત્માનો સાક્ષાત્કાર કરવાથી આજસુધીનો આંધળો–દર્શનહીન–જ્ઞાની આંખે આંધળો પુરુષ–અજ્ઞાનથી ઘેરાયેલી દૃષ્ટિને લઇને આંતરદૃષ્ટિ વિહીન પુરુષ–દેખતો થાય છે! તેને સમ્યક્દર્શન સાંપડે છે! હવે તે ઋષિ થાય છે! તે દુનિયાના અસહ્ય ત્રિવિધ દુઃખના આઘાતોથી વીંધાયેલ હતો તે હવે રુઝાયેલા ઘાવાળો થઇ જાય છે! કેમકે દુનિયાના દુઃખના ઘાને રુઝવવાની તાકાત–એક રામબાણ મલમ તે આત્મજ્ઞાન છે– તે તેને મળી જતો હોવાથી તે હવે અક્ષત થયો છે! તેને રાગદ્વેષાદિ બધા મેલોને લીધે જે સંસારનો તાવ–ત્રિદોષ સન્નિપાત લાગ્યો હતો, તે હવે આત્મ દર્શનથી, રાગાદિ મેલોનું પૂર્ણ વિરેચનથી વિસર્જન થઇ ગયેલું હોઇને ત્રિદોષ સન્નિપાતના અસાધ્ય રોગમાંથી ઇશ્વરકૃપાએ મુક્ત થઇ નિરામયપદને પામ્યા છે! એટલું જ નહીં રાત્રિ પણ તેને માટે દિવસ જ થાય છે. એટલે કે અજ્ઞાનનું અંધારૂં ચોમેર છવાયું હોય તો પણ તેને માટે તો જ્ઞાનનો આદિત્ય પ્રકાશ જ ચોમેર ચમકે છે. કેમકે આ બ્રહ્મલોક–આત્માનો પ્રદેશ–સકૃદ્વિભાત–સતત પ્રકાશમય છે! આમ હૃદયાકાશમાં ઊતરીને આવું આત્મજ્ઞાન પ્રાપ્ત કરનાર શોકથી પર થાય છે. એ આત્માનો પ્રકાશ પ્રાપ્ત કરવા બ્રહ્મચર્ય–એકી વખતે તમામ ઇન્દ્રિયોનો ઇશ્વરાભિમુખ સંયમ જ ઉપાય છે, એમ કહી ખંડની ઇતિ ભણે છે.

॥ इति चतुर्थः खण्डः ॥

---

## ॥ अथ पञ्चमः खण्डः ॥

**अथ यद्यज्ञ इत्याचक्षते ब्रह्मचर्यमेव तत् ब्रह्मचर्येण ह्येव यो ज्ञाता तं विन्दते अथ यत् इष्टं इति आचक्षते ब्रह्मचर्यमेव तत् ब्रह्मचर्येण ह्येवेष्ट्वात्मानमनुविन्दते ॥ १ ॥**

હવે જે યજ્ઞ છે એમ કહે છે તે બ્રહ્મચર્ય જ છે. કેમકે બ્રહ્મચર્યથી જ જ્ઞાની તે બ્રહ્મલોકને મેળવે છે. હવે જેને ઈષ્ટ એમ કહે છે તે પણ બ્રહ્મચર્ય જ છે. કેમકે બ્રહ્મચર્યથી જ ઈષ્ટ એવા આત્માને પ્રાપ્ત કરે છે. ॥ ૧ ॥

**अथ यत् सत्रायणमित्याचक्षते ब्रह्मचर्यमेव तत् ब्रह्मचर्येणह्येव सत आत्मनस्त्राणं विन्दतेऽथ यन्मौनमित्याचक्षते ब्रह्मचर्यमेव तत् ब्रह्मचर्येण ह्येवात्मानं अनुविद्य मनुते ॥ २ ॥**

હવે જેને સત્રાયણ કહે છે તે પણ બ્રહ્મચર્ય જ છે. કેમકે બ્રહ્મચર્ય દ્વારા જ સત્ રૂપ આત્માનું ત્રાણ-રક્ષણ મેળવે છે. હવે જેને મૌન એમ કહે છે તે પણ બ્રહ્મચર્ય જ છે. કેમકે બ્રહ્મચર્ય વડે જ આત્માને જાણીને મનન કરે છે. ॥ ૨ ॥

**अथ यदनाशकायनमित्याचक्षते ब्रह्मचर्यमेव तदेष ह्यात्मा न नश्यति यं ब्रह्मचर्येणानुविन्दतेऽथ यदरण्यायनमित्याचक्षते ब्रह्मचर्यमेव तत्तदरश्च ह वै ण्यश्चार्णवौ ब्रह्मलोके तृतीयस्यामितो दिवि तदैरं मदीयं सरस्तदश्वत्थः सोमसवनस्तदपराजिता पूर्ब्रह्मणः प्रभुविमितं हिरण्यं ॥ ३ ॥**

હવે જેને અનાશકાયન=અનશન એમ કહે છે તે બ્રહ્મચર્ય જ છે. જેને જે આત્માને બ્રહ્મચર્ય વડે મેળવે છે તે આત્મા તેના વડે બ્રહ્મચર્ય વડે નાશ પામતો નથી! હવે જેને અરણ્યાયન કહે છે, તે પણ બ્રહ્મચર્ય જ છે. કેમકે અહીંથી ત્રીજો એવો સ્વર્ગ રૂપી જે બ્રહ્મલોક છે તેમાં નિશ્ચય "અર" અને "ણ્ય" નામના બોત સમુદ્રો છે. ત્યાં અન્નરસ પૂર્ણ અને હર્ષકારક એક સરોવર છે. તેવાં અમૃત ઝરતો એક પીંપળો છે. ત્યાં અપરાજિત નામની બ્રહ્મનગરી છે અને ત્યાં પ્રભુનિર્મિત સોનેરી મંડપ છે. ॥ ૩ ॥

**तद्य एवैतावरं च ण्यं चार्णवौ ब्रह्मलोके ब्रह्मचर्येणानुविन्दन्ति तेषामेवैष ब्रह्मलोकस्तेषां सर्वेषु लोकेषु कामचारः भवति ॥ ४ ॥**

તો જેઓ બ્રહ્મચર્ય દ્વારા બ્રહ્મલોકમાં આ "અર" અને "ણ્ય" નામના બે સમુદ્રોને પ્રાપ્ત કરે છે તેઓને જ આ બ્રહ્મલોક પ્રાપ્ત થાય છે. તેમનો સૌ લોકમાં કામચાર થાય છે. ॥ ૪ ॥

આમ હૃદયાકાશમાં ઉતરી ત્યાં જે શોધ કરવાની છે તે શોધ કરતાં મરજીવાને જે જે તત્ત્વજ્ઞાનનું મોતિ મળે છે. તેમાંથી થોડાનો ઉલ્લેખ કર્યો અને બ્રહ્મચર્ય દ્વારા જ બ્રહ્મલોક મળે છે એમ સૂચવ્યું. હવે બ્રહ્મચર્યનો જ અનિર્દિષ્ટ

તે યજ્ઞકર્મ-ઇષ્ટિ કર્મ વગેરે છે એમ સમજતાં કહે છે કે યજ્ઞથી પ્રાપ્ત સ્વર્ગાદિલોક મળે છે. બ્રહ્મચર્યથી આત્મલોક મળતો હોઇને બ્રહ્મચર્ય જ યજ્ઞ છે. તેજ મુજબ બ્રહ્મચર્યથી જ ઇપ્સિતમ આત્મા મળતો હોઇને તેજ ઇષ્ટિ કર્મ છે. બ્રહ્મચર્યથી જ સદ્‌આત્માનું રક્ષણ મળી શકતું હોઇને તેજ સત્રાયણ નામનું કર્મ છે! અનશન પણ બ્રહ્મચર્ય જ છે. કેમકે અનશનનું જે ફળ તે બ્રહ્મચર્ય દ્વારા મળે છે. હવે અરણ્યાયન પણ બ્રહ્મચર્ય જ છે, એમ અરણ્ય શબ્દની વ્યુત્પત્તિ દ્વારા જ સાધી બ્રહ્મપુરી-હૃદય સુધી ઋષિ સાધકને લઈ જાય છે. ત્યારબાદ ઉપાસકને ઉપયોગી થાય એવું બ્રહ્મલોકનું રૂપકમય વર્ણન છે. અંતે બ્રહ્મચર્ય દ્વારા જ આત્મલોક પ્રાપ્ત થાય છે એવું વિધાન કરી તે લોકને પ્રાપ્ત કરનારો કામચારી થાય છે. એ ફળ બતાવી ખંડ સમાપ્તિ કરે છે.

॥ इति पञ्चमः खण्डः ॥

---

## ॥ अथ षष्ठः खण्डः ॥

**अथ या एता हृदयस्य नाड्यस्ताः पिङ्गलस्याणिम्नस्तिष्ठन्ति शुक्लस्य नीलस्य पीतस्य लोहितस्येत्यसौ वा आदित्यः पिङ्गल एष शुक्ल एष नील एष पीत एष लोहितः ॥ १ ॥**

હવે આ જે હૃદયની નાડીઓ છે તે અતિસૂક્ષ્મ ભૂરા રસથી ધોળા, નીલા, પીળા અને લાલ રસથી ભરેલી છે તે આ સૂર્યમંડળ પણ નિશ્ચય ભૂરું છે. ધોળું, નીલું પીળું લાલ છે. ॥ १ ॥

**तद्यथा महापथ आतत उभौ ग्रामौ गच्छतीमं चामुं चैवमेवैता आदित्यस्य रश्मय उभौ लोकौ गच्छन्तीमं चामुं चामुष्मादादित्यात्प्रतायन्ते ता आसु नाडीषु सृप्ता आभ्यो नाडीभ्यः प्रतायन्ते तेऽमुष्मिन्नादित्ये सृप्ताः ॥ २ ॥**

જેમ કોઈ મોટો ફેલાયેલો રસ્તો બે ગામે જતો હોય-આ ગામે અને પેલા ગામે, તેમજ આ સૂર્યમંડળનાં કિરણો બન્ને લોકમાં જાય છે-આ લોકમાં અને નિશ્ચય પેલા લોકમાં-તે કિરણો પેલા આદિત્ય મંડળમાંથી નીકળે છે અને આ નાડીઓમાં ફેલાઈ ગયેલાં છે. તે આ નાડીઓમાંથી નીકળે છે અને પેલાં સૂર્યમંડળમાં ફેલાય છે. ॥ २ ॥

तद्यत्रैतत्सुप्तः समस्तः संप्रसन्नः स्वप्नं न विजानात्यासु तदा नाडीषु सृप्तो भवति तं न कश्चन पाप्मा स्पृशति तेजसा हि तदा संपन्नो भवति ॥ ३ ॥

તે આ જે કાળમાં સૂતેલો હોઈ સમસ્ત=બાહ્ય વિષયોના ગ્રહણથી નિવૃત્ત થયેલ હોઈને સમ્પ્રસન્ન=અતિ પ્રસન્નતાની અવસ્થાને સુષુપ્તિને પ્રાપ્ત થયેલ હોઈને સ્વપ્નને નથી જોતો, ત્યારે તે આ નાડીઓમાં સરેલો હોય છે. તેને કોઈ પાપ અડતું નથી. કેમકે તે વેળા તે તેજથી સંપન્ન હોય છે તેજોમય પરબ્રહ્મ પરંજ્યોતિ બ્રહ્મ સાથે એકમેક થઈ ગયેલો હોય છે. ॥ ૩ ॥

अथ यत्रैतदबलिमानं नीतो भवति तमभित आसीना आहुर्जानासि मां जानासि मामिति स यावदस्माच्छरीरादनुत्क्रान्तो भवति तावज्जानाति ॥ ४ ॥

હવે જ્યારે આ અત્યંત નિર્બળતાને પ્રાપ્ત થયેલો હોય છે ( એટલે કે મરવા પડયો હોય છે ) ત્યારે તેની ચારે તરફ બેઠેલાઓ તેને કહે છે કે "ઓળખે છે મને?" જ્યાં સુધી તે શરીરથી બ્હાર નીકળેલ ન હોય ત્યાં સુધી ઓળખે છે. ॥૪॥

अथ यत्रैतदस्माच्छरीरादुत्क्रामत्यथैतैरेव रश्मिभिरूर्ध्वं आक्रमते स ओमिति वा होद्वा मीयते स यावत्क्षिप्येन्मनस्तावदादित्यं गच्छत्येतद्वै खलु लोकद्वारं विदुषां प्रपदनं निरोधोऽविदुषाम् ॥५॥

હવે જ્યારે એ આ શરીરમાંથી નીકળી જાય છે ત્યારે એ જ સૂર્યકિરણો દ્વારા ઉપર જાય છે. તે ૐ એ અક્ષર દ્વારા બ્રહ્મની ઉપાસના કરનાર અગર તો તે અક્ષર અક્ષર સિવાય જ બ્રહ્મની ઉપાસના કરનાર નિ:સન્દેહ ઉપર જાય છે. તે (ઊર્ધ્વગામી) જેટલા વખતમાં મન બાહ્ય વિષયોમાં ફેંકાય તેટલા જ કાળમાં આદિત્યમાં પહોંચી જાય છે, એ જ નિશ્ચય બ્રહ્મલોકનું દ્વાર છે. વિદ્વાનો માટે એ દ્વારા જવાનું હોય છે. પણ અવિદ્વાનો માટે એ રસ્તો બંધ છે. ॥ ૫ ॥

तदेष श्लोकः । शतं चैका च हृदयस्य नाड्यः स्तासां मूर्धानं अभिनिःसृतैका । तयोर्ध्वमायन्नमृतत्वमेति विष्वङ्ङन्या उत्क्रमणे भवन्ति उत्क्रमणे भवन्ति ॥ ६ ॥

તે બાબતમાં આ શ્લોક છે એકસો ને એક નિશ્ચય હૃદયની નાડીઓ છે. તેમાંથી એક મસ્તક તરફ નીકળેલી છે. તેના દ્વારા ઉપર જનારો પુરુષ બ્રહ્મલોકને પામે છે બીજી નાડીઓ શરીરમાંથી નીકળવામાં ભિન્નભિન્ન ગતિવાળી છે. ॥ ૬ ॥

આમ બ્રહ્મચર્ય દ્વારા બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે એમ બતાવી આગલા ખંડનો ઉપસંહાર કર્યો. પણ એવો જીવ કયે માર્ગે બ્રહ્મલોકને પામે છે તે બતાવવું રહ્યું. અર્થાત્ જ્ઞાની જીવનું ઉત્ક્રમણ કેવી રીતે થાય છે એ દર્શાવવું રહ્યું. તે માર્ગ બતાવના હવેના ખંડની પ્રવૃત્તિ છે! હવે આ હૃદયની નાડીઓ છે તે ભૂરા, ધોળા, નીલા, પીળા વગેરે રંગના રસથી ભરેલી છે. અર્થાત્ સૂર્યમાંથી જેમ સૂર્યકિરણો બ્રહ્માંડદેહમાં ફેલાયેલા હોય છે તેમ વ્યક્તિદેહમાં હૃદયમંડળમાંથી નાડીઓ રૂપી કિરણો સમસ્ત દેહમાં વ્યાપ્ત હોય છે! તે બધી નાડીઓમાં જુદા જુદા રંગનો રસ ભરપૂર હોય છે! આ હૃદયનાડી-ગંત રસ, સૂર્યકિરણના સંપર્કે, ભિન્ન ભિન્ન રંગનો હોય છે! સૂર્યના કિરણો નાડીમાં આવે છે. અને નાડીમાંથી નીકળીને એ કિરણો પાછાં સૂર્યમંડળમાં જઈ બ્રહ્મલોકમાં જાય છે. અર્થાત્ હૃદયની નાડીઓ દ્વારા પ્રાણીનું શરીર સૂર્યમંડળ સાથે જોડાયેલું છે. મનુષ્યનો આ લોક અને પેલો પરલોક=અહીં બ્રહ્મલોક. એ બેને હૃદયની શરીરવ્યાપી નાડીઓ દ્વારા જોડનારા સૂર્યના કિરણો છે. આમ સૂર્યકિરણો આ-લોક અને પરલોકને જોડનારા છે એવી ભૂમિકા રચી હવે એ ભૂમિકાનો શો ઉપયોગ છે એ બતાવવાની શરૂઆત કરતાં કહે છે કે-જ્યારે આ જીવ ઊંઘી જાય છે ત્યારે એ સમસ્ત થાય છે. સમસ્ત એટલે કે બાહ્ય વિષયોના ગ્રહણથી નિવૃત્ત થાય છે. અર્થાત્ જાગૃતિ અને સ્વપ્નમાં એ બાહ્ય વિષયોમાં વ્યસ્ત હોય છે! એ વ્યસ્ત જીવ ઊંઘમાં સમસ્ત થાય છે. વળી તે વેળા તે સંપ્રસન્ન હોય છે. જાગૃત અને સ્વપ્નમાં ક્લેશમય પણ હોય છે. ઊંઘમાં ક્લેશનું કારણ તાત્કાલિક લીન થતું હોઈને તે પૂર્ણ પ્રસન્નતાને પામે છે. આવો સમસ્ત અને સંપ્રસન્ન સુષુપ્તિનો અભિમાની જીવ જ્યારે જાગૃત કે સ્વપ્નને જોતો નથી એટલે કે બાકી રહેલી ત્રીજી ઊંઘની અવસ્થાને પામે છે, ત્યારે એ આ નાડીઓમાં સરકી ગયેલ હોય છે! હિતા નામની નાડીમાં જ્યારે આ જીવાત્મા સરકી ગયેલ હોય છે ત્યારે તે પાપપુણ્યથી પર હોય છે. કેમકે તે કાળે તેને પરમાત્માનો સંપર્ક થયેલ હોય છે! તે વેળા તે તેજોમય પરમાત્મામાં એકમેક થઈ ગયેલ હોય છે! આ એનો દૈનંદિન પ્રભુમેળાપ છે. પણ કર્મક્ષય ન થયો હોય ત્યાં સુધી એને-જ્ઞાની જીવને પણ નિત્ય પ્રભુમિલન થતું નથી! આ ઊંઘમાંનો સમસ્ત અને સંપ્રસન્નજીવ જ્યારે ઉત્ક્રમણ કરે છે ત્યારે હૃદયની નાડીમાંની જે બ્રહ્મરંધ્ર તરફ જતી નાડી છે તે નાડી દ્વારા તેનું ઉત્ક્રમણ થાય છે. અને શરીરમાંથી ઉત્ક્રમિત જ્ઞાની જીવ મરણકાળે ૐકારના રટણપૂર્વક તે સિવાય યોગ દ્વારા જતો હોવાથી ઊર્ધ્વગામી બને છે. અને એક નિમિષમાં તેવો જીવ આદિત્યમાં તેનાં કિરણો દ્વારા પહોંચે છે. આ આદિત્યલોક પેલા બ્રહ્મલોક માટે દ્વાર રૂપ છે.

આ આદિત્યના દ્વારે બ્રહ્મલોકમાં આત્માના પ્રદેશમાં ગમન વિદ્વાનોને માટે જ છે એટલે કે જેણે દહરાકાશની ઉપાસના દ્વારા આત્માનો સાક્ષાત્કાર કર્યો છે તેને માટે જ છે! તેનાથી ભિન્ન અવિદ્વાનને માટે આ માર્ગ બંધ છે. અર્થાત્ અવિદ્વાન જીવની ગતિ આ માર્ગે નથી. આ માર્ગ તેને માટે મોકળો નથી! આ દ્વારે જ્ઞાની જ જાય છે. અજ્ઞાની જઈ શકતો નથી એ બાબતમાં વૈદિક પ્રમાણ ટાંકી ખંડની સમાપ્તિ કરે છે. એ શ્લોક કઠોપનિષદમાં આવી ગયેલ છે. અહીં દહરોપાસના પૂરી થાય છે. ॥ ૧-૬ ॥

॥ इति षष्ठः खण्डः ॥

## ॥ अथ सप्तमः खण्डः ॥

**य आत्मापहतपाप्मा विजरो विमृत्युर्विशोको विजिघत्सोऽपिपासः सत्यकामः सत्यसंकल्पः सोऽन्वेष्टव्यः स विजिज्ञासितव्यः स सर्वांश्च लोकानाप्नोति सर्वांश्च कामान्यस्तमात्मानमनुविद्य विजानातीति ह प्रजापतिः उवाच ॥ १ ॥**

જે આત્મા પાપથી રહિત, જરાથી રહિત, મૃત્યુથી રહિત, શોકથી રહિત, ભૂખથી રહિત, તરસથી રહિત, સત્યકામ અને સત્યસંકલ્પ છે, તે શોધી કાઢવા યોગ્ય છે, તે નિશ્ચય સમસ્ત લોકોને અને સમસ્ત કામોને પ્રાપ્ત કરે છે, એમ પ્રસિદ્ધ પ્રજાપતિએ કહ્યું. ॥ ૧ ॥

**तद् ह उभये देवासुरा अनुबुबुधिरे ते ह ऊचुः हन्त तम् आत्मानं अन्विच्छामः यं आत्मानं अन्विष्य सर्वांश्च लोकान् आप्नोति सर्वांश्च कामान् इति इन्द्रः हैव देवानाम् अभिप्रवव्राज विरोचनोऽसुराणां तौ हासंविदानावेव समित्पाणी प्रजापतिसकाशं आजग्मतुः ॥ २ ॥**

તે વચન પ્રસિદ્ધ દેવોએ અને અસુરોએ-બન્નેએ જાણ્યું-સાંભળ્યું. તે પ્રસિદ્ધ બન્ને માંહોમાંહે કહેવા લાગ્યા-અહો! આપણે તે આત્માને શોધી કાઢીએ કે જે આત્માને શોધી કાઢીને જાણી લેવાથી સમસ્ત લોકો અને સમસ્ત કામોને પ્રાપ્ત કરાય છે. આમ વિચાર કરીને દેવો પૈકી પ્રસિદ્ધ ઇન્દ્ર અને અસુરો પૈકી વિરોચન પ્રજાપતિ તરફ ચાલી નીકળ્યા. પ્રસિદ્ધ એવા તે બન્ને પરસ્પરમાં સલાહ મંત્રણા કર્યા વિના જ સમિત્પાણી થઈ પ્રજાપતિની પાસે આવી પહોંચ્યા. ॥ ૨ ॥

तौ ह द्वात्रिंशतं वर्षाणि ब्रह्मचर्यमूषतुस्तौ ह प्रजापतिरुवाच किमिच्छन्ताववास्तमिति तौ होचतुर्य आत्मापहतपाप्मा विजरो विमृत्युः विशोकोऽविजिघत्सोऽपिपासः सत्यकामः सत्यसंकल्पः सोऽन्वेष्टव्यः स विजिज्ञासितव्यः सं सर्वांश्च लोकानाप्नोति सर्वांश्च कामान्यस्तमात्मानमनुविद्य विजानातीति भगवतो वचो वेदयन्ते तमिच्छन्ताववास्तमिति ॥ ३ ॥

પ્રસિદ્ધ એવા તે બન્ને ત્યાં બત્રીસ વર્ષો બ્રહ્મચર્યપૂર્વક રહ્યા. ત્યારે તેમને તે પ્રજાપતિએ નિશ્ચય આ કહ્યુ–"શું ઈચ્છતા હોઈને આપે અહીં બ્રહ્મચર્ય વાસ કર્યો છે?" પ્રસિદ્ધ એવા તે બન્નેએ કહ્યુ–"જે આત્મા નિષ્પાપ, અજર, અમર, શોકરહિત, ભૂખ અને તરસ રહિત છે. સત્યકામ અને સત્યસંકલ્પ છે, તે શોધવા યોગ્ય છે, છે તે જાણવા યોગ્ય છે, જે તે આત્માને શોધીને જાણે છે તે સમસ્ત લોકો અને કામનાને પ્રાપ્ત કરે છે"–આ જાતનું આપ પૂજ્યપાદનું વચન છે. એમ લોકો એક બીજાને જણાવે છે. તો તે આત્માને ઈચ્છતા હોઈને અમો અહીં રહ્યા છીએ. ॥ ૩ ॥

तौ ह प्रजापतिरुवाच य एषोऽक्षिणि पुरुषो दृश्यत एष आत्मेति होवाचैतदमृतमभयमेतद्ब्रह्मेत्यथ योऽयं भगवोऽप्सु परिख्यायते यश्चायमादर्शे कतम एष इत्येष उ एवैषु सर्वेष्वेतेषु परिख्यायत इति होवाच ॥ ४ ॥

પ્રસિદ્ધ એવા તે બન્નેને પ્રજાપતિએ કહ્યુ–"જે આ આ અક્ષિમાં–આંખમાં પુરૂષ દેખાય છે. એ આત્મા છે. અને એ અમૃત છે અભય છે અને એ બ્રહ્મ છે–એમ ઉચેર્યું." ત્યારબાદ તેમણે કહ્યુ–"હે ભગવન્ જે આ પાણીમાં ચોમેરથી દેખાય છે. અને જે આ દર્પણમાં દેખાય છે એ બધામાંથી આત્મા કયો? ત્યારે પ્રજાપતિએ કહ્યુ"–એ અક્ષિપુરુષ જ છે જે આ બધામાં જ દેખાય છે. ॥ ૪ ॥

છઠ્ઠા ખંડ સુધી દહરોપાસના ભગવતી શ્રુતિએ દર્શાવી અને વિશેષ જ્ઞાનને માટે બ્રહ્મલોકમાં સૂર્યદ્વારે ગમન પણ બતાવ્યું. હવે આત્માના વિશુદ્ધ અને વિશેષ જ્ઞાનને માટે વળી ઇન્દ્ર વિરોચન અને પ્રજાપતિની આખ્યાયિકા દ્વારા તેના શુદ્ધ જ્ઞાનને માટે શ્રુતિ પ્રવૃત્ત થાય છે. આત્મતત્ત્વ સૂક્ષ્મતમ છે. આથી તેને લગતો વારંવાર ઉપદેશ ઉચિત છે અને અનિવાર્ય છે. આથી જે આત્મજ્ઞાનમાં માણસનું હિત છુપાયેલું છે તે આત્મજ્ઞાનને વારંવાર અનેક રીતે સ્પષ્ટ કરતાં શ્રુતિ કંટાળો નથી થતી. તેને સહેજે આળસ નથી લાગતું. જે આત્માનું સ્વરૂપ વર્ણન કર્યું તે આત્મા ગુણત્રયાતીત છે. દેહત્રયાતીત છે. કાલત્રયાતીત છે. અવસ્થાત્રયાતીત છે,

આ ગુણ, દેહ, કાલ, અવસ્થાથી પર એવો આત્મા માયા અને તેના અપાર, અનન્ત વિસ્તારમાં ખોવાઈ ગયેલો છે! એ ખોવાઈ ગયેલા આત્માને જિજ્ઞાસુ માણસે શોધી કાઢી તેનો સ્વરૂપે અને ધર્મે યથાર્થ સાક્ષાત્કાર કરવાનો છે. કેમકે સ્વરૂપના જ્ઞાનમાં સમસ્ત કલ્યાણ છૂપાયું છે અને માનવ કલ્યાણનો અધિકારી છે. આથી આ ખોવાયેલ આત્માની શોધ અને જ્ઞાન માટે માણસે તત્પર થવું જોઈએ એવું વિધાન કરતાં, એ આત્મા કેવો છે તેની ઓળખાણ આપતાં શ્રુતિમાતા કહે છે કે–આત્મા શોધી કાઢવો યોગ્ય છે. આત્મા દેહાદિ પ્રકૃતિ સુધીના પદાર્થોમાં ખોવાઈ ગયેલો છે–તે બધામાં સંતાઈ ગયેલો છે. તેને શોધવો જોઈએ શોધીને જાણવો જોઈએ! અને ખોવાઈ ગયેલી ચીજની શોધ કરવા માટે જેમ તે ચીજના લક્ષણો જાણવા જોઈએ–તે કેવી છે તે જાણવું જોઈએ–તેનો પરોક્ષ પરિચય તેટલો પણ જોઈએ કેમકે તે સિવાય તો ખબર જ ન પડે–કદાચ તે ખોવાયેલી ચીજ આપણી પાસે આવી જાય તો પણ ખબર જ ન પડે–કે આજ તે ખોવાયેલી ચીજ છે. આથી આત્મા જે ખોવાયેલ છે–તે શોધવા યોગ્ય છે તો તેના લક્ષણ-ધર્મો વગેરે આપણે જાણકાર પાસે સાંભળી લેવાં જોઈએ. જેથી તે જ્યારે જડી આવે ત્યારે તેની સાથે, તે જ આ છે–આ જ્ઞાનનો તાજો મેળવી શકાય. આથી ખોવાયેલો આત્મા કેવો છે તે આમ કહેતાં શ્રુતિ કહે છે કે હે મનુષ્યો! તે આત્મા પાપપુણ્યથી રહિત છે. કેમકે તે અકર્તા છે. તે જરાવસ્થાથી રહિત છે કેમકે તે સુઝે દેહ સ્વરૂપ નથી. તે મૃત્યુથી રહિત છે કેમકે સ્વરૂપે જ અવિનાશી છે. તે શોકથી રહિત છે કેમકે તેને સ્વરૂપનો વિયોગ નથી અને તે ઉપરાંત તે નિત્ય સ્વરૂપસંયુક્ત જ છે અને આનન્દઘન છે. તે ભૂખ અને તરસથી રહિત છે–સ્થૂલ ભૂખ અને તરસ તો પ્રાણના ધર્મો છે અને ભોગની ભૂખ અને તરસ તો તેને સ્પર્શતી જ નથી કેમકે તે આપ્તકામ અને સમાપ્તકામ છે. તે આત્મા સત્યકામ અને સત્યસંકલ્પ છે કેમકે તે સત્યસ્વરૂપ છે. આવું જે તત્ત્વ હોય તેને આત્મા જાણજો. અને એ આત્મા જેને જડયો છે તેને આજ સ્વરૂપે જડયો છે. માટે આત્મા આવો–પુણ્યપાપથી રહિત છે. જે કોઈ દેહાદિ પ્રકૃતિ પર્યન્તના પદાર્થોમાં અનન્તકાળથી છૂપાઈ ગયેલા આત્માને આવો જાણી શોધી કાઢે છે અને તેનું આવા સ્વરૂપે જ્ઞાન મેળવી લે છે તે સમસ્ત લોક અને ભોગ્ય પદાર્થોનો માલિક થાય છે. આ છે ફળ. આ આત્મજ્ઞાનને લગતો ઉપદેશ જનના સમક્ષ પ્રજાપતિએ મૂક્યો.

આત્માને જાણી લેવાથી તમામ લોકો અને તમામ કામોની પ્રાપ્તિ થાય છે– આવું મહાન ફળ આત્મજ્ઞાનનું છે એવું પ્રજાપતિ પાસે સાંભળતાં, થોડી મહેનતે મહાન ફળ મેળવવામાં મતિનો વૈભવ છે એમ સમજી, દેવો અને અસુરોએ

પોતપોતાના પ્રતિનિધિઓ પસંદ કર્યા. દેવોમાં ઇન્દ્ર અને અસુરોમાં વિરોચન ઉપર પસંદગી ઉતરી. તે બન્ને એકબીજા સાથે મંત્રણા કર્યા સિવાય જ શિષ્યભાવે પ્રજાપતિ પાસે પહોંચ્યા. તેમણે મંત્રણા ન કરી કેમકે દેવ અને અસુરોને એકબીજાની આંખ્યે ગમતી જ નથી!

શિષ્યભાવે પહોંચેલા ઇન્દ્ર અને વિરોચન બત્રીસ વર્ષ સુધી પ્રજાપતિ પાસે વસ્યા. ત્યાં સુધી તો ગુરુએ તેમને આગમનનું પ્રયોજન પણ ન પૂછ્યું! કેમકે ગુરુ તો જાણતા જ હતા. પણ આત્મજ્ઞાન અનધિકારીને માગવા માત્રથી આપી દેવાતું નથી! બ્રહ્મચર્ય એ આત્મજ્ઞાનની પ્રતિષ્ઠા છે. અસંયમી જીવનમાં આત્મજ્ઞાન ઠરતું નથી. ઊલટું ઉપદ્રવ મચાવે છે. આથી સમજુ અને શાણા ગુરુએ બત્રીસ વર્ષ સુધી તેમની કને બ્રહ્મચર્યની જ ઉપાસના કરાવી. તે કાળ બાદ—બત્રીસ વર્ષ બાદ બન્ને કેમ આવ્યા છે—કયા હેતુથી તેઓએ બ્રહ્મચર્યની ઉપાસના કરી છે—એમ પૂછતાં તે બન્નેએ પોતે કેમ આવ્યા છે તે કહ્યું. આત્માને શોધી, જાણવાની ઇચ્છાથી તેઓ આવ્યા છે એમ સાંભળતાં પ્રજાપતિએ તેમને કહ્યું કે જે આ આંખની કીકીમાં પુરુષ દેખાય છે તે આત્મા છે. અર્થાત્ આંખની કીકીમાં જે આ રાઈના દાણા જેવી પુરુષચ્છાયા દેખાય છે તે આત્મા છે. આ આત્મા મૂળમાં કેવો છે તે શિષ્યો શોધી કાઢે એ માટે આંખમાં દેખાતો પુરુષ આત્મા છે એટલું કહી ગુરુએ ઉમેર્યું કે હે શિષ્યો! પણ આટલું સમજી લેજો કે આત્મા અમૃત છે અને અભય છે. આ છે આત્માને ઓળખવાની ચાવી. આ છે પરીક્ષા. આ સાંભળ્યા પછી ઇન્દ્ર તથા વિરોચને કહ્યું કે હે ભગવન્! જેમ આંખમાં છાયાપુરુષ તેમ પાણીમાં અને દર્પણમાં પણ દેખાય છે. તો એ બધામાં—પ્રતિચ્છાયાઓમાં આત્મા કયો? ગુરુએ કહ્યું કે આંખમાં જે છાયાપુરુષ છે. તે જ આ બધામાં—જ્યાં જ્યાં પાણી દર્પણ વગેરે જ્યાં છાયા દેખાય છે તે બધામાં—છે. પણ ધ્યાન રાખો કે તે આત્મા અમૃત છે અને અભય છે. આત્માને જાણનાર પોતે અમૃત અને અભય બને છે—આટલું આ ઉપદેશમાં જાણી લેવું ખૂબ અગત્યનું છે. કેમકે આ અહીં કસોટીનો પથ્થર છે.

॥ इति सप्तमः खण्डः ॥

## ॥ अथ अष्टमः खण्डः ॥

उदशराव आत्मानमवेक्ष्य यदात्मनो न विजानीथस्तन्मे प्रब्रूतमिति तौ होदशरावेऽवेक्षांचक्राते तौ ह प्रजापतिरुवाच किं पश्यथ इति तौ होचतुः सर्वमेवेदमावां भगव आत्मानं पश्याव आ लोमभ्य आ नखेभ्यः प्रतिरूपमिति ॥ १ ॥

त्यारबाद प्रजापतिए तेमने कह्युं-"जलपात्रमां आत्माने जोईने त्यारबाद जे आप आत्माने न जाणी शको तो तमो मने कहेजो." त्यारे ते बन्नेए जलपात्रमां जोयुं. त्यारे ते बन्नेने प्रसिद्ध प्रजापतिए कह्युं-"आप बन्ने शुं जुओ छो?" त्यारे तेमणे जवाब आप्यो-"हे भगवन्! अमो आ आखुंय शरीर जोईए छीए. हे भगवन्! अमो बन्ने आत्माने जोईए छीए. रुंवाडी अने नखना सुद्धां प्रतिबिंबने अमो जोई रह्या छीए." ॥ १ ॥

तौ ह प्रजापतिरुवाच साध्वलंकृतौ सुवसनौ परिष्कृतौ भूत्वोदशरावेऽवेक्षेथामिति तौ ह साध्वलंकृतौ सुवसनौ परिष्कृतौ भूत्वोदशरावेऽवेक्षांचक्राते तौ ह प्रजापतिरुवाच किं पश्यथ इति ॥२॥

त्यारे ते बन्नेने प्रजापतिए कह्युं-"सुंदर अलंकार, सुंदर वस्त्रवाळा थई तथा बनीठनीने आप बन्ने जलपात्रमां जुवो." त्यारे निश्चय बन्ने सुंदर अलंकार, सुंदर वस्त्रवाळा थईने अने बनी ठनीने जलपात्रमां जोवा लाग्या. तेमने प्रसिद्ध प्रजापतिए कह्युं-"शुं जुवो छो?" ॥ २ ॥

तौ होचतुर्यथैवेदमावां भगवः साध्वलंकृतौ सुवसनौ परिष्कृतौ स्व एवमेवेमौ भगवः साध्वलंकृतौ सुवसनौ परिष्कृतौ इति एष आत्मेति होवाच एतदमृतमभयमेतद् ब्रह्म इति तौ ह शान्तहृदयौ प्रवव्रजतुः ॥ ३ ॥

ते बन्नेए कह्युं-"जेवुं आ शरीर छे. तेवुं ज. अर्थात् भगवन्! जेम अमो बन्ने सुंदर आभूषण वस्त्र अने बन्याठन्या छीए. एज मुजब आ पाणीमांना प्रतिबिंबो पण सुंदर वस्त्राभूषणवाळा अने बन्याठन्या छे." त्यारे प्रजापतिए कह्युं-"ए आत्मा छे. ए अमृत छे अने ए ब्रह्म-"एम उमेर्युं" आम सांभळीने शान्त जिज्ञासावाळा ते बन्ने-ईंद्र अने विरोचन-पाछा घरे गया. ॥ ३ ॥

तौ हान्वीक्ष्य प्रजापतिरुवाच अनुपलभ्य 'आत्मानं अननुविद्य व्रजतः यतर एतद् उपनिषदः भविष्यन्ति देवा वाऽसुरा वा ते पराभविष्यन्ति इति स ह शान्तहृदय एव विरोचनोऽसुराञ्जगाम तेभ्यो हैतामुपनिषदं प्रोवाचात्मैवेह महय्य आत्मा परिचर्य आत्मानमेवेह महयन्नात्मानं परिचरन्नुभौ लोकाववाप्नोतीमं चामुं चेति ॥४॥

ત્યારે તે બન્નેને જતા જોઈને નિશ્ચય પ્રજાપતિએ કહ્યું-"આ આત્માને ન પ્રાપ્ત કરીને અને ન શોધીને જનારા હોઈને દેવો અને અસુરો પૈકી જેઓ "આ" આત્મવિદ્યાવાળા હશે તેઓ હારશે. ત્યારે તે પ્રસિદ્ધ વિરોચન શાન્તહૃદયી થઈને જ અસુરોની પાસે પહોંચ્યો. અને તેમને આ ઉપનિષદ્ કહ્યું. અહીં આત્મા શરીર જ પૂજ્ય છે. આત્મા-શરીર જ સેવ્ય છે. અહીં આત્મા-શરીરને પૂજતો અને આત્માને સેવતો પુરુષ બન્ને લોકોને પ્રાપ્ત કરે છે-આ લોક અને પરલોક. ॥ ૪ ॥

तस्मादप्यद्येहाददानमश्रद्दधानमयजमानमाहुरासुरो बतेत्यसुराणां ह्येषोपनिषत्प्रेतस्य शरीरं भिक्षया वसनेनालंकारेणेति संस्कुर्वन्त्येतेन ह्यमुं लोकं जेष्यन्तो मन्यन्ते ॥ ५ ॥

અને તેથી જ આજે પણ જે અદાની, અશ્રદ્ધાળુ, અપૂજકને ખરે ! આ અસુર છે એમ શિષ્ટ પુરુષ કહે છે. કેમકે આ તો અસુરોનું ઉપનિષત્ છે. મરેલાના શરીરને અન્ન, વસ્ત્ર અને અલંકારથી સંસ્કારી કરે છે. કેમકે એમ કરવાથી પેલા લોકને જીતશે એમ અસુરો માને છે ! ॥ ૫ ॥

આમ આંખની કીકીમાં રહેલ છાયાપુરુષ આત્મા છે એમ જણાવી પ્રજાપતિએ તેમને વળતું કહ્યું કે "તમો બન્ને કોઈ જળપાત્રમાં તમારી જાતને જુવો અને તેમાં પ્રતિબિંબિત થયેલી તમારી જાતમાં આત્મા છે. તે આત્માને ઉપલાં લક્ષણે કસી જુવો. અને જો ન સમજણ પડે તો મારી પાસે આવજો." ત્યારે તે બન્નેએ જળપાત્રમાં પોતાની જાત નિહાળી. પ્રજાપતિએ પૂછ્યું-"શું જોયું ?" તેમણે કહ્યું-"આખું શરીર ! નખશિખ અમારી પ્રતિકૃતિ અમો જળમાં જોઈએ છીએ !" ત્યાર બાદ તે બન્નેને સુંદર વસ્ત્ર અલંકારથી સજ્જ થઈ જળપાત્રમાં જોવા કહ્યું. તેમણે તેમ કર્યું. ગુરુએ પૂછ્યું "હવે આપ આપને ક્યાં જુવો છો ?" બન્ને કહે કે "સુંદર વસ્ત્રાલંકારથી સજ્જ અમો અમારી જાતને ભાળીએ છીએ ! અમો બહાર જેટલી ઉપાધી વધારીએ છીએ તેટલી બધીય પ્રતિબિંબમાં પણ જણાય છે." અર્થાત્ અહિં ગુરુએ શિષ્યોને શરીર એ જ આત્મા છે એમ પહેલાં કહ્યું. શરીરમાં જેવો બાહ્ય દેખાવ ઉમેરો કે ઘટાડો તેવો જ તેનો આકાર સુન્દર કે કદ્રૂપ બને છે. યદ્યપિ શરીરથી તાત્ત્વિક દૃષ્ટિએ ભિન્ન છે, પણ દેહમાં જેને આત્મભાવ છે તેને દેહથી ભિન્ન આત્મા છે એ તત્ત્વજ્ઞાન જરતું કે હૃદયમાં ઠરતું નથી. આથી દેહથી

માંડી પ્રકૃતિ સુધીના તમામ પદાર્થોથી આત્મતત્ત્વ ભિન્ન છે એમ અહીં ગુરુ ક્રમશઃ શિષ્યને સમજાવે છે. આથી શરીર એ જ આત્મા છે એમ ગુરુએ શિષ્યોને કહ્યું, પણ એક વાત સાથે ઉમેરી કે એ આત્મા અમૃત છે– નિર્ભય છે–બ્રહ્મ છે. આ લક્ષણ શરીરરૂપી આત્મા ઉપર ઘટાવી જોવું રહ્યું. શરીર જો એ લક્ષણની કસોટી ઉપર ઉભું રહી શકે તો તે આત્મા ઠરે! આથી ગુરુ અહીં વિપરીત ઉપદેશ નથી દેતા પણ શિષ્યની વિચારશક્તિને વિચરવાનો અને સ્વમતિથી નિર્ણય કરવાનો અવકાશ આપે છે! જળપાત્રમાં દેખાયેલ શરીરનું પ્રતિબિંબ જ આત્મા છે. એટલે કે શરીર જ આત્મા છે એમ સાંભળી તે બન્ને ઇન્દ્ર અને વિરોચન બન્નેની જીજ્ઞાસા શાંત થઈ. તેમનું હૃદય શાંત થયું. અને બન્ને ઘરે જવા નીકળ્યા.

જ્યારે બન્નેને ઘરે જતાં જોયાં ત્યારે પરમકૃપાળુ ગુરુદેવે તે બન્નેને ઉદ્દેશીને કહ્યું કે, "ભલે તમો ઘરે જાઓ. પણ એક વાત ખ્યાલમાં રાખજો. જે કોઈ આ આત્માને ન પ્રાપ્ત કરશે, એને ન શોધશે, અને મેં અત્યારે તમને જે આ આત્મવિદ્યા આપી છે તે વિદ્યાથી જ પોતાને આત્મજ્ઞાની માનશે તે હારશે. પછી તે દેવ હો કે અસુર હો." અર્થાત્ અહીં ગુરુદેવનો ધ્વનિગર્ભ જવાબ છે. શરીર એ આત્મા છે–આ આત્મજ્ઞાન નથી. આથી ગુરુ કહે છે કે "આપે હજી આત્માને પ્રાપ્ત કર્યો નથી. તેને સ્વરૂપે શોધ્યો નથી. મેં શરીર એ આત્મા છે એમ જે કહ્યું છે તે આત્મવિદ્યા નથી. માટે તે જ આત્મવિદ્યા છે–શરીર એ જ આત્મા છે એમ માનીને જે જશે, તે જીવનમાં હમેશને માટે હારશે. કેમકે આત્મા અમૃત છે. અભય છે. બ્રહ્મ છે." આમ જતાં જતાં ગુરુએ ચેતવણી આપી. પણ વિરોચનને એ ચેતવણીમાં બુદ્ધિની આસુરિતાને લઈને કંઈ ધ્યાન લેવા જેવું ન જણાયું. અસુર લોકમાં જઈ તેણે બત્રીસ વર્ષની તપશ્ચર્યા પછી મેળવેલી આત્મવિદ્યા–શરીર એ જ આત્મા છે–એવા ઉપનિષદ્–રહસ્યને અસુરો આગળ કહ્યું. આ શરીર જ પૂજ્ય છે. સેવ્ય છે એમ તેણે કહ્યું. આ છે ચાર્વાકમત. જે આ મતના અનુયાયીઓ અગણિત હોય છે–તેઓ અદાની, અશ્રદ્ધાળુ અપૂજક અને આથી જ અસુર છે! અર્થાત્ શરીરને આત્મા માનવો એ અસુરોનું ઉપનિષદ છે. એટલે કે જેની બુદ્ધિમાં શરીર જ સર્વસુખની ઉત્પત્તિ સ્થિતિ અને લયનું એકાયતન લાગે છે તે અસુર છે. તેને સાચું જ્ઞાન જ સાંપડ્યું નથી. તેવા લોકો શરીરના જ લાલનપાલનમાં રાત્રિદિવસ મશગૂલ રહે છે. શરીરસેવા અને શરીરપૂજા જ તેમને જ્ઞાનની અવધિ લાગે છે. આવા અસુરો દયાપાત્ર છે. અનુકમ્પ્ય છે. આ છે ધ્વનિ.

॥ इति अष्टमः खण्डः ॥

## ॥ अथ नवमः खण्डः ॥

**अथ हेन्द्रोऽप्राप्यैव देवानेतद्भयं ददर्श यथैव खल्वयमस्मिञ्छरीरे साध्वलंकृते साध्वलंकृतो भवति सुवसने सुवसनः परिष्कृते परिष्कृत एवमेवायमस्मिन्नन्धेऽन्धो भवति स्रामे स्रामः परिवृक्णे परिवृक्णोऽस्य एव शरीरस्य नाशमन्वेष नश्यति नाहमत्र भोग्यं पश्यामीति ॥१॥**

પરંતુ હવે પેલા ઈન્દ્રે તો દેવોને પ્રાપ્ત કરે તે પહેલાં જ આ ભય જોયો-જેમ નિશ્ચય આ શરીર સારી રીતે અલંકૃત થતાં એ સારી રીતે અલંકૃત થાય છે, શરીર સુંદર વસ્ત્રવાળું થતાં આ (આત્મા) સુંદર વસ્ત્રવાળો થાય છે, શરીર સાફ થતાં આ (આત્મા) સારૂં થાય છે, એ જ મુજબ, આ શરીર આંધળું થતાં એ આંધળો થાય, કાણું થતાં એ કાણો થાય, કપાતાં એ કપાય, અને આ શરીરના નાશ પાછળ આ નાશ પામે! માટે હું ઈન્દ્ર તો આમાં-આ શરીરરૂપ આત્મામાં કશું ભોગ્ય જોતો નથી! ॥ ૧ ॥

**स समित्पाणिः पुनरेयाय तं ह प्रजापतिरुवाच मघवन् यत् शान्तहृदयः प्राव्राजीः सार्धं विरोचनेन किं इच्छन् पुनरागम इति स ह उवाच यथा एव खलु अयं भगव अस्मिन् शरीरे साध्वलंकृते साध्वलंकृतो भवति सुवसेन सुवसनः परिष्कृते परिष्कृत एवमेवायम् अस्मिन् अन्धे अन्धः भवति स्रामे स्रामः परिवृक्णे परिवृक्णः अस्य एव शरीरस्य नाशमन्वेष नश्यति नाहं अत्र भोग्यं पश्यामीति ॥ २ ॥**

ત્યારે સમિત્પાણી થઈને તે પાછો ગુરુ કને આવ્યો તેને તે પ્રસિદ્ધ પ્રજાપતિએ કહ્યું-"હે ઈન્દ્ર! તું તો વિરોચન સાથે શાન્ત હૃદય થઈને ગયો હતો તો શું ઈચ્છતો હોઈને તારુ પુનરાગમન થયું છે?" ત્યારે ઈન્દ્ર કહ્યું-"હે ભગવન્! જેમ આ શરીર અલંકૃત સુવસ્ત્રાચ્છાદિત અને સાફ થતાં આ આત્મા અલંકૃત સુશોભિત વસ્ત્રવાળો અને સાફસુથરો થાય છે એ જ મુજબ, એ શરીર આંધળું કાણું કે કપાયેલું થતાં એ આત્મા આંધળો, કાણો કે કપાયેલો થાય, એ શરીરના નાશ પાછળ નાશ પામે, તેથી હું એ છાયાપુરુષમાં કશું ભોગ્ય જોતો નથી!" ॥ ૨ ॥

**एवं एव एष मघवन् इति ह उवाच एतं तु एव ते भूयः अनुव्याख्यास्यामि वसापराणि द्वात्रिंशतं वर्षाणि इति स ह अपराणि द्वात्रिंशतं वर्षाणि उवास तस्मै ह उवाच ॥ ३ ॥**

"હે ઈન્દ્ર ! એજ મુજબ છે આ"-એમ તેને તે પ્રસિદ્ધ પ્રજાપતિએ કહ્યું-અને ઉમેર્યું-એ આત્માને લગતો જ તને વળી હું ઉપદેશ કરીશ તું બીજાં બત્રીસ વર્ષો અહીં બ્રહ્મચર્યપૂર્વક રહે. તે બીજાં બત્રીસ વર્ષો રહ્યો. ત્યારે તેને-ઈન્દ્રને પ્રજાપતિએ કહ્યું. ॥ ૩ ॥

વાણીમાં પ્રતિબિંબિત શરીર એ આત્મા છે. છાયાપુરુષ આત્મા છે. બિંબ-શરીરમાં વૃદ્ધિહ્રાસથી પ્રતિબિંબ શરીરમાં વૃદ્ધિહ્રાસ થાય છે, અને તે આત્મા છે-આ જાતના આત્મજ્ઞાનથી અસુર વિરોચનને શાન્તિ થઇ. પણ દેવ ઇન્દ્રને તેમાં સમાધાન ન લાગ્યું. ક્યાંથી લાગે ? જેનામાં દેવબુદ્ધિ છે તેને અનાત્મમાં આત્મબુદ્ધિ ભયનું દ્વાર જણાશે. તે ઇન્દ્રના અસમાહિત હૃદયે વિચાર્યું કે જો મૂળ શરીરના અલંકાર, વસ્ત્ર અને ટાપટીપથી પ્રતિબિંબિત શરીરમાં અલંકાર, વસ્ત્ર અને ટાપટીપ સંક્રાન્ત થાય છે. અને પ્રતિબિંબિત શરીર આત્મા છે, તો પછી મૂળ શરીર જો કોઈ અવયવમાં ખોડ આવે તો તેટલા અંશમાં તે આત્મા છાયાપુરુષને પણ ખોડ લાગવાની જ. શરીર જો આંધળું થાય તો આત્મા આંધળો થાય જ ! આ જ મુજબ બીજી કોઈ પણ ઇન્દ્રિયની ખોડખાંપણથી તેટલા અંશમાં આત્મા પણ હણાવાનો જ. તો પછી જે હણાવાનો જ તેનું અમૃતત્વ ક્યાં ? જે જવાનો જ તેની નિર્ભયતા ક્યાં ? અને ગુરુએ તો એમ કહ્યું છે કે આત્મા અમૃત છે. અભય છે. બ્રહ્મ છે. મને તો આ આત્મા મર્ત્ય, ભયભરિત અને અબ્રહ્મ-અલ્પ લાગે છે. આથી ક્યાં તો આ આત્મા=શરીર એ આત્મા નથી; ક્યાં તો ગુરુજીએ જે આત્માના સ્વરૂપની ચાવી બતાવી તે બરોબર ન હશે. પણ ગુરુવાક્યમાં અશ્રદ્ધા એ તો અધ્યાત્મવિદ્યામાં આપઘાત સમી છે. આથી પહેલો વિકલ્પ-આ શરીર આત્મા છે-એ બરોબર નથી. અને આથી જ આ શરીરરૂપી આત્મામાં હું કશું ભોગ્ય જોતો નથી. જે મર્ત્ય છે, જે ભયસ્થાન છે, જે અબ્રહ્મ-અલ્પ છે તેમાં આત્મજિજ્ઞાસુને કશું ભોગ્ય લાગતું નથી ! આમ મનમાં સમાધાનહીન હોઈને પાછો તે શિષ્યભાવે ગુરુ પાસે પહોંચ્યો. ગુરુએ તેને શાન્તહૃદયે ગયેલો હોઇને પણ પાછો આવતો જોઇને, હૃદયથી પ્રસન્ન થતાં, પુનરાગમનનું કારણ પૂછ્યું. ઇન્દ્રે પોતાની વિચારસરણિ ઉપર મુજબ કહી. ગુરુએ કહ્યું-બરોબર છે. છાયાપુરુષમાં કશું ભોગ્ય નથી ! આથી હવે હું તને પાછો આત્માને લગતો ઉપદેશ દઈશ. પણ શરત એ છે કે તારે બત્રીસ વર્ષ વળી બ્રહ્મચર્યપૂર્વક મારી કને શિષ્યભાવે રહેવું. શિષ્યે કબૂલ્યું. બીજા બત્રીશ વર્ષે ગુરુએ તેને એક પાયરી ઉપર ચઢાવ્યો.

॥ इति नवमः खण्ड ॥

## ॥ अथ दशमः खण्डः ॥

य एष स्वप्ने महीयमानश्चरत्येष आत्मेति होवाच एतदमृतं अभयं एतद् ब्रह्म इति स ह शान्तहृदयः प्रवव्राज स हाप्राप्यैव देवानेतद्भयं ददर्श तद्यद्यपीदं शरीरमन्धं भवत्यनन्धः स भवति यदि स्राममस्रामो नैवैषोऽस्य दोषेण दुष्यति ॥ १ ॥ न वधेन अस्य हन्यते न अस्य स्राम्येण स्रामो घ्नन्ति त्वेवैनं विच्छादयन्तीवाप्रियवेत्तेव भवत्यपि रोदितीव नाहमत्र भोग्यं पश्यामि इति ॥२॥

જે આ સ્વપ્નાવસ્થામાં, મહિમાને પ્રાપ્ત થયેલ હોઈ વિચરે છે. એ આ આત્મા છે. એ અમૃત, એ અભય, એ બ્રહ્મ છે. તે પ્રસિદ્ધ ઈન્દ્ર શાન્તહૃદયી થઈને ચાલી નીકળ્યો. પરંતુ તેણે દેવો પાસે પહોંચે તે પહેલાં જ આ ભય જોયો. જો કે તે આ શરીર આંધળું થાય છે. તો પણ આ આત્મા આંધળો થતો નથી, જો કે શરીર કાણું થતાં એ કાણો થતો નથી. નિશ્ચય આ આત્મા આ શરીરના દોષથી દૂષિત થતો નથી જ. એ શરીરના વધથી એ હણાતો નથી. એના કાણાંપણા વડે એ કાણો થતો નથી. પરંતુ નિઃસન્દેહ એને કોઈ જાણે મારી નાંખે છે. કોઈ જાણે એને ભગાડે છે, જાણે દુઃખનો અનુભવ કરે છે. અને તે ઉપરાંત જાણે રડે છે! આથી હું એમાં કાંઈ ભોગ્ય જોતો નથી! ૧–૨

स समित्पाणिः पुनरेयाय तं ह प्रजापतिरुवाच मघवन्यच्छान्तहृदयः प्राव्राजीः किमिच्छन् पुनरागम इति स होवाच तद्यद्यपीदं भगवःशरीरमन्धं भवत्यनन्धः स भवति यदि स्राममस्रामो नैवैषोऽस्य दोषेण दुष्यति ॥ ३ ॥

આમ વિચારી સમિત્પાણી થઈ તે પાછો આવ્યો. તેને નિશ્ચય પ્રજાપતિએ કહ્યું– "હે મઘવન્! તું તો શાન્તહૃદયી થઈને ગયો હતો. તો શું ઈચ્છતો હોઈને તારું પુનરાગમન થયું છે?" ત્યારે તે નિશ્ચય કહેવા લાગ્યો–"જો કે આ શરીર આંધળું થાય તો એ આત્મા આંધળો થતો નથી. જો આ શરીર કાણું થાય તો પણ આ આત્મા કાણો થતો નથી, અને એ આત્મા આ શરીરના દોષથી દૂષિત થતો પણ નથી જ ॥ ૩ ॥

न वधेन अस्य हन्येत नास्य स्राम्येण स्रामो घ्नन्ति त्वेवैनं विच्छादयन्तीवाप्रियवेत्तेव भवति अपि रोदितीव नाहमत्र भोग्यं पश्यामि इति एवमेव एष मघवन् इति होवाच एतं त्वेव ते भूयोऽनुव्याख्यास्यामि वसाऽपराणि द्वात्रिंशतं वर्षाणि इति स ह अपराणि द्वात्रिंशतं वर्षाणि उवास तस्मै होवाच ॥ ४ ॥

એના વધથી એ હણાતો નથી. એના કાણાંપણાથી એ કાણો થતો નથી. તો પણ જાણે એને કોઈ મારે છે-દરાવે છે. જાણે કોઇ એને ભગાડે છે-જાણે એ દુઃખનો અનુભવ કરે છે. જાણે એ રડે છે. તેથી હું એમાં કશું ભોગ્ય જોતો નથી !" ત્યારે નિશ્ચય તેને પ્રજાપતિએ કહ્યું-" એમ જ છે નિશ્ચય આ, હે મઘવન્ ! એ આત્માને લગતો જ હું તને વધુ ઉપદેશ કરીશ તું બીજાં બત્રીસ વર્ષો બ્રહ્મચર્યપૂર્વક રહે." ને બીજાં બત્રીસ વર્ષો ઉપર મુજબ રહ્યો ત્યારે તેને નિશ્ચય પ્રજાપતિએ કહ્યું- ॥ ૪ ॥

શરીર એ જ આત્મા છે એ જાગ્રત અવસ્થાનું ભૂલભરેલું આત્મદર્શન છે. શરીર એ જ આત્મા છે એ જ્ઞાનમાં મુક્તિ નથી, પણ બંધ છે. આથી ઇન્દ્રને એ શરીરમાં કશું ભોગ્ય ન લાગ્યું. આથી તે વળી ગુરુ પાસે ગયો. અર્થાત્ શરીરથી આત્મા ભિન્ન છે. જાગૃતથી આત્મા ભિન્ન છે, એ અર્થાત્ સિદ્ધ થાય છે. દેહાત્મભાવથી પેદા થતી જાગૃત અવસ્થામાં, અનાત્મમાં આત્મભાવ માનનારને માટે બધું ભોગ્ય હશે, પણ વિવેકીને તો તેમાં વિલાપ અને પશ્ચાત્તાપ જણાય છે. આથી વળી પાછા આવેલા ઇન્દ્રને પ્રજાપતિ કહે છે કે "પ્રિયશિષ્ય ! સ્વપ્ન અવસ્થામાં મહિમાને પ્રાપ્ત થયેલ હોઇને જે વિચરે છે તે આત્મા છે. સ્વપ્ન અવસ્થામાં ક્વચિત્ માણસ રંક હોય, તો એ રાય થાય છે. ઝુંપડીવાળો પણ મહેલનો માલિક થાય છે. અને આમ જાગૃતની વાસનાઓનો કેવળ મનના સ્વપ્નમાં અનુભવ કરતો આત્મા મહામહિમ ગણાય છે. કેમકે તે વખતે આત્મા કેવળ મનોવિહારી હોય છે. અને મન જ પોતાનામાં કોતરાયેલાં સંસ્કારોને જાણે તે બધાં સાચા છે એમ બતાવે છે. બસ. આ સ્વપ્ન સ્થાનીય આત્મા અમૃત અને અભય અને બ્રહ્મ છે. આ સાંભળી વળી ઇન્દ્ર શાન્તહૃદયી થઈને ઘરે જવા નીકળ્યો. પણ ઘરે પહોંચે તે પહેલાં જ તેને સ્વપ્નસ્થાનીય સ્વપ્નાભિમાની આત્મા એ આત્મા છે એ જ્ઞાનમાં ભય જણાયો ! તેણે વિચાર્યું કે જો કે સ્વપ્નાવસ્થામાં શરીર કાણું થાય તેથી આ આત્મા કાણો થતો નથી-ટૂંકમાં, શરીરના દોષોથી એ જો કે દૂષિત થતો નથી. પણ સ્વપ્નાવસ્થામાં પણ કાંઇ મીઠો જ અનુભવ નથી થતો ! કોઇ વખત સ્વપ્નમાં માણસ પોતે મરી જતો હોય એમ પણ લાગે છે, કોઈ વખત જાણે તેને પોતાના પ્રિયજનોનો વિયોગ થતો લાગે છે. અને તે રડી ઉઠતો લાગે છે. ગુરુજીએ તો કહ્યું છે કે આત્મા અમૃત છે. અભય છે, આનન્દરૂપ છે. તો જો એ તેવો જ છે તો પછી સ્વપ્નમાં એને મરણભય લાગે છે. એને બીજા ભય લાગે છે, એને પ્રિય વિયોગજન્ય સંતાપ લાગે છે ! એમ કેમ ? માટે અપહતપાપ્મા વગેરે લક્ષણવાળો આત્મા આ સ્વપ્નસ્થાનીય આત્મા ન હોઇ શકે. સ્વપ્નસ્થાનીય આત્માથી આ આત્મા ભિન્ન હોવો જોઈએ. આમ વિચાર કરતા તેનું ઉપરછલ્લું સમાધાન તૂટી ગયું. તે પાછો

સમાધાનરહિત હૃદયે ગુરુચરણે આવી, ગુરુએ પુનરાગમનનું કારણ પૂછતાં, પોતાની વિચારસરણિ વ્યથિત હૃદયે કહી સંભળાવી. ગુરુએ, તારી વિચારસરણિ યોગ્ય છે, એમ કહી તેને વળી બત્રીસ વર્ષ રોકાવાનું કહ્યું. આત્મજ્ઞાન માટે કપરી કસોટી અને તપશ્ચર્યા કરવી જ પડે! એ સસ્તી ચીજ નથી! વિના કચકારે શિષ્ય બીજા બત્રીસ વર્ષ રહ્યો!

॥ इति दशमः खण्डः ॥

---

## ॥ अथ एकादशः खण्डः ॥

**तद्यत्रैतत् सुप्तः समस्तः संप्रसन्नः स्वप्नं न विजानात्येष आत्मेति होवाच एतद् अमृतं अभयं एतद् ब्रह्म इति स ह शान्तहृदयः प्रवव्राज स हाप्राप्यैव देवान् एतद् भयं ददर्श नाहं खल्वयमेवं संप्रत्यात्मानं जानात्ययमहमस्मीति नो एवेमानि भूतानि विनाशमेवापीतो भवति नाहमत्र भोग्यं पश्यामीति ॥ १ ॥**

"જે કાળમાં સુતેલો હોઈને, તે આ બાહ્ય વિષયોની પકડથી નિવૃત્ત થયેલો, અતિ પ્રસન્નતાની અવસ્થા (સુષુપ્તિ) ને પ્રાપ્ત થયેલ હોઈને, સ્વપ્નને જાણતો નથી, તે આ (સ્વપ્ન ન જોનારો) આત્મા છે એ અમૃત છે એ અભય છે. એ બ્રહ્મ છે." ત્યારે નિશ્ચય તે ઈન્દ્ર શાન્તહૃદયી થઈને ચાલી નીકળ્યો; પરંતુ તેણે, દેવોને પ્રાપ્ત કરે તે પહેલાં જ, આ ભયને જોયો. નિશ્ચય આ અત્યારે આમ-જાગૃત કે સ્વપ્નની માફક "આ હું છું" એ પ્રકારે પોતે પોતાને નિશ્ચય નથી જાણતો, નથી તો એ નિશ્ચય આ સ્થાવર જંગમભૂતોને જાણતો, જાણે વિનાશને જ પ્રાપ્ત થયેલો છે। આ કારણસર હું એમાં કશું ભોગ્ય જોતો નથી. ॥ ૧ ॥

**स समित्पाणिः पुनरेयाय तं ह प्रजापतिरुवाच मघवन् यत् शान्त हृदयः प्राव्राजीः किम् इच्छन् पुनरागम इति स होवाच नाहं खलु अयं भगव एवं संप्रति आत्मानं जानाति अयमहमस्मीति नो एवेमानि भूतानि विनाशं एव अपीतो भवति नाहमत्र भोग्यं पश्यामीति ॥ २ ॥**

તે સમિત્પાણી થઈને પાછો આવ્યો તેને નિશ્ચય પ્રજાપતિએ કહ્યુ-"હે મઘવન્! તું તો શાન્તહૃદય થઈને ગયો હતો. તો શું ઈચ્છતો હોઇને તારું પુનરાગમન થયું છે?" તેણે નિશ્ચય કહ્યુ-નિશ્ચય આ અત્યારે આમ-જાગ્રત કે સ્વપ્નની માફક, "આ હું છું." એમ નિશ્ચય પોતે પોતાને જાણતો નથી। નથી તો નિશ્ચય આ સ્થાવરજંગમ ભૂતોને જાણતો. જાણે વિનાશને જ પ્રાપ્ત થયો છે। તેથી હું એમાં કશું ભોગ્ય જોતો નથી। ॥ ૨ ॥

**एवं एव एष मघवन् इति होवाचैतं त्वेव ते भूयोऽनुव्याख्यास्यामि नो एवान्यत्रैतस्माद्वसाऽपराणि पञ्च वर्षाणीति स हापराणि पञ्च वर्षाणि उवास तान्येकशतं संपेदुरेतत्तद्यदाहुरेकशतं ह वै वर्षाणि मघवान् प्रजापतौ ब्रह्मचर्यं उवास तस्मै होवाच ॥ ३ ॥**

"હે મઘવન્! એ એમ જ છે." એમ તેને નિશ્ચય પ્રજાપતિએ કહ્યું. "પણ એ આત્માને જ લગતો વધુ ઉપદેશ હું તને કહીશ–એનાથી ભિન્ન બીજાનો નહીં. બીજાં પાંચ વર્ષો અહીં રહે" એમ તેણે કહ્યું. તે નિશ્ચય બીજાં પાંચ વર્ષો રહ્યો. આમ એકસો ને એક વર્ષો પૂરાં થયાં. તેથી આ શિષ્ટ પુરુષો એમ કહે છે કે ઇન્દ્ર પ્રજાપતિ કને એકસો ને એક વર્ષ બ્રહ્મચર્યપૂર્વક વસ્યો તેને (વર્ષો પૂરાં થતાં) પ્રજાપતિએ કહ્યું.–॥૩॥

આમ આત્માને તેના મૂળ સ્વરૂપમાં જાણવાની તીવ્રતમ ભદ્ર ઇચ્છાવાળો ઇન્દ્ર બત્રીસ વર્ષ રહ્યો ત્યારે આચાર્યે તેને ઉપદેશ આપ્યો કે જે અવસ્થામાં આ આત્મા સૂતેલો હોઇને સમસ્ત તથા સંપ્રસન્ન હોય છે તે આત્મા છે. તે અમૃત છે. બ્રહ્મ છે. ઉંઘમાં આત્મા સમસ્ત એટલે બાહ્ય વિષયોની પકડ સિવાયનો હોય છે. તે અવસ્થામાં બાહ્ય વિષયોને બહારથી અંદર લાવી ઠાલવનારી ઇન્દ્રિયો મન વગેરે તમોગુણથી મ્હાત થયેલ હોઇને શાન્ત–વ્યાપાર હોય છે. જાગ્રત અને સ્વપ્નમાં, આત્મા વ્યસ્તઇન્દ્રિયો મન વગેરે દ્વારા બાહ્ય વિષયોમાં ફેંકાયેલો–વેરાયેલો રહે છે. વળી સુષુપ્તિ અવસ્થાનો આત્મા સંપ્રસન્ન હોય છે કેમકે તે, તે વેળા નિજરૂપમાં પ્રતિષ્ઠિત હોય છે. અને આત્માનું નિજરૂપ વિશોક છે. આનન્દમય છે. આવો જાગ્રત અને સ્વપ્નથી અણુભોટયો રહેતો સમસ્ત અને સંપ્રસન્ન આત્મા એ આત્મા છે–અમૃત અને અભય છે. બ્રહ્મ છે. આમ ગુરૂએ કહ્યું, એવો શાન્તહૃદયી થઇને ઇન્દ્ર વળી ઘરે જવા નિકળ્યો. પણ ગુરૂનો ઉપદેશ વિચારતાં તે ઘરે પહોંચે તે પહેલાં જ વળી પાછો ફર્યો. આ ઉપદેશમાં પણ તેને ભયમુક્તિ ન જણાઇ. વળી તેનું હૃદય અશાન્ત થતાં તે ગુરૂની પાસે આવ્યો. પાછા આવવાનું પ્રયોજન પૂછતાં તેણે ગુરૂને કહ્યું કે "હે, આચાર્ય દેવ!" યદ્યપિ સુષુપ્તિ અવસ્થાનો આત્મા જાગ્રત અને સ્વપ્નની માફક "આ હું છું આ દેહાદિ હું છું એ મારો છે–"એમ જાણતો નથી, અને તે જ મુજબ એ અવસ્થામાં એ કરણોના વ્યાપારો શાન્ત થયેલ હોઇને, આ સ્થાવર જંગમ તેને ઓળખતો નથી પણ એ પોતે પણ જાણે વિનાશને પામેલો જણાય છે. એટલે કે તે અવસ્થામાં એ પોતે મૂળમાં કોણ છે એ સમજાતું નથી! અને આ શરિરાદિને લઇને જ એનું જાણે અસ્તિ હોય, શરીરાદિનું ભાન જતું રહેતાં એ આત્માનું પણ ભાન નથી લાગતું. આથી

શરીરાદિના ભાનનો જેમ સુષુપ્તિમાં અભાવ છે તેમ એ આત્માના વિશેષ જ્ઞાનનો પણ અભાવ છે. આથી શું એ વિનાશ પામતો હશે? જો એ વિનાશ પામતો હોય તો એમાં હું કશું ભોગ્ય જોતો નથી. મોત અને ભયમાં તો ક્યાં ભોગ્ય હોય ?" આમ શિષ્યની શંકા જાણી ગુરુએ કહ્યું કે "બરોબર છે, તારી વિચારસરણિ ન્યાય્ય છે. તું બીજા પાંચ વર્ષ બ્રહ્મચર્યપૂર્વક અહીં રહે અને હું તને આત્મજ્ઞાન ઉપદેશીશ." શંકા ન ઉઠાવવાના સ્વભાવવાળા દાક્ષિણ્યયુક્ત શિષ્યે બીજા પાંચ વર્ષ કાઢ્યાં. અને એકસો ને એક વર્ષના બ્રહ્મચર્ય બાદ એને ગુરુએ આત્મજ્ઞાનનો ઉપદેશ કર્યો.

॥ इति एकादशः खण्डः ॥

---

## ॥ अथ द्वादशः खण्डः ॥

**मघवन् मर्त्यं वा इदं शरीरं आत्तं मृत्युना तदस्य अमृतस्य अशरीरस्य आत्मनः अधिष्ठानमात्तो वै सशरीरः प्रियाप्रियाभ्यां न वै सशरीरस्य सतः प्रियाप्रिययोरपहतिरस्त्यशरीरं वाव सन्तं न प्रियाप्रिये स्पृशतः ॥ १ ॥**

હે મઘવન્! નિશ્ચય મર્ત્ય છે આ શરીર–મૃત્યુથી જકડાયેલું છે. તે શરીર આ અમૃત અને અશરીર આત્માનું વાસસ્થાન છે. નિઃસન્દેહ સશરીર પુરુષ સુખદુઃખથી પકડાયેલ છે. કેમકે સશરીર પુરુષને માટે પ્રિયાપ્રિય=સુખદુઃખની નિવૃત્તિ નથી જ. નિશ્ચય અશરીર જ થયેલાને પ્રિયાપ્રિય સ્પર્શતા નથી. ॥ १ ॥

**अशरीरो वायुरभ्रं विद्युत्स्तनयित्नुरशरीराण्येतानि तद्यथैतान्यमुष्मादाकाशात्समुत्थाय परं ज्योतिरुपसंपद्य स्वेन रूपेणाभिनिष्पद्यन्ते ॥ २ ॥**

અશરીર છે વાયુ, વિજળી અને મેઘગર્જના. અશરીર છે આ બધાં તો તે જેમ પેલાં આકાશ ઉપરથી ઉઠીને, પરમજ્યોતિને પામીને નિજરૂપે પ્રકટ થાય છે. ॥ २ ॥

**एवमेवैष संप्रसादोऽस्माच्छरीरात्समुत्थाय परं ज्योतिरुपसंपद्य स्वेन रूपेणाभिनिष्पद्यते स उत्तमः पुरुषः स तत्र पर्येति जक्षन् क्रीडन् रममाणः स्त्रीभिर्वा यानैर्वा ज्ञातिभिर्वा नोपजनं स्मरन् इदं शरीरं स यथा प्रयोग्य आचरणे युक्त एवमेवायमस्मिन् शरीरे प्राणो युक्तः ॥ ३ ॥**

એ જ મુજબ, આ સમ્પ્રસાદ–સુષુપ્તિ અવસ્થાને પામેલો, પુરુષ–આત્મા, આ શરીરમાંથી ઉઠીને ( અહંમમ સંબંધથી પર થઈને, ) પરમ જ્યોતિને પ્રાપ્ત કરીને, ( સાક્ષાત્કરીને ) નિજરૂપે પ્રકટ થાય છે. તે સૌથી ઉત્તમ પુરુષ છે. ( જીવન્મુક્ત છે. ) તે જીવનમુક્ત, તે કાળે–જીવન્મુક્ત કાળમાં, વિચરે છે–સ્વતન્ત્ર થઈ સૌ વ્યવહાર કરે છે, હસતો, ખેલતો, આનંદ કરતો, કોઈ વેળા સ્ત્રીઓ સાથે, કોઈક વેળા રથાદિ સાથે, તો કદાચિત્ જ્ઞાતિભાઈઓ સાથે, પણ, મનુષ્યરૂપે આત્માના જન્મસ્થાન રૂપ આ શરીરને ન ચિન્તવતો, આ બધું કરે છે. તે જેમ રથ સાથે જોડાયેલા ઘોડા હોય છે. એમ જ આ શરીરમાં આ પ્રાણોનો પ્રાણ આત્મા પ્રારબ્ધકર્મની સમાપ્તિ સુધી જોડાયેલ છે. ॥ ૩ ॥

**अथ यत्रैतदाकाशमनुविषण्णं चक्षुः स चाक्षुषः पुरुषो दर्शनाय चक्षुरथ यो वेदेदं जिघ्राणीति स आत्मा गन्धाय घ्राणमथ यो वेदेदमभिव्याहराणीति स आत्माभिव्याहाराय वागथ यो वेदेदं शृणवानीति स आत्मा श्रवणाय श्रोत्रम् ॥ ४ ॥ अथ यो वेदेदं मन्वानीति स आत्मा मनोऽस्य दैवं चक्षुः स वा एष एतेन दैवेन चक्षुषा मनसैतान् कामान् पश्यन् रमते ॥ ५ ॥**

હવે, જ્યાં ( શરીરના જે ભાગમાં ) આ આકાશ (આંખના છેદ) માં નેત્ર જોડાયેલું છે. તે ચાક્ષુષ પુરુષ છે. જોવાને માટે સાધનરૂપ ચક્ષુ છે. હવે જે આ જાણે છે કે હું આને સુંઘું–તે આત્મા છે. નાક ગંધ સુંઘવાને માટે છે. હવે જે એમ જાણે છે કે હું આને કહું–તે આત્મા છે. બોલવાને માટે વાણી છે. હવે જે આ જાણે છે કે હું આ સાંભળું તે આત્મા છે. સાંભળવા માટે કાન છે. હવે જે આમ જાણે છે કે હું અમુક સમજું–તે આત્મા છે. મન એની દૈવી ચક્ષુથી–મનથી આ બધા કામોને જોતો હોઇને ખુશીથી ખેલે છે. ॥ ૪–૫ ॥

**य एते ब्रह्मलोके तं वा एतं देवा आत्मानं उपासते तस्मात्तेषां सर्वे च लोका आत्ताः सर्वे च कामाः स सर्वांश्च लोकान् आप्नोति सर्वांश्च कामान् यस्तमात्मानं अनुविद्य विजानातीति ह प्रजापतिरुवाच प्रजापतिरुवाच ॥ ६ ॥**

બ્રહ્મલોકમાં જે આ દેવો છે– વિદ્વાનો છે તે આ આત્માને નિશ્ચય ઉપાસે છે. એથી તેમને માટે તમામ લોકો અને તમામ કામો પકડાયેલા છે. તે સમસ્ત લોકો અને સમસ્ત કામોને પ્રાપ્ત કરે છે, જે તે આત્માને શોધીને જાણે છે. એમ પ્રસિદ્ધ પ્રજાપતિએ કહ્યુ, પ્રજાપતિએ કહ્યુ. ॥ ૬ ॥

બ્રહ્મચર્યની અવધિ પૂરી થતાં ગુરુએ શિષ્યને કહ્યું,–"હે મઘવન્! નિશ્ચય મર્ત્ય છે આ શરીર. એટલે કે આ શરીર મરણધર્મી છે. એ શરીર મૃત્યુથી

જકડાયેલ છે. તે આ શરીર આ અમૃત અને અશરીર આત્માનું વાસસ્થાન છે. અર્થાત્ શરીરને લઈને આ આત્માને જાગૃત આદિ ત્રણ અવસ્થાઓ હોય છે. તે આ શરીર મૂળમાં જ મરણધર્મી છે. એના એ સ્વભાવને ઈશ્વર પણ ફેરવી શકતો નથી. અને આત્મા એ મૂળમાં જ અમૃત છે. એ શરીરના નાશ સાથે નાશ પામતો નથી. એ આત્માનો સ્વભાવ છે. અને એ સ્વભાવને કોઇ ફેરવી શકતું નથી! આથી આત્મા અમૃત છે. અને આથી જ અભય છે. પણ આ મરણાક્રાન્ત શરીર એ આત્માનું ઘર છે. જ્યાંસુધી માણસને આ શરીર સદન ઉપર "આ મારું છે, હું એ શરીર છું"—એવું એવું અહંતા મમતાનું મિથ્યાજ્ઞાન હોય છે, એટલે કે જ્યાં સુધી માણસ શરીરી જ છે, ત્યાં સુધી તેને માટે પ્રિયાપ્રિયની નિવૃત્તિ નથી. આત્માને તો મૂળમાં શરીર જ નથી. તે અશરીર છે. પણ શરીરને તે પોતાનું માની લઇને પ્રવૃત્ત થાય છે. આથી શરીરમાં જ્યાં લગી આત્માભિમાન હોય છે ત્યાં સુધી ટનબંધી તત્ત્વજ્ઞાન હોય તો પણ સુખ દુઃખના આઘાતો લાગ્યા સિવાય રહેતાં નથી! આથી વિરુદ્ધ જે છતાં શરીરે અશરીર છે એટલે કે શરીરના ઉપર અહંતામમતાના ભાને સિવાયનો છે, આત્મા નિમગ્ન હોઇને શરીર ઉપરથી જે ઉઠી ગયેલો છે તેને સુખદુઃખ સ્પર્શતા નથી. એટલે કે સુખદુઃખ તેને સ્પર્શે તોપણ મ્હાત કરી શોકગ્રસ્ત કરાવી શકતાં નથી! જ્યાં જ્યાં સશરીરતા ત્યાં ત્યાં પ્રિયાપ્રિય સ્પર્શનો અનુભવ અનિવાર્ય છે. આથી આત્મા અને દેહને મૂળમાં સમજી લેવાથી જ શોક નિવૃત્ત થાય છે. અશરીરતા—છતાં દેહે દેહમાં આત્મભાવની નિવૃત્તિમાં મુક્તિ છે—જીવન્મુક્તિ છે. સુષુપ્તિમાં રહેલો આત્મા જેમ આ શરીર ઉપરનો અહંતામમતાનો ભાવ છોડી, ઉંઘમાં પરમજ્યોતિનો સાક્ષાત્કાર કરી નિજરૂપે પ્રકટ થાય છે તેમ જે માણસ જાગૃત અવસ્થામાં આ શરીર ઉપરની અહંતામમતાને જ્ઞાનપણે તજી, શરીરથી પર થાય છે; તે જાગ્રતમાંજ તુરીય અવસ્થાને પામી, પરમપુરુષનો અહીં જ સાક્ષાત્કાર કરી, નિજરૂપે—બ્રહ્મરૂપે—અમૃતરૂપે—અભયરૂપે, પાપપુણ્યથી પર રૂપે પ્રકટે છે—પોતાનો અનુભવ કરે છે! આવો જાગ્રતમાં, જ્ઞાન બળે જાગ્રત આદિ ત્રણે અવસ્થાનો બેભાન અને નિજાવસ્થાનો જાણકાર પુરુષ ઉત્તમ પુરુષ છે—જીવન્મુક્ત પુરુષ છે. આવી જીવન્મુક્ત અવસ્થા નિરન્તર ભોગવતો હોઇને તેવો પુરુષ વ્યવહારમાં વર્તે છે પણ તેનો સ્પર્શ રહેતો નથી. તે સ્થિતપ્રજ્ઞ છે. તેવો જીવન્મુક્ત પુરુષ પ્રારબ્ધકર્મની ક્ષીણતા થાય ત્યાં સુધી આ દેહે રહે છે. પ્રારબ્ધકર્મની ગતિ પૂરી થતાં વિદેહમુક્ત થાય છે! આમ આ ત્રણ મન્ત્રોમાં આત્માનું પરિપૂર્ણ તત્ત્વજ્ઞાન સંક્ષેપમાં કહ્યું. હવેથી ચોથી અને પાંચમી ઋચામાં આંખ વગેરે સાધનરૂપ છે. આત્મા તદ્રૂપ નથી. અર્થાત્ કરણમાત્રથી આત્માનો વિવેક—આત્મા આંખ વગેરે સૂક્ષ્મ ઇન્દ્રિયોથી ભિન્ન છે —એમ બતાવે છે! અર્થાત્ આત્મા શરીરથી ભિન્ન છે—ઇન્દ્રિયોથી ભિન્ન છે. જાગ્રત,

સ્વપ્ન અને સુષુપ્તિ અવસ્થાથી ભિન્ન છે. એ તે તે તત્ત્વથી ભિન્ન આત્માના અપહતપાપ્માદિ લક્ષણોને જાતઅનુભવે જાણી તદ્રૂપે આત્માનો અનુભવ કરી, જીવન્મુક્ત થવામાં જીવનની કૃતકૃત્યતા છે એ આખાય સંવાદનો ધ્વનિ છે! આ રીતે ઇન્દ્રે અનુભવ કર્યો અને અમૃત, અભય, બ્રહ્મ અને વિશોક થયો. જે કોઈ ઇન્દ્રની પેઠે બ્રહ્મચર્યપૂર્વક એમ કરશે તે પણ તે જ ફળ મેળવશે!

॥ इति द्वादशः खण्डः ॥

---

## ॥ अथ त्रयोदशः खण्डः ॥

**श्यामाच्छबलं प्रपद्ये शबलाच्छ्यामं प्रपद्येऽश्व इव रोमाणि विधूय पापं चन्द्र इव राहोर्मुखात्प्रमुच्य धूत्वा शरीरमकृतं कृतात्मा ब्रह्मलोकमभिसंभवामीत्यभिसंभवामीति ॥ १ ॥**

હું ક્વચિન્ કાળા કર્મના ફળરૂપ દુઃખથી, ધોળા કાળાં કર્મના ફળરૂપ સુખદુઃખને પ્રાપ્ત થયેલ, ક્વચિત્ ધોળાં કાળા કર્મના ફલરૂપ સુખદુઃખથી કાળાં કર્મના ફળરૂપ દુઃખને પ્રાપ્ત થયો છું પરંતુ હવે બસ ઘોડો જેમ રુંવાટીને તેમ પાપપુણ્યને ખંખેરીને, રાહુના મુખમાથી ચન્દ્રની માફક અજ્ઞાનમાથી છૂટીને શરીરને દૂર ફેંકીને, કૃતાત્મા થયેલ હું નિશ્ચય બ્રહ્મલોકને પ્રાપ્ત થયો છું. પ્રાપ્ત થયો છું. ॥ ૧ ॥

આમ તેરમા ખંડ સુધીમાં આત્માનું વિશદ તત્ત્વજ્ઞાન, ઉપદેશ્યું. હવે એ તત્ત્વજ્ઞાનને જીવનમાં જીરવી ચૂકનાર માણસની જે સ્વાનુભવની કબૂલાત છે તે આપતાં ઋષિ તત્ત્વજ્ઞાનથી શુક્લ, કૃષ્ણ અને શુક્લકૃષ્ણ કર્મોના બંધ કેવી રીતે શિથિલ થઈ જાય છે તે બતાવે છે! આત્માના તાત્ત્વિક જ્ઞાનથી ધોળાં, કાળા અને મિશ્ર એવા તમામ કર્મો નિર્વીર્ય–વન્ધ્યબીજ–થાય છે. અને માનવ આત્મા કૃતકૃત્ય થાય છે! આખા ખંડનો અર્થ સ્પષ્ટ છે. ઋષિનો, તત્ત્વજ્ઞાનના અનુભવથી સ્ફુરતો સમર્થ ઉલ્લાસ, ધ્યાન ખેંચે એવો છે!

॥ इति त्रयोदशः खण्डः ॥

---

## ॥ अथ चतुर्दशः खण्डः ॥

आकाशो वै नामरूपयोर्निर्वहिता ते यदन्तरा तद्ब्रह्म तद् अमृतं स आत्मा प्रजापतेः सभां वेश्म प्रपद्ये यशोऽहं भवामि ब्राह्मणानां यशो राज्ञां विशां यशोऽहमनुप्रापत्सि स हाहं यशसां यशः श्येतमदत्कमदत्कं श्येतं लिन्दु माऽभिगां लिन्दु माऽभिगाम् ॥ १ ॥

આકાશ નિશ્ચય, પ્રસિદ્ધ, નામરૂપનું નિર્માતા છે. તે બન્ને-નામ અને રૂપ જેની અંદર અંદર છે, તે બ્રહ્મ છે. તે બ્રહ્મ છે. તે અમૃત છે. તે આત્મા છે. હું પ્રજાપતિની સભાને-વિદ્વત્સભાને પ્રાપ્ત થાઉં. હું ક્ષત્રિયોમાં યશસ્વી થાઉં. હું વૈશ્યોમાં યશસ્વી થાઉં. હું યશને પ્રાપ્ત થવા ચાહું છું. તે હું નિશ્ચય તારા યશસ્વીઓના યશસ્વીને પ્રાપ્ત થવા ચાહું છું. હવેથી હું આ લાલ, દાંત રહિત છતાં ખાઈ જનારી એવી આ લાલ મલિન સ્રીયોનિને ન પ્રાપ્ત થાઉં. ન પ્રાપ્ત થાઉં. ॥ ૧ ॥

હવે ચૌદમા ખંડમાં આકાશ નામરૂપનું નિર્માતા છે એમ કહે છે. નામ અને રૂપનું જે વ્યાકરણ કરે તે આકાશ–અર્થાત્ આકાશ એટલે પરમાત્મા. એ પરમાત્માની અંદર નામરૂપ છે. અર્થાત્ પરમાત્મા આધારરૂપ છે! એ સર્વાધાર નામરૂપના નિર્માતા પરમાત્મા બ્રહ્મ છે–અમૃત છે–પ્રત્યગાત્મા છે! આથી જ પ્રાપ્તવ્ય છે! આ આત્મા પ્રાપ્તવ્ય છે! આટલું સૂચવી સાધક આત્મજ્ઞાનીને છાજે એવી કેટલીક પ્રાર્થનાઓ કરી અને જન્મમરણના ફેરામાંથી પોતે છૂટે એવી તીવ્ર ઇચ્છા પ્રદર્શિત કરી ઈશ્વરની ઉપાસનાને સમર્થિત કરે છે!

॥ इति चतुर्दशः खण्डः ॥

---

## ॥ अथ पञ्चदशः खण्डः ॥

तद्धैतद्ब्रह्मा प्रजापतय उवाच प्रजापतिर्मनवे मनुः प्रजाभ्यः आचार्यकुलाद्वेदमधीत्य यथाविधानं गुरोः कर्मातिशेषेणाभिसमावृत्य कुटुम्बे शुचौ देशे स्वाध्यायमधीयानो धार्मिकान्विदधदात्मनि सर्वेन्द्रियाणि संप्रतिष्ठाप्याहिंसन्सर्वभूतान्यन्यत्र तीर्थेभ्यः स खल्वेवं वर्तयन्यावदायुषं ब्रह्मलोकमभिसंपद्यते न च पुनरावर्तते न च पुनरावर्तते ॥ १ ॥

તે આ આત્મજ્ઞાન નિશ્ચય બ્રહ્મા-સૃષ્ટિશક્તિ પરમાત્માએ, પ્રજાપતિ-વિવસ્વાનને કહ્યું. પ્રજાપતિએ મનુને અને મનુએ સૌ પ્રજાને કહ્યું. ગુરુકુલમાંથી, સેવા શુશ્રુષા આદિ કામો કરતાં બચેલાં વખતમાં યથાવિધિ વેદને ભણીને, કુટુંબમાં પાછો આવીને-ગૃહમેધી થઈને, પવિત્ર દેશમાં-સ્વચ્છ જગ્યાએ સ્વાધ્યાય કરતો હોઈને; તથા પુત્ર શિષ્ય આદિ તમામ પ્રજાને ધાર્મિક બનાવતો હોઈને, સૌ ઈન્દ્રિયોને મનમાં સારી પેઠે ઠેરવીને, શાસ્ત્રો સિવાય-શાસ્ત્રોક્ત કર્મો વિના, સમસ્ત ભૂતોને ન હણતો હોઈને, તેવો મનુષ્ય આત્મજ્ઞાનથી વર્તમાન હોય છે. તે નિશ્ચય આયુષ્યભર આમ વર્તતો હોઈને આત્મજ્ઞાનપૂર્વક, કેવળ કર્તવ્યબુદ્ધિથી શાસ્ત્રોક્ત તમામ કર્મોને યથાસમય ઠીક ઠીક કરતો હોઈને, બ્રહ્મલોકને પ્રાપ્ત થાય છે. નથી તે નિશ્ચય પાછો આવતો. નથી તે નિશ્ચય પાછો આવતો. ॥ ૧ ॥

ત્યાર બાદ આત્મજ્ઞાનની પરંપરા બતાવી, ગુરુકુળમાં કેવી રીતે વિદ્યા પ્રાપ્ત કરવી, ગૃહસ્થ જીવન કેવી રીતે ગુજારવું અને પોતપોતાના કર્તવ્યમાં કેવી રીતે કર્તવ્યનિષ્ઠ રહી, અંતે પરમાત્માને પ્રાપ્ત થવું એનો સુન્દર ક્રમ રજૂ કરી ઉપનિષદ્‌ની સમાપ્તિ ભણે છે. આ ભાગ સરળ હોઈ વ્યાખ્યાની ખાસ જરૂર નથી. આ રીતે વર્તનારો પુરુષ પરમાત્માની કૃપાથી પુનરાવર્તન પામતો નથી. પુનરાવર્તન ન પામવું એ જ તો જીવનનો ધન્યતમ લ્હાવો છે! પરમાત્મા સૌને આ ધન્ય સ્થિતિ આપો!

॥ इति पञ्चदशः खण्डः ॥

॥ इति अष्टमोऽध्यायः ॥

॥ ॐ आप्यायन्तु इत्यादि शान्तिपाठः ॥

॥ इति छांदोग्योपनिषत् ॥